# શ્રી ભવ્યજીવોને યોગ્ય

# હિતોપદેશ.

લેખક-

પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય શ્રીમાન ૧૦૦૮ મુક્તિ-
વિજયજી ( મૂલચંદજી ) ગણિવર્યના
શિષ્યવર્ય શ્રીમાન ૧૦૮ ગુલાબ
વિજયજી મહારાજના શિષ્ય
શ્રી મણિવિજયજી.

પ્રકાશક

શા. જેસંગભાઈ લાલભાઈ
સેક્રેટરી વીર સમાજ—અમદાવાદ

આવૃત્તિ ૧ લી     પ્રત ૮૦૦

સંવત ૧૯૮૦     વીર સંવત ૨૪૫૦     સને ૧૯૨૪

અમૂલ્ય

શ્રી ભવ્ય જીવોને યોગ્ય

# હિતોપદેશ

લેખક.

પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય શ્રીમાન ૧૦૦૮ મુક્તિ-
વિજયજી ( મૂલચંદજી ) ગણિવર્ય્યના
શિષ્યવર્ય્ય શ્રીમાન ૧૦૮ ગુલાબ
વિજયજી મહારાજના શિષ્ય શ્રી
મણિવિજયજી.

પ્રકાશક.
શા. જેસંગભાઇ લાલભાઈ.
સેક્રેટરી વીરસમાજ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી  પ્રત ૮૦૦

સંવત ૧૯૮૦  વીર સંવત્ ૨૪૫૦  સને ૧૯૨૪.

અમૂલ્ય

# પ્રસ્તાવના.

પ્રિય વાચકવર્ગ ! આજથી સાત આઠ વર્ષ પહેલા મહારા મનમા કાઇક અલગ વિચાર ઉત્પન્ન થવાથી માસીકોમા અને સાપ્તાહિકોમા હુ લેખો પ્રગટ કરવા લખી મોકલાવતો હતો તે બંધ કરી અને લેખમાળા નામનુ પુસ્તક બનાવી બુક આકારે બહાર પાડવાનો મહારો મનસુબો થયો અને તેજ વખતે તે વાત અમલમા મુકી આપણી જૈન પ્રજાને લાભ આપવા માટે મે લેખો લખી સગ્રહ કરવા માડયા, પરંતુ વચ્ચે અવાર નવાર જૈન પ્રજામા અકસ્માત્ ઝગડા ટટા પડવા માડયા જાણી મુલતવી રાખ્યુ વળી કાઇક વખત આવ્યો અને બુકો બાહેર પાડવા સમય આવ્યો તેવામાજ દેવદ્રવ્યની ચર્ચા ઉઠી તેથી તે વાત મુલતવી રાખી. પછી બુકો બાહેર પાડવાના સજ્જડ ઠરાવ ઉપર આવી રા રા કેશવલાલ દલસુખભાઇ કે જેઓ શ્રીવીરશાસન માસિકના તત્રી હતા તેમને વિચાર દર્શાવી તેમણે વીરશાસનના ગ્રાહ-કોને ભેટ આપવાનું ઠરાવી પ્રથમ શ્રી સપ્તવ્યસન નિષેધ નામનો ગ્રંથ પ્રકટ કરવા આપ્યો અને તેઓએ પણ ખુશીથી પ્રગટ કરી વીર-શાસનના ગ્રાહકોને ભેટ સવત ૧૯૭૮ મા આપ્યો ત્યારબાદ બીજા ઘણા લેખો બાકી રહેવાથી વીરશાસન અઠવાડીકના ગ્રાહકોને ભેટ આપવા તૈયાર કરી શ્રી ભવ્યજીવોને યોગ્યહિતોપદેશ એ નામ રાખી આ ગ્રંથ પ્રગટ કરાવ્યો છે તે એટલા માટે કે વાચકવર્ગ તેમનો છુટથી લાભ લઇ શકે

કહેવુ બોલવુ લખવુ અને જાણવુ બહુજ દુર્લભ છે અને તેમા પણ સમજવુ બહુજ દુષ્કર છે અને તેમા પણ પ્રતિપાલન કરવુ તે તો

મહાન્ દુષ્કરમા દુષ્કર છે છતા પણ વાચી જાણીને જે માણસો પુસ્તકો ફેકી દે છે તેમ નહિ કરતા કાઇ અમલમા મુકી શકાય એવો તો જ્યારે વાચકવર્ગ પકડે ત્યારેજ તે વર્ગ સ્વઆત્માનુ કલ્યાણ કરી શકે કદાચ કોઇને પ્રશ્ન થશે કે ઘણા પુસ્તકોના ભાષાતરો થઇ ગયા છે તેને અમો વાચીયે છીયે તો તેને ઉત્તર આપીશુ કે તે તમારૂ કેહેવુ સાચુ છે પણ અમો તમોને પ્રશ્ન પુછીશુ કે તેમા તો ઘણા વિષયો છે તો તમોયે તેમાથી શુ શુ અ ગીકાર કર્યું ? કયા કયા ગુણો મેળવ્યા ? ક્યા કયા પદાર્થો ત્યાગ કરવા લાયક ત્યાગી દીધા ? કયા કયા દુર્ગુણો છોડયા ? અને પુસ્તક ક્યા ક્યા અસદ્વર્તનને છોડી કયા સદ્વર્તનમા આત્માને લાગુ પાડયો વિગેરે વિગેરે પુછીશુ તો જુદા જુદા ઉત્તરો આપશે ને છેવટે જણાવશે કાજ્જિ નહિ બધુ કોને યાદ રહે ? એટલુ બધુ કેમ પળાય જ જાળી માણસનો મેરૂ જેટલો ધાર્મિક ભાર ઉપાડવાનો આશરો શો ? ભારેકર્મીજીવોથી થાય શુ ? પાપી જીવાથી પળાય શુ ? મરીને દુર્ગતિમા જવુ છે તેથી સુઝે કેમ ? પુસ્તકની ગહન વાર્તાના ભેદની અમારા જેવા અજ્ઞાની જીવોને ગતાગમ પડે શુ ? વિગેરે અનેક ઉત્તરો મળશે અને મળે છે તે પણ પ્રત્યક્ષ છે આવા ઉત્તરોથી વીતરાગ મહારાજાના સત્ય વચનો શાસ્ત્રકાર મહારાજાયે જે પ્રમાણે પ્રગટ કરેલ છે તે સર્વે લાભદાયક ને આદરવા લાયક છે છતા પણ તે સમગ્રમાથી ખાસ ભવ્યજીવોને કેટલાક આદરવાજ જોઇયે વિગેરે જાણી અમુક અમુક વિષયનો સગ્રહ કરી આ બુક બાહેર પાડી છે તેને વાચી વિચારી મનન કરી સમજી બીજાને સમજાવા પોતે પાળી બીજાને પળાવી જે જીવો તે તે કર્ત્તવ્યોને આદરશે તો સ્વઆત્માનુ કલ્યાણ કરશે અને આ લેખકનો પરિશ્રમ

સફળ થશે વળી એટલુ પણ અવશ્ય યાદ રાખવુ કે મહાન્ સ્વયભુ-રમણ સમુદ્ર થકી પણ અનુમાને અધિક સિદ્ધાત કે જેઓ આપણાં ધર્મશાસ્ત્રો છે અને તેમાથી આપણાથી સમગ્ર અર્ધ પા મણ શેર પાશેર રૂા. ભાર પણ લઈ પાળી શકાતું નથી પણ આ લેખો કે જે એક એક બિદુ સમાન છે તેને પણ જો ભવ્યજીવો નહિ અગીકાર કરે તો તેમના જેવો અણસમજુ બાલક અને ખરેખર ભુલો પડેલો બીજો માણસ કોણ ? બસ કોઇજ નહિ. માટેજ આ લખેલ લેખોમા લખેલ વાચન વાચી તેમાથી ખાસ ગ્રહણ કરી પોતાના આત્માને અને લેખકને કૃતાર્થ કરવાની સુચના કરી અમો વિરામ પામીયે છીયે.

લેખક. મણિવિજય.



# અનુક્રમણિકા.



**વિષયાનુક્રમ.** **પૃષ્ઠાંક.**



—*—

આ ગ્રંથ છપાવવા સારૂ મુનિમહારાજશ્રી મણિવિજયજીના ઉપદેશથી ગામ લુણાવાડામાથી નીચે મુજબ સહાય મળી છે તે બાબત તેઓશ્રીનો તથા સહાયકોનો આભાર માનવામા આવે છે.

૧૦૫) જ્ઞાન ખાતાના.
૪૫) બાઈ જમના તથા ડાહી
૨૫) બાઇ મહાકોર ગાંધી ભુલા ઝવેરની દીકરી
૨૫) શા મગનલાલ વેલજી
૨૦) ઓશવાળ છગનલાલ ભુરાભાઈ.
૧૫) ઓશવાળ જેઠાલાલ ભુરાભાઇ.
૧૦) બાઇ રાયકોર શા કુબેરદાસ કેવલજીની દિકરી
૫) શા છગનલાલ ભુરાભાઇ
૫) બાઇ ધરીજ શા. હેમચદ વ્રજલાલની દિકરી.

———

૨૫૫

ॐ अर्हम्

नम श्रीमन्मुक्तिविजयजी( मूलचंदजी )गणिगुरुभ्यः

# શ્રીભવ્યજીવોને યોગ્ય હિતોપદેશ.



## तीर्थस्वरूपम्.

હે ભવ્ય બાંધવ ! શાસ્ત્રકાર મહારાજાઓએ બે પ્રકારના તીર્થો કહેલા છે તેવા એક સ્થાવર તીર્થ અને બીજુ જગમ તીર્થ. સ્થાવર તીર્થને વિષે શત્રુંજય ગિરનાર તારગા આબુ સમેતશીખર ભોયણી પાનસર શંખેશ્વર જીરાવલ્લા ભીલડીયા ઉપરીયાલા કેસરીયાજી અંતરીક્ષજી અવંતીજી મક્ષીજી વિગેરે પ્રશસ્ત રીતે ગણત્રી કરવામા આવેલા છે અને જગમ તીર્થ મુનિ મહારાજાઓ ગણાય છે. સ્થાવર તીર્થોને વિષે મુખ્યતાથી શત્રુંજયાદિ ઉપરોક્ત પંચ તીર્થોને ગણેલા છે. આ તીર્થોની મહાન્ ભવ્ય જીવો યાત્રાઓ કરે છે તેમા કેટલાયેક તો તીર્થની આશાતના ઉત્તમ રીતે ટાલે છે. કેટલાયેક મધ્યમ રીતે ટાલે છે કેટલાયેક આશાતના નહિ ટાલતા આશાતના કરી જાત્રને નામે કેવલ પાપકર્મ બાંધી પોતાને ઘરે જાય છે. તીર્થ તીર્થ તીર્થ દુનિયાના જીવો પોકારો પાડી મરે છે, પરંતુ તીર્થ એટલે શું, તીર્થ કોને કએવુ તીર્થ કેટલા પ્રકારના છે અને કેવા ગુણો યુક્ત હોય ત્યારે યથાર્થ તીર્થ કહેવાય તેની સમજણ વિનાના માણસોને તીર્થનું દિગ્દર્શન કરાવવા નિમિત્તે કરૂણાના સમુદ્ર શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજા પ્રથમ તીર્થની વ્યુત્પત્તિ કરી દેખાડી તેનું વિસ્તારથી વર્ણન કરે છે.

यदुक्तं विशेषावश्यकसूत्रे—

तीर्यते भवोदधिरनेन अस्मात् अस्मिन्निति वा तीर्थं वक्ष्यमाणस्वरूपम्, तत्करणशीला. तीर्थंकरा, अथवा यद् यस्मात् तीर्यते दुस्तरं वस्तु तेन तस्मिस्ततो वेत्यतस्तीर्थमुच्यते

ભાવાર્થ—જેના વડે કરી ભવસમુદ્ર તરાય તથા જેના થકી ભવસમુદ્ર તરાય તથા જેને વિષે ભવસમુદ્ર તરાય તે તીર્થ કહેવાય છે આગલ ઉપર જેના સ્વરૂપને કથન કરવુ છે તે તીર્થ કહેવાય છે તે તીર્થ કરવાનો શીયલ સ્વભાવ જેનો હોય છે તે તીર્થંકરો—તીર્થંકરો કહેવાય છે અર્થાત્ તીર્થંકર મહારાજાઓ તીર્થોનુ પ્રવર્તમાનપણુ પ્રવર્તાવે છે અથવા જેના વડે કરીને અથવા જેના થકી દુસ્તર વસ્તુને તરી શકાય છે, તેના વડે કરીને અથવા તેને વિષે અથવા તેથકી દુસ્તરપણાનો પણ પાર પામી શકાય છે તે તીર્થ કહેવાય છે

नाम-स्थापना-द्रव्य-भाव-तीर्थं चतुर्विधम्

ભાવાર્થ—નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર પ્રકારે તીર્થ કહેલ છે, તેમા નામતીર્થ અને સ્થાપનાતીર્થ પ્રસિદ્ધ છે અને દ્રવ્યતીર્થ અપ્રશસ્ત નદી અને સમુદ્રાદિકને મનુષ્યો નાવ જહાજ ઇત્યાદિક વડે કરી તરે છે, તે દ્રવ્યતીર્થ કહેવાય છે.

જે કારણુ માટે દેહાદિક દ્રવ્ય માત્રને તારે છે, નદી સમુદ્રના પારને પમાડે છે, પરંતુ જીવને સંસારસમુદ્રનો પાર નહિ પમાડી શકવાથી અર્થાત્ જીવને મુક્તિ નહિ પહોચાડી શકવાથી અપ્રધાન (શ્રેષ્ઠ નહિ) તે દ્રવ્યતીર્થ કહેવાય છે. વળી શરીર ઉપર રહેલ પ્રસ્વેદ પરસેવો તથા મલ ઇત્યાદિક બાહ્ય પદાર્થને દુર કરે છે, પરંતુ

અંતરંગ પ્રાણાતિપાતાદિ અઢાર પાપસ્થાનજન્ય કર્મમલને દુર નહિ કરી શકવાથી દ્રવ્યતીર્થ કહેવાય છે

વળી નદી આદિ તીર્થો જે તે એકાંતીક ફલને આપનાર નથી, પરંતુ અનેકાંતીક ફલને આપનાર છે કારણ કે નદી આદિ તરનાર કદાચિત્ નદી આદિકને તરે છે ને કદાચિત્ નદી આદિકમા બુડે છે તે માટે નદી આદિક તીર્થ જે તે અનેકાંતીક ફલયુક્ત કથન કરેલ છે.

વળી આત્મા જે તે નદી આદિક તીર્થને કેવલ દ્રવ્ય માત્રથી તરે છે તેથી દ્રવ્યતીર્થ અપ્રધાન કહેલુ છે.

વળી કોઇક તીર્થિકોનુ માનવુ એવુ છે કે નદી આદિક દ્રવ્ય-તીર્થ સ્નાન કરવાથી, પાણિના પાન કરવાથી, તેને વિષે પ્રવેશ કરવાથી તથા વિધિ સહિત સેવન કરવાથી નિશ્ચય ભવને તારવાવાલુ છે તથા સંસારસમુદ્રના પારને પ્રાપ્ત કરનાર છે હવે શાકારણથી સંસાર-સમુદ્રને તારવાવાલુ છે તે કહે છે કે તારણાદિ ફલવાલુ છે એટલે શરીરને તારે છે, શરીરના મેલને પ્રક્ષાલન કરે છે કે દુર કરે છે તથા તૃષાને છેદી નાખે છે તથા શરીરને વિષે દાહાદિક ઉત્પન્ન થયા હોય તો તેને ઉપશાંત કરે છે.

આ ઉપરોક્ત રીતે કોઇક તીર્થિકો કહે છે અને માને છે તે યોગ્ય નથી, કારણ કે સ્નાનાદિકના કરવાથી જીવોના ઘાતના હેતુ-ભૂત થાય છે, જેમકે તરવાર ભાલુ બરછી ચક્ર ત્રિશૂલ શૂલી વિગેરે જીવોના ઘાતના હેતુભૂત છે તેનાજ પેઠે

પરમાર્થ જેમ શસ્ત્રાદિક પદાર્થો જીવોના ઉપઘાતના હેતુભૂત થઇ દુર્ગતિ ફલને આપવાવાળા થાય છે તેવીજ રીતે સ્નાનાદિક ભવને તારવાવાળા કેવી રીતે થઇ શકે, અર્થાત્ થાયજ નહિ

કારણ કે તેના અંદર પણ અસંખ્યાતાઅનંતા જીવોનો ઘાત થાય છે, છતા પણ તેઓ એમજ માને કે નદી આદિક તીર્થો ભવને તારવાવાળા છે તો ચંડાલ મચ્છીમાર અને શલી ઇત્યાદિકોને પણ તીર્થ માનવા જોઇયે કારણકે તેપણ ભવને તારવાવાલા તીર્થજ ગણી શકાશે, કેમકે તેને વિષે પણ કેવલ જીવઘાતનો હેતુ રહેલો છે અને તે કારણ માટેજ નદી આદિક તીર્થ ભવને તારવાવાળુ થતું નથી, કારણકે હિંસાનુજ એક મૂલ કારણ રહેલું છે. ઘંટી અને ખાંડણી જેમ એકાંત જીવઘાતના હેતુભૂત છે, તેમજ સ્નાનાદિક પણ જીવઘાતના સ્નાનને પુન્યનુ કારણ માનતા હો તા-મ્બૂલના ભક્ષણ કરનારા અને પુષ્પની સુગંધ તથા પુષ્પોની માલા ધારણ કરવાના પ્રેમી અને નગીગદિકને ધૂપાદિક વડે કરી સુગંધયુક્ત કરનારા તથા શરીગદિકને તૈલાદિક વડે કરી અભ્યંજન-મર્દન કર-નારા ઇત્યાદિક વિટ્ પુરૂષો-વ્યસની પુરૂષોને પણ પુન્યાદિકના હેતુ-ભૂત ગણી શકાશે વલી ફક્ત દેહ માત્રને તારવાના ફલમાત્રને દેખા-ડનારા નદ્યાદિક તીર્થ ભવ તારનાર વિશિષ્ટ ફલની પ્રાપ્તિ કરવાને માટે શક્તિ ધારણ કરી શકવા સમર્થમાન નથી, કારણકે નિર્યામકનો અભાવ છે. તથા પ્રત્યક્ષ નજરો નજર જોઇ શકવામા આવતા જીવોનો ઘાત તેમજ જીવોને પીડા થાય છે ઇત્યાદિક પ્રકારે વિચારણા કરી પોતાની બુદ્ધિવડે કરી દોષોના સમુહની ઉદ્‌ભાવના કરવાથી સત્યાર્થ પ્રગટ થશે

યદિ પ્રેરક એમ માને કે ગંગા નદીના જલાદિક તીર્થજ છે. દાહને નાશ કરવાથી તૃષાને ઉપશાંત કરવાથી તથા દેહને ઉપકાર કર-વાથી આવી જો માન્યતા હોય તો મધુ મધ માંસ અને વેશ્યાદિકો

પણ તીર્થ ગણી શકાશે, કારણ કે તે સર્વે પણ શરીરને ઉપકાર કરવાના હેતુભુત રહેલા છે તેજ કારણ માટે તે સર્વે દ્રવ્યતીર્થ ગણી શકાય છે, કિ ંતુના દ્રવ્યતીર્થજ કહેવાય છે.

ભાવતીર્થ સબંધમા સિદ્ધાતને વિષે શ્રીસઘને તીર્થ કહેલ છે શ્રીભગવતીસૂત્રને વિષે ચરમતીર્થંકર મહાવીર મહારાજાને પ્રશ્ન કરવાથી ગૌત્તમસ્વામિ પ્રત્યે મહાવીર મહારાજાયે કહ્યુ—

यदुक्तं भगवतीसूत्रवृत्तौ—

**तित्थ भंते तित्थं तित्थयरे तित्थं, गोयमा ! अरहा ताव नियमा तित्थंकरे तित्थ पुण चाउवन्नो समणसंघो, इति—**
**तीर्थं भगवन् तीर्थं तीर्थंकरस्तीर्थम् गौतम ! अर्हन्त स्तावत् नियमात् तीर्थंकराः तीर्थं पुनश्चातुवर्णः श्रमणसंघ.**

ભાવાર્થ -તીર્થ ભગવન્ તીર્થ તીર્થંકર કહેવાય-હોય હે ગોતમ, અર્હન્ મહારાજા નિશ્ચય તીર્થંકર કહેવાય છે અને ચાતુર્વર્ણ શ્રીસંઘ તીર્થ કહેવાય છે ઈહા તીર્થસિદ્ધિને વિષે તારકાદિકને નિશ્ચય ગણી શકાય છે તેમા પણ આ સઘ તીર્થને વિષે પણ તેમના વિશેષભૂત તારક-તારવાવાલા સાધુ કથન કરી શકાય છે. જ્ઞાન દર્શન ચારિત્ર તે તરણ કહેવાય છે અને તરણીય ભવસમુદ્ર કહેવાય છે અર્થાત્-ભવ્યજીવોને વીતરાગમહારાજનો અનેકાંતિક અને એકાત હિતાવહ માર્ગનુ દિગ્દર્શન કરાવી જાણપણુ કરાવી જ્ઞાનદર્શન ચારિત્રરૂપી જહાજ-વહાણનુ ભવ્ય જીવોને આલબન કરાવી તરવારૂપ ભવસમુદ્રના પારને પમાડે છે તેજ કારણ માટે સાધુ કહેવાય છે. જ્ઞાન દર્શન ચારિત્ર તરણ કહેવાય છે અને ભવસમુદ્ર જે તે તરણીયં કહેવાય છે.

ઇહા સમ્યગ્દર્શનાદિના પરિણામવ્યાપ્ત હોવાથી સઘ તીર્થ કહેવાય છે કારણકે તેને વિષે ઉતરેલા એટલે તીર્થને વિષે પ્રવર્તમાન થયેલા જીવો અવશ્ય ભવસમુદ્રને તરે છે તે સઘને વિષે વિશેષભૂત સાધુ જે તે મુખ્ય વૃત્તિથી તરેલા કહેવાય છે કારણકે સમ્યક જ્ઞાન દર્શન ચારિત્રાદિક વડે કરી તેઓ સપન્ન હોય છે

હવે ઇહા કોઇક પ્રશ્ન કરે કે સઘ જે તે ભાવતીર્થ શાકારણથી કહેવાય? તેનો તેને ઉત્તર આપે છે જ્ઞાનદર્શનચારિત્રનો વિપક્ષ અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિભાવ જીવના પરિણામવિશેષ ભાવ જ્ઞાનદર્શનચારિત્રનો વિપક્ષ કહેવાય અને વિપક્ષ થકી જ્ઞાનદર્શનચારિત્ર જ્ઞાનરૂપ હોવાથી અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ થકી તારે છે વલી કેવલ અજ્ઞાનાદિકથી તારે છે એટલુજ નહિ પરતુ ભવભાવથી પણ તારે છે ભવ-સસાર તેને વિષે ઉત્પન્ન થયેલા જીવોને જ્ઞાનાદિભાવાત્મક સઘ અજ્ઞાનભાવ થકી તેમજ સસારસમુદ્ર થકી તારનારા હોવાથી સઘ જે તે ભાવતીર્થ કહેવાય છે.

उक्तं च—रागाद्यभा प्रमादव्यसनशतचलद्दीर्घकल्लोलमाल,
क्रोधेर्ष्यावाडवाग्निर्मृतिजननमहानक्रचक्रौघरौद्र ।
तृष्णापातालकुंभोभवजलधिरयं तीर्यते येन तूर्णं,
तज्ज्ञानादिस्वभावं कथितमिह सुरेन्द्रार्च्चै तैर्भावतीर्थम ॥

ભાવાર્થ —ઇંદ્રમહારાજાયે પૂજેલ એહવુ અને સમ્યગ્દર્શનજ્ઞાન-ચારિત્રાદિ નિર્મલ સ્વભાવશીલ શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાયે ભાવ તીર્થને કથન કરેલ છે, કારણ કે જેના વડે કરી ભવસમુદ્ર સુખ-શાંતિથી તરી શકાય છે, તેનેજ ભાવતીર્થ કહેવાય છે. જેમ સમુદ્રને વિષે પાણિ હોય છે તેમજ લોલચચલકલ્લોલાનો સમુહ હોય છે

તથા વડવાનલ અગ્નિ હોય છે તથા જલજતુઓના ભયકર સમુહ હોય છે તથા પાતાલકુભ પાતાલકલશ હોય છે તેનીજ રીતે આ ભવસમુદ્રને વિષે રાગાદિરૂપ પાણિ હોય છે તથા પ્રમાદ તથા સેંકડો વ્યસનરૂપી લબા કલ્લોલાનો સમુહ જેને વિષે હોય છે તથા ક્રોધ અને ઇર્ષ્યારૂપી વડવાનલ અગ્નિ જેને વિષે રહેલ છે તથા જન્મ-મરણરૂપી ભયકર જલજ ઓના સમુહ જેને વિષે રહેલા છે તથા તૃષ્ણારૂપી પાતાલકલશ જેને વિષે રહેલા છે એહવો ભવસમુદ્ર જેના થકી તરી શકાય છે, તેને શાસ્ત્રકાર મહારાજા ભાવતીર્થ કથન કરે છે.

**इह द्रव्यतीर्थे चत्वारो भंगास्तद्यथा—**

ભાવાથ —આ દ્રવ્યતીર્થને વિષે ચાર ભાગા છે તે આ પ્રકારે છે

**सुखावतारं-सुखोत्तारम्**–સુખ વડે કરી પ્રવેશ કરીને સુખે કરી ઉતરી શકાય તે ॥ १ ॥

**सुखावतार-दुरुत्तारम्**–સુખેથી પ્રવેશ કરી શકાય પરતુ દુઃખે કરી પાર પામી શકાય તે ॥ २ ॥

**दुःखावतारं-सुखोत्तारम्**-દુખે કરી પ્રવેશ કરી શકાય પરતુ સુખે કરીને પાર પામી શકાય તે ॥ ३ ॥

**दुःखावतार-दुरुत्तारम्**-દુખે કરી પ્રવેશ કરી શકાય અને દુખે કરી પાર પામી શકાય તે ॥ ४ ॥

એની રીતે ભાવતીર્થને વિષે પણ ચૌભંગી કથન કરેલ છે.

**एतच्च सरजस्कानां शैवानां संबंधि वेदितव्यं प्रथमम्**

એ સરજસ્ક શૈવમાર્ગિ સબધિ જાણવુ તે કહે છે

રાગ–દ્વેષ–કષાય-ઇન્દ્રિય પરીષહ ઉપસર્ગ મન વચન કાય જયા-

દિક તથાવિધ દુષ્કર કષ્ટ-અનુષ્ટાન કરણિને તે લોકોયે નહિ દેખવાથી તેમજ યથા તથા સ્વમાર્ગને વિષે કથન કરેલ વ્રતને સુખથી પ્રતિપાલન કરી શકાય તેવુ હોવાથી તે લોકો શૈવીદિક્ષાને અગીકાર કરે છે અને તેજ કારણ માટે શૈવમાર્ગ સબધિ તીર્થને વિષે સુખેથી શૈવમાર્ગિ લોકો પ્રવર્તમાન થાય છે. વલી તેઓના શાસ્ત્રને વિષે એહવી કોઈ નિપુણા-દક્ષા સારી યુક્તિ નથી કે જે યુક્તિ વડે કરી વાસિત થયેલો તેનો અતરાત્મા તેમની દીક્ષાને ત્યાગ કરે નહિ.

**किंच—शैवो द्वादशवर्षाणि, व्रत कृत्वा ततः परम् ।**
**यद्यशक्तस्त्यजेतापि, यागं कृत्वा व्रतेश्वरे ॥ १ ॥**

ભાવાર્થ—શૈવમાર્ગિ જીવ બાર વર્ષ પર્યંત વ્રતનુ પ્રતિપાલન કરી પછી વ્રત પાલન કરવામા અશક્ત હોય તો વ્રતેશ્વરને વિષે યાગ કરી દીક્ષાનો ત્યાગ કરે.

ઇત્યાદિ પ્રકારે દીક્ષાના ત્યાગ કરનાર માણસને તેઓયે નિર્દોષપણુ કથન કરવાથી શૈવીદીક્ષાને પ્રાણિયો ત્યાગ કરે છે. તે કારણ માટે તે તીર્થને સુખે કરી ઉતરવાવાળુ કથન કરેલ છે, ઇતિ પ્રથમ ભગ ॥ ૧ ॥

**द्वितीयभंगवर्तितीर्थे सुगतानां संबंधि मंतव्यम् तथाहि—**

ભાવાર્થ—બીજા ભાગા સબધિ તીર્થે સૌગતલોકો સબધિ માનવું જાણવુ તે આ પ્રકારે છે.

**मृद्वी शय्या प्रातरुत्थाय पेयं, भक्तं मध्ये पानकं चापराह्णे ।**
**द्राक्षाखंड शर्करा चार्धरात्रे, मोक्षश्चांते शाक्यपुत्रेण दृष्ट. ॥**

ભાવાર્થ.—કોમલ શય્યાને વિષે શયન કરવું તથા પ્રાત કાલે ઉઠીને પેયા (દુધ ક્વાથ ચોખાની કાજી પાન કરવા લાયક પદાર્થ વિગેરે)

નું પાન કરવું તથા મધ્યાન્હે ભોજન કરવું તથા અપરાણ્હે (દિવસના બાકી રહેલા ભાગને વિષે) પાનક (મધ તેમજ ખટાશ અને ગળપણવાળુ પાન કરવાનુ જલ વિગેરે) તથા અર્ધરાત્રિને વિષે દ્રાક્ષ ખાંડ અને સાકરનુ ભક્ષણ કરવુ તેના અંતે શાક્યપુત્ર સૌગત જે તેણે મોક્ષ દેખેલ છે.

**तथा—मणुन्नं भोयणं भोच्चा, मणुन्नं सयणासणं ।**
**मणुन्नंसि अगारंसि, मणुन्नं झायए मुणी ॥ २ ॥**

ભાવાર્થ—મનોહર ભોજન કરીને તથા મનોહર શયન આસનનું સેવન કરીને તથા મનોહર વાસ-ઘરને વિષે રહીને મુનિ મનોહર ધ્યાનને કરે

ઇત્યાદિ પ્રકારના કથન કરવાથી વિષયસુખની સિદ્ધિ સિદ્ધ થવાથી તે સૌગત તીર્થવાસી જીવોને તે તીર્થને વિષે સુખે કરી પ્રવેશ થઇ શકે છે તથા કુશાસ્ત્રને વિષે કથન કરેલ નિપુણ યુક્તિયો વડે કરી તીવ્ર વાસનાના ઉત્પન્ન થવાથી વ્રતત્યાગ કરવા નિમિત્તે તે લોકોયે મહાન્ દંડને પ્રતિપાદન કરવાથી તેમના પાસે ગ્રહણ કરેલા વ્રતને દુઃખે કરીને પણ ત્યાગ નાહ કરવાથી દુસ્તરતા તેના તીર્થને દુઃખે કુરી પાર પામવાનું કથન કરે છે ઇતિ દ્વિતીય ભંગ ॥ ૨ ॥

**दुःखावतारं—सुखोत्तारमिति तृतीयं बोटिकानां दिगंबराणाम् ।**

ભાવાર્થ—દુઃખ થકી જેને વિષે પ્રવેશ કરી શકાય છે પરંતુ સુખે કરીને તરી શકાય છે તેવું બોટિક—દિગંબરોનુ ત્રીજુ તીર્થ કથન કરેલ છે. તત્ર નગ્નપણાને અંગીકાર કરવાથી લજ્જાદિક હેતુથી દુઃખે કરી તે પ્રકારે વર્તન કરી શકાય છે, તેથી તે તીર્થને વિષે દુઃખે કરી પ્રવેશ કરી શકાય છે; કેમકે સર્વનો ત્યાગ થઈ શકવો

સુલભ છે પરંતુ લજ્જાને ત્યાગ કરી નગ્ન રહેવુ તે મહાન્ દુષ્કર છે તથા અકલ્પનીય આહારપિંડનુ ભક્ષણ કરવાપણુ તથા કષાયોનુ બાહુલ્યપણુ વિગેરે અસમંજસ દેખવાથી તે તીર્થને સુખે કરીને તરી શકાય છે ઇતિ તૃતીય ભગ ॥ ૩ ॥

**दुखावतार—दुरुत्तारमिति चरमं चतुर्थं मोक्षफलम् ।**

ભાવાર્થ—દુખે કરીને જેના અંદર પ્રવેશ કરી શકાય છે અને દુ:ખે કરીને જેનો પાર પામી શકાય છે એહવુ મોક્ષફલને આપનારૂ છેલ્લુ ભાવતીર્થ કથન કરેલ છે

જૈનમુનિમહારાજાઓને રાગ દ્વેષ કષાય ઇન્દ્રિય પરીષહ અને ઉપસર્ગાદિક જેને વિષે જીતવાપણુ રહેલુ છે તથા પ્રમાદવર્જીત સમિતિ ગુપ્તિ શિરોલુંચનાદિ કષ્ટ અનુષ્ઠાનના દેખાડવાથી તે તીર્થને વિષે પ્રવેશ કરવા દુષ્કર છે તથા શાસ્ત્રને વિષે ગાઢ મહાન્ ઉત્તમયુક્તિયો-વડે કરી અત્યંત તીવ્ર વાસનાના ઉત્પન્ન થકી તથા વ્રતને ત્યાગ કરવાથી અતિ મહાન્ સંસારવૃદ્ધિ આદિ દંડના કથન કરવા થકી તે તીર્થનો પાર પામવો અત્યંત દુષ્કરકારક છે તે માટેજ જૈનતીર્થ તેજ ભાવતીર્થ કથન કરી શકાય છે ઇતિ ચતુર્થ ભગ ॥ ૪ ॥

એ ઉપરોક્ત પ્રમાણે નામ સ્થાપના દ્રવ્ય અને ભાવતીર્થની ચૌભંગી શાસ્ત્રકાર મહારાજાયે વર્ણવેલ છે. હવે તે ભાવતીર્થની પ્રાપ્તિ પણ શાસ્ત્રકાર મહારાજા દુષ્કર કથન કરે છે તીર્થને જાણે છે ઓળખે છે, સમજે છે, તેવા જીવો કેટલાયેક હોય છે અને કેટલા-યેક હોતા નથી સાંપ્રતકાલને વિષે જ્ઞાત અને અજ્ઞાત જીવો શત્રુ-જયાદિ તીર્થોને વિષે જાય છે અને ત્યા પરમાત્માને વંદન—નમન સ્તવનાદિ કરી પોતાના આત્માને કર્મથી રહિત કરે છે સર્વે તીર્થોના

११८८५



અંદર શત્રુંજય તીર્થ મહાન્ છે અને તે તીર્થનું સ્વરૂપ જૈનગ્રંથોને વિષે સ્થલે સ્થલે જોવામાં આવે છે. તો પણ શત્રુંજય માહાત્મ્યને વિષે નીચે પ્રકારે મહાનુભાવોયે પ્રદર્શિત કરેલ છે કે અન્યતીર્થોને વિષે દર્શન નમન સ્તવન અને પુજાદિક તથા તપસ્યાદિક જે કરવામાં આવે છે તે કરતાં આ તીર્થને કરવાથી કયા કયા પ્રકારના વિશેષ ફ્લો અને ફાયદાઓ થાય છે તેનું થોડું ઘણું બ્યાન લખવાની આ સ્થલે આવશ્યકતા હોવાથી તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે

**यदुक्तं श्रीशत्रुंजयमाहात्म्ये-**

**अन्यतीर्थेषु यद्यात्रासहस्रै पुण्यमाप्यते।**
**तदेकयात्रया पुण्यं, शत्रुंजयगिरौ भवेत् ॥ १ ॥**

ભાવાર્થ—અન્ય તીર્થોને વિષે હજારવાર યાત્રા કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે પુણ્ય શત્રુંજયગિરિને વિષે એકવાર યાત્રા કરવાથી પ્રાપ્ત થાય છે.

**अज्ञानाद्यत्कृतं पापं, यौवने वार्द्धकेऽपि वा।**
**तत्सर्वं विलयं याति, सिद्धाद्रेः स्पर्शनादपि ॥ २ ॥**

ભાવાર્થ—અજ્ઞાનદશાથી યૌવન તથા વૃદ્ધ અવસ્થાને વિષે જે પાપ કરેલું હોય છે તે સર્વ પાપ સિદ્ધગિરિના સ્પર્શ કરવાથી દુર થાય છે

**नंदीश्वरे तु यत्पुन्यं, द्विगुण कुंडले नगे।**
**त्रिगुणं रुचके हस्तिदन्तेषु च चतुर्गुणम् ॥ ३ ॥**

ભાવાર્થ—જે પુન્ય નંદીશ્વર દ્વીપને વિષે થાય છે, તેથી બમણું કુંડલ પર્વતને વિષે થાય છે તથા ત્રણગણું રૂચક પર્વતને વિષે અને હસ્તિદંતને વિષે ચારગણું પુન્ય પ્રાપ્ત થાય છે

एतत् द्विगुणितं जंबूचैत्य यात्रा वितन्वताम् ।
षोढा तु धातकीखंडे तच्छाखिजिनपूजनात् ॥ ४ ॥

ભાવાર્થ—તેનાથી બમણો લાભ જંબૂચૈત્યને વિષે યાત્રા કરનારાઓને થાય છે અને ધાતકી ખંડને વિષે રહેલા ધાતકીવૃક્ષને વિષે વિદ્યમાન જિનેશ્વરમહારાજનું પૂજન કરવાથી છગણો લાભ પ્રાપ્ત થાય છે.

पुष्करोदरबिंबानां, द्वात्रिंशद् गुणसंमितम् ।
मेरुचूलार्हदर्चाया', पुण्यं शतगुणं भवेत् ॥ ६ ॥

ભાવાર્થ—પુષ્કરાવર્તના મધ્યભાગને વિષે રહેલા જિનેશ્વર મહારાજનું પૂજન કરવાથી બત્રીશગણું પુન્ય ઉપાર્જન થાય છે. અને મેરૂપર્વતના શિખર ઉપર રહેલા જિનેશ્વરમહારાજનું પૂજન કરવાથી સોગણું પુન્ય ઉપાર્જન થાય છે. ૬

सहस्रं तु समेताद्रौ लक्षसंख्यांजनाद्रितः ।
दशलक्षमितं श्रीमद्रैवतेऽष्टापदे च तत् ॥ ७ ॥

ભાવાર્થ—સમેતશિખરને વિષે સહસ્રગણું અને અજનગિરિને વિષે લક્ષગણું તથા ગિરનાર અને અષ્ટાપદને પર્વતને વિષે દશલક્ષગણું પુન્ય થાય છે. ૭

शत्रुंजये कोटिगुणं, स्वभावात् स्पर्शतो मतम् ।
मनोवचनकायानां, शुद्धयाऽनंतगुणं नृणाम् ॥ ८ ॥

ભાવાર્થ—ફક્ત સ્વભાવથીજ સ્પર્શ કરવાથી શત્રુંજયને વિષે કોટિગણું પુન્ય મનાયેલુ છે–માનેલું છે અને મન વચન કાયાના યોગની શુદ્ધિવાળા મનુષ્યોને ઇંહા અનંતગણું પુન્ય થાય છે. ૮

एकैकस्मिन् पदे दत्ते, शत्रुंजयगिरिं प्रति ।

भवकोटिसहस्रेभ्यः, पातकेभ्यः प्रमुच्यते ॥ ९ ॥

ભાવાર્થ—શત્રુંજયગિરિ પ્રત્યે એક એક પગલુ ભરનાર પ્રાણિ કોટી સહસ ભવના પાપકર્મથકી મુક્ત થાય છે ૯

ऋषिहत्यादिभिः पापैर्भवकोटिकृतैरपि ।
मुच्यते दर्शनादस्य, स्पर्शनात्तु किमुच्यते ॥ १० ॥

ભાવાર્થ—શ્રીશત્રુંજયગિરિને સ્પર્શ કરવાનુ તો કહેવુંજ શું અર્થાત્ શત્રુંજયગિરિને દેખવાથી ઉપરોક્ત પાપકર્મ જ્યારે નાશ થાય છે ત્યારે તેમને સ્પર્શ કરવાથી અનંતાભવોના પાપકર્મ વિનાશ પામે તેમા શુ કહેવાનુ હતું ? ૧૦

नमस्कारसमो मंत्रः, शत्रुंजयसमो गिरिः ।
गजेन्द्रपदज नीरं, निर्द्वंद्वं भुवनत्रये ॥ ११ ॥

ભાવાર્થ—નમસ્કારસમાન મંત્ર તથા શત્રુંજયસમાન ગિરિ તથા ગજેન્દ્રપદને વિષે રહેલુ પાણિ આ ત્રણના સમાન ત્રણભુવનને વિષે બીજુ એક પણ નથી. ૧૧

कृत्वा पापसहस्राणि, हत्वा जंतुशतानि च ।
इद तीर्थं समासाद्य, तिर्यंचोऽपि दिवं गताः ॥ १२ ॥

ભાવાર્થ—હજારો પાપકર્મ કરીને તથા સેકડો જીવો હણીને, અર્થાત્ ઉપરોક્ત પાપકર્મ કરનારા તિર્યંચો પણ આ તીર્થને પામીને સ્વર્ગે ગયા છે. ૧૨

यो दृष्टो दुरित हन्ति, प्रणतो दुर्गति द्वयम ।
संघेशार्हत्यपदकृत, स जीयाद्विमलाचल ॥ १३ ॥

ભાવાર્થ—જે શત્રુંજય દેખવા માત્રથીજ દુરિતને નાશ કરે છે

તથા નમસ્કાર કરવાથી બેગતિ ( નર્ક, તિર્યંચગતિ ) ને હણી નાખે છે તથા સંઘ કાઢી સંઘપતિ થનારને તીર્થંકરપદ આપવાવાલો તે વિમલાચલ પર્વત જયવંત વર્તો ૧૩

**पल्योपमसहस्रं तु, ध्यानाल्लक्षमभिग्रहात् ।**
**दुष्कर्म क्षीयते मार्गे, सागरोपमसमितम् ॥ १४ ॥**

ભાવાર્થ—જે શત્રુંજય પર્વતનુ ધ્યાન ધરવાથી હજાર પલ્યોપમનું તથા અભિગ્રહ કરવાથી લક્ષ પલ્યોપમનું અને દર્શન કરવા માટે માર્ગને વિષે ગમન કરવાથી સાગરોપમપ્રમાણુ પાપ દુષ્કર્મ ક્ષીણુ થાય છે ૧૪

**शत्रुंजये जिने दृष्टे, दुर्गतिद्वितयं जिपेत् ।**
**सागराणां सहस्रं तु पूजास्नात्रविधानत ॥ १५ ॥**

ભાવાર્થ—શત્રુંજયપર્વતના ઉપર જિનેશ્વરમહારાજના દર્શન કરવાથી બે દુર્ગતિ ( તિર્યંચ નર્ક ) દુર થાય છે તથા પૂજા અને સ્નાત્રના કરવાથી હજાર સાગરોપમના કરેલા પાપકર્મ નષ્ટ થાય છે ૧૫

**एकभुक्तो भूमिशायी, ब्रह्मचारी वशेंद्रिय ।**
**सम्यग्दर्शनसंयुक्तः, षडावश्यककारक ॥ १६ ॥**
**त्रिकाल देवपूजायां, रक्त सत्यं प्रिय वदन् ।**
**कूटक्रियां कषायांश्च, वर्जयन शमशीतल ॥ १७ ॥**
**एतत् तीर्थस्य यो यात्रां, करोती कृतिपुंगवः ।**
**त्रैलोक्यगततीर्थानां, स प्राप्नोति न संशयः ॥ १८ ॥**

ભાવર્થ—એકવાર ભોજન કરનાર તથા ભૂમિને વિષે શયન કરનાર તથા બ્રહ્મચર્યનુ પ્રતિપાલન કરનાર તથા ઇંદ્રિયોને વશ કરનાર સમ્યક્‌દર્શન સંયુક્ત તથા પ્રતિક્રમણાદિક ક્રિયાને કરનાર તથા

ત્રિકાલ દેવપૂજા કરવાને વિષે રક્ત તથા સત્ય તેમજ પ્રિય બોલનાર તથા કપટક્રિયા અને કષાયોને ત્યાગ કરનાર તથા શમતાવડે કરી શીતલતા સયુક્ત અને કૃતજ્ઞ પુરૂષોને વિષે શ્રેષ્ટ એહવો જે પુરૂષ એ તીર્થની યાત્રા કરે છે, તે પુરૂષ ત્રૈલોક્યને વિષે રહેલા તીર્થોના દર્શન યાત્રાના ફલને પામે છે તેમા બીલકુલ સશય નથી. ૧૬, ૧૭, ૧૮.

**अन्यत्र वर्षकोटया यत्, तपोदानदयादिभिः ।**
**प्राणी बध्नाति सत्कर्म, मुहूर्त्तादिह तद्ध्रुवम् ॥ १९ ॥**

ભાવાર્થ—અન્યત્ર સ્થલે કોટીવર્ષ સુધીમા તપ દાન દયાદિક વડે કરી જે સત્કર્મને પ્રાણિ બાધે છે તે સત્કર્મને નિશ્ચય એક મુહુર્ત્તમા ઇહા બાધે છે. ૧૯

**राजादनीस्वरूपम्—**

**यदध समवासार्षीद्देवो नाभिनरेन्द्रसू.**
**तेनेय वंदनीयैव, तीर्थात्तीर्थमिवोत्तमम् ॥ १ ॥**

ભાવાર્થ—જે રાયણના નિચે નાભિરાજાના પુત્ર શ્રીમાન્ ઋષભદેવસ્વામી સમવસર્યા હતા તે કારણ માટે આ રાયણ વદનીય છે. જેમ તીર્થ થકી ઉત્તમ તીર્થજ જેમ, અર્થાત આદિનાથ મહારાજ સાક્ષાત્ પોતેજ તીર્થરૂપ છે અને તેઓશ્રી જ્યારે રાયણવૃક્ષના નીચે સમવસર્યા હતા ત્યારે રાયણવૃક્ષ વિશેષે કરી વદનીય છે. ૧

**पत्रे फले च शाखायां, प्रत्येकं देवतालयः ।**
**ततः प्रमादतोऽप्यस्या नो छेद्यं हि दलादिकम् ॥ २ ॥**

ભાવાર્થઃ—આ રાયણવૃક્ષના પત્રને વિષે તથા ફલને વિષે તથા શાખાને વિષે પ્રત્યેકે પ્રત્યેકે દેવતાઓના સ્થાન રહેલા છે, તે કારણ

માટે પ્રમાદથકી પણ નિશ્ચય આ રાયણવૃક્ષના પત્રાદિકને છેદન કરવાં નહિ. ૨

**यस्य प्रदक्षिणां कर्तुं, संघेशस्य शिरस्यसौ ।**
**क्षीरं क्षरति तस्य स्यादायति सुखदायिनी ॥ ३ ॥**

ભાવાર્થ.—આ રાયણવૃક્ષને પ્રદક્ષિણા કરનાર સંઘપતિના મસ્તકના ઉપર જો દુધ ઝરે-પડે તો તેને ઉત્તરકાલને વિષે વિશેષેકરી સુખ આપનારી આ રાજાદની થાય છે. ૩

**सुवर्णरूप्यमुक्ताभि पूज्यते चन्दनादिभि ।**
**ततोऽसौ क्षरति क्षीरं, सर्वविघ्नविनाशकृत ॥ ४ ॥**

ભાવાર્થ—આ રાજાદનીને સુવર્ણ રૂપ્ય અને મુક્તાવડે પૂજવાથી સર્વ વિઘ્નને વિનાશ કરનાર આ રાયણવૃક્ષ દુધને ઝરે છે ૪

**शाकिनीभूतवेताला दुष्टज्वरविपादय ।**
**एतत् पूजाप्रभावेण, प्रयान्ति विलय क्षणात् ॥ ५ ॥**

ભાવાર્થ—એ રાયણવૃક્ષની પૂજા કરવાથી ઉત્પન્ન થયેલા ફળના પ્રભાવવડે કરી શાકિની ભૂત વેતાલો તથા દુષ્ટજ્વર અને વિપાદકો જે તે ક્ષણમાત્રને વિષે વિનાશને પામે છે. ૫

**स्वयं निपतित शुष्कमप्येतस्य दलादिकम् ।**
**गृहीतं विघ्नहृत् सर्वसुखदं पूज्यते यदि ॥ ६ ॥**

ભાવાર્થ—આ રાયણવક્ષનુ પોતાના સ્વભાવથીજ પડેલું શુષ્ક એહનું પણ જે પત્રાદિક હોય છે તેને ગ્રહણ કરીને પૂજવામા આવે તો વિઘ્નને હરણકરવાવાળું તથા સુખને આપનારૂં થાય છે.

**यौ गृण्हतौ मिथः सख्यमिमां कृत्वाऽथ साक्षिणी ।**
**विश्वैश्वर्यसुखं तौ तु, प्राप्य स्यातां पदे परे ॥ ७ ॥**

ભાવાર્થ—આ રાજાદનીને સાક્ષીભૂત રાખી અર્થાત્ રાયણ-વૃક્ષના પાસે અરસપરસ બેજણા મિત્રાઇને ગ્રહણ કરે તો તેઓ બન્ને જણા સમગ્ર પ્રકારના ઐશ્વર્ય-સુખને પામીને મુક્તિગતિના ભોક્તા થાય છે. ૭

अस्या पश्चिमदिग्भागे, रसकूपी दुरासदा ।
अस्ति यद्रसयोगेन, जात्यस्वर्णं भवेदयः ॥ ८ ॥

ભાવાર્થ—આ રાજાદનીની પશ્ચિમદિશાના ભાગને વિષે દુઃખે કરીને પામી શકાય તેહવી રસકૂપી રહેલી છે અને તેના રસના સંયોગ થવાથી લોખંડ જે તે જાતિવંત સુવર્ણ થઈ જાય છે ૮

कृताष्टमतपो देवपूजा प्रणतिभावभाक्
अस्याः प्रसादाल्लभते, रसं तमपि कश्चन ॥ ९ ॥

ભાવાર્થ—અષ્ટમતપની તપસ્યાને કરી દેવની પૂજા તથા દેવને નમસ્કારભાવને ભજનાર અર્થાત્ નમસ્કાર કરનાર કોઈ માણસ આ રાજાદનીના પ્રસાદ થકી તે રસને પામે છે. ૯

एतत्तले युगादीशपादुका इन्द्रकारिताः ।
उपासिता जगज्जीवै स्वर्गमोक्षसुखप्रदाः ॥ १० ॥

ભાવાર્થ—આ રાજાદનીવૃક્ષના નીચે ઇંદ્રમહારાજે કરાવેલી શ્રી ઋષભદેવસ્વામીની પાદુકા છે અને તે પાદુકાની ઉપાસના કરનાર જગતના જીવો સ્વર્ગ અને મુક્તિના સુખને પામે છે, અર્થાત્ આ રાયણ-વૃક્ષના નીચે રહેલ આદિનાથમહારાજની પાદુકાની ઉપાસના કરનાર જગતના જીવોને આ પાદુકા સ્વર્ગ અને મુક્તિના સુખને આપવા-વાળી થાય છે. ૧૦

**ऋषभे पुडरीके च, राजादन्यां च ये नराः ।**
**पादुकायां शान्तिनाथे, सूरिमंत्राभिमन्त्रितैः ॥ ११ ॥**
**अष्टोत्तरशतमितैः कुंभै शुद्धांबुसंभृतै ।**
**गंधपुष्पादिभिः स्नात्रं, कुर्वन्ति कृतमंगलाः ॥ १२ ॥**
**जयश्रिय सर्वकामानदं दोषनिग्रहम्**
**प्रेत्य च प्रवरान् भोगान्, प्राप्नुवन्तीह ते सदा ॥ १३ ॥**

ભાવાર્થ—ઋષભદેવસ્વામીને તથા પુડરીકસ્વામિને તથા રાજાદનીને તથા પાદુકાને તથા શાતિનાથને સૂરિમત્ર વડે કરી મત્રેલા એકસોને આઠ પ્રમાણ સયુક્ત શુદ્ધ પાણિથી ભરેલા કલશોવડે કરીને કરેલ છે મગળ કર્તવ્યો તે જેણે એહવા જે ઉત્તમ જીવો સ્નાત્રને કરે છે તથા ગધ પુષ્પાદિકવડે કરી સ્નાત્રાદિક પૂજાને કરે તે મનુષ્યો દોષના નિગ્રહને કરીને સર્વ કામોને સપૂર્ણ કરનારા ઇહલોકને વિષે શ્રેષ્ટ ભોગોને પામીને તેમજ પરલોકને વિષે ઉત્તમ પ્રકારના ભોગાદિક સુખોને પામીને જયશ્રી આપનર મુક્તિ સુખને પામે છે. ૧૧, ૧૨, ૧૩.

એહવી રીતે અને પ્રકારના લાભો શાસ્ત્રકાર મહારાજે શ્રીસિદ્ધગિરિના ઉપાસકોને ભવ્ય જીવોને બતાવેલ છે. વળી પણ અતિમુક્તક મુનિ મહારાજે નારદના પાસે કહેલુ છે

**उक्तं च श्रीअतिमुक्तकमुनिना नारदाऽग्रे—**

**जं लहइ अन्न तित्थे, उग्गेण तवेण बंभचेरेण ।**
**तं लहइ पयत्तेण, सित्तुंजगिरिंमि निवसंतो ॥ १ ॥**

ભાવાર્થ—જે કોઇ પણ માણસ તથા બ્રહ્મચર્યનુ પ્રતિપાલન કરીને અન્ય તીર્થને વિષે ઉગ્ર તપસ્યા કરીને ફલને પામે છે તે ફલને

શત્રુંજયગિરિને વિષે વસનાર માણુસ પામી શકે છે–પામે છે.

तथा—केवलाणुप्पत्ती निव्वाणं जत्थ आसि साहूणं ।
पुंडरीयं वंदित्ता, सव्वे ते वंदिया तित्था ॥ २ ॥

ભાવાર્થઃ—સાધૂઓને જે સ્થલે કેવલજ્ઞાન ઉત્પન્ન થયેલ હોય તથા જે સ્થલે નિર્વાણ પ્રાપ્ત થએલ હોય તે કલ્યાણિકોને વંદના કરવાથી જે લાભ ઉત્પન્ન થાય છે તે લાભ શ્રીપુંડરીકગિરિને નમસ્કાર કરવાથી થાય છે. કિંબહુના, જેઓ શ્રીપુંડરીકગિરિને વંદન ભુવન કરાવવાથી એક હજારગણું પુણ્ય થાય છે અને શ્રીપુંડરીકગિરિને વંદન કરવાથી સર્વતીર્થોને વંદન કર્યાનું ફલ પ્રાપ્ત થાય છે.

पुनरपि—अट्ठावयसम्मेए, पावा चंपा य उज्जिलनगे य ।
वंदित्ता पुन्नफलं, सयगुणियं तं पि पुंडरीए ॥ ३ ॥

ભાવાર્થ—અષ્ટાપદ સમ્મેતશિખર પાવા ચંપા તથા ગિરનાર પર્વત વિગેરે તીર્થોને વંદન નમસ્કાર કરીને પ્રાણિ જે ફલને પામે છે તે થકી સોગણુ વિશેષ ફલ શ્રીપુંડરીકગિરિને નમસ્કાર કરવાથી પામે છે.

अपि च—पूयाकरणे पुन्नं, एगगुणं सयगुणं च पडिमाए ।
जिणभवणेण सहस्सं, अणंतगुणं पालणे होइ ॥४॥

ભાવાર્થ—શત્રુંજય ઉપર પૂજા કરવાથી એકગણુ પુન્ય થાય છે તથા જિનેશ્વર મહારાજનું કરે છે તેઓએ સમયતીર્થોનું વંદન કરેલ છે તેમ જાણવું કારણ કે એક ભુવનનું પ્રતિપાલન કરવાથી અનંતગણુ પુન્ય થાય છે.

किं च—नवि तं सुवन्नभूमी, भूसणदाणेण अन्नतित्थेसु ।
जं पावइ पुन्नफलं, पूया न्हवणेण सित्तुंजे ॥ ५ ॥

ભાવાર્થઃ—શત્રુંજયગિરિ ઉપર પરમાત્માના સ્નાત્ર તથા પુજન કરવાથી જે પુણ્ય ફલની પ્રાપ્તિ અન્ય તીર્થને વિષે સુવર્ણની ભૂમીના દાનથી તથા વસ્ત્રાભૂષણના દાનથી થતી નથી.

तथा च-जं किंचि नाम तित्थ, सग्गे पायालि तिरियलोगंमि।
त सव्वमेव दिट्ठं, पुंडरिए वंदिए सते ॥ ६ ॥

ભાવાર્થ —શ્રીપુડરીકગિરિને વદના નમસ્કાર કર્યે તે સ્વર્ગ મૃત્યુ અને પાતાલને વિષે જે કોઇ તીર્થ હોય તે સર્વેને દેખેલ છે તેમ જાણવું

આ શ્રી શત્રુંજયગિરિના એકવીશ નામ શ્રી વિદ્યાપ્રાભૃતને વિષે નીચે પ્રકારે કહેલા છે

श्रीविद्याप्राभृते श्रीशत्रुंजयस्यैकविंशतिनामान्येवम् ।
शत्रुंजयः १ पुंडरीकः २ सिद्धिक्षेत्र ३ महाचल ४ ।
सुरशैलो ५ विमलाद्रि. ६ पुण्यराशि ७ श्रियःपद्म ८ । १॥
पर्वतेन्द्र. ९ सुभद्रश्च १० दृढशक्ति ११ रकर्मकः १२ ।
मुक्तिगेहं १३ महातीर्थं १४ शाश्वत सर्वकामदः १५ ॥२॥
पुष्पदन्तो १६ महापद्म: १७ पृथ्वीपीठं १८ प्रभापदम् १९
पातालमूलः २० कैलाश २१ क्षितिमंडलमडनम ॥ ३ ॥

ભાવાર્થ—શત્રુંજય ૧ પુડરીક ૨ સિદ્ધિક્ષેત્ર ૪ મહાચલ ૪ સુરશૈલ ૫ વિમલાદ્રિ ૬ પુણ્યરાશિ ૭ લક્ષ્મિપદ ૮ પર્વતેન્દ્ર ૯ સુભદ્ર ૧૦ દૃઢશક્તિ ૧૧ અકર્મક ૧૨ મુક્તિગૃહ ૧૩ મહાતીર્થ ૧૪ શાશ્વત-સર્વકામદ ૧૫ પુષ્પદત ૧૬ મહાપદ્મ ૧૭ પૃથ્વીપીઠ ૧૮ પ્રભાપદ ૧૯ પાતાલમૂલ ૨૦ કૈલાશ ૨૧ આ એકવીશનામ પૃથ્વીમડલના મડનભૂત આભૂષણરૂપ છે. ૧, ૨, ૩.

સાંપ્રતકાલને વિષે ઘણા મહાનુભાવો ભવ્ય જીવો કે જેઓ

તીર્થયાત્રાના એકાંત અભિલાષીયો હોય છે તથા મધ્યમ રાતે શ્રીશ-ત્રુંજયની સ્પૃહા કરનારા જીવો હોય છે તેઓને બોધ કરવા નિમિત્તે શાસ્ત્રકાર મહારાજા વિશેષ પ્રકારે કહે છે.

यतः—श्रीतीर्थपान्थरजसा विरजीभवन्ति,
तीर्थेषु बभ्रमणतो न भवे भ्रमन्ति ।
द्रव्यव्ययादिह नराः स्थिरसंपद. स्युः,
पूज्या भवन्ति जगदीशमथार्चयन्ति ॥ १ ॥

ભાવાર્થ—જે ભવ્ય જીવો તીર્થયાત્રા કરવા નિમિતે જ્યારે પોતાના ઘરને છોડી શ્રીમાન્ તીર્થના તરફ ગમન કરે છે ત્યારે તીર્થને વિષે યાત્રા કરવા આગમન કરનારા ઉત્તમ જીવોના પવિત્ર ચરણકમલો વડે કરી પવિત્ર થયેલા માર્ગના રજકણોથી વિરજી પાપ-રૂપી રજવડે કરી રહિત થાય છે તથા જે ભવ્ય જીવો નિરંતર તીર્થયાત્રા કરવા નિમિત્તે તીર્થને વિષે ભ્રમણ કરે છે-ફર્યા કરે છે, તેઓ તીર્થયાત્રાના ફલથી ભવોને વિષે પરિભ્રમણ કરતા નથી તથા આ તીર્થને વિષે જગદીશ્વરને પૂજવાથી તે મહાનુભાવો પણ ત્રૈલોક્યને પૂજા કરવા લાયક થાય છે.

દરેક ઉત્તમ જીવોને આ તીર્થમા જઈ ઉત્તમ કર્તવ્યો કરવાનાં છે કારણ કે આ તીર્થના સમાન બીજુ એક પણ ઉત્તમ તીર્થ નથી અને તેથી કરીને શાસ્ત્રકાર મહારાજાયે આ તીર્થને ઉત્તમ ઉપમા આપેલી છે.

यदुक्तं शत्रुंजयमाहात्म्ये—

चिंतामणौ पाणिगते, किं दारिद्र्यभयं भवेत् ।
उदिते च रवौ किं स्यात्, तमिस्रं जनतांध्यकृत् ॥ १ ॥

ભાવાર્થ—ચિંતામણિ રત્ન હસ્તકમલને વિષે પ્રાપ્ત થયે સતે દારિદ્રનો ભય શુ થાય છે અર્થાત્ થતોજ નથી તથા સૂર્યના ઉદય થવાથી લોકોના સમુહને અંધ કરનાર-અંધકાર શુ થાય છે અર્થાત્ થાયજ નહિ

धाराधरे क्षरन्नीरे, किं दावाग्निर्दहेद्वनं ।
किमग्नौ शीतभीतिः स्यात्, किं मृगारौ मृगाद् भयं ॥२॥

ભાવાર્થ—મેઘરાજા મુશળધારાથી પાણિને વરસાતો હોય ત્યારે શુ દાવાનલ વનને બાળી શકે છે, નહિ, બાળી શકેજ નહિ તથા અગ્નિ વિદ્યમાન સતા શીતલતાની ભીતિ-ભય શુ હોઈ શકે ખરો કે, બસ નહિજ, તથા સિંહ સતા મૃગલાથી ભય શુ થઈ શકે ખરો કે અર્થાત્ સિંહને મૃગલાનો ભય હોયજ નહિ

वैनतेया श्रिते पुंसि, नागा किं प्रभविष्णव. ।
किमातपभयं कल्पवृक्षे प्रांगणसंगिनि ॥ ३ ॥

ભાવાર્થ--ગરૂડનો આશ્રય કરનાર પુરૂષને સર્પો શુ પરાભવ કરી શકે ખરા કે અર્થાત્ નહિજ તથા ઘરઆગણાને વિષે કલ્પવૃક્ષ રહેલ છતા પણ સૂર્યના આતાપનો ભય શુ હોઈ શકે ખરો કે બસ હોયજ નહિ.

शत्रुंजये तथा तीर्थनाथे सन्निधिवर्त्तिनि ।
पापभीति कथं चित्ते, चिंत्यते नरकप्रदा ॥४॥ कलापकम्.

ભાવાર્થ—તેવીજ રીતે શ્રીશત્રુંજય તીર્થનાથ સમીપ ભાગને વિષે રહે સતે નરકને આપનાર પાપનો ભય ચિત્તને વિષે ચિંતવી શકાયજ કેમ, અર્થાત્ સિદ્ધગિરિના સમીપમા રહી તેની ઉપાસના કર-

નાર જીવોને નરકગતિને આપનાર પાપકર્મનો ભય રહેતોજ નથી.

इति उपमा

હવે શાસ્ત્રકાર મહારાજા આ તીર્થનું વિશિષ્ટફલ ઉત્તમ જીવોને દેખાડે છે.

यत.—वरमेकदिनं सिद्धक्षेत्रे सर्वज्ञसेवन ।
न पुनस्तीर्थलक्षेषु, भ्रमणं क्लेशभाजनं ॥ १ ॥

ભાવાર્થ—શ્રીસિદ્ધક્ષેત્રને વિષે શ્રીસર્વજ્ઞ મહારાજનુ ફક્ત એકજ દિવસ સેવન કરવુ સારૂ છે પરંતુ ક્લેશના ભાજનભૂત એહવા લાખો તીર્થને વિષે ફરવુ સારૂ નથી.

पदे पदे विलीयंते, भवकोटिभवान्यपि ।
पापानि पुंडरीकाद्रेर्यात्रां प्रति यियासितां ॥ २ ॥

ભાવાર્થ—શ્રીમાન્ પુંડરીકગીરીની યાત્રા કરવાને માટે ગમન કરનારા મહાનુભાવોના કોટીભવોના પણ પાપકર્મો પગલે પગલે વિનાશ પામે છે.

एककस्मिन् पदे दत्ते, पुंडरीकगिरिं प्रति ।
भवकोटीकृतभ्योऽपि, पातकेभ्य. स मुच्यते ॥ ३ ॥

ભાવાર્થ—શ્રીમાન્ પુંડરીકગિરિની યાત્રા કરવા માટે શ્રીપુંડરીક ગિરિ પ્રત્યે એક એક પગલુ ભરનાર જે ભવ્ય પ્રાણિ છે તે માણુસ કોટીભવોને વિષે કરેલા પાપકર્મ થકી મુક્ત થાય છે.

न रोगो न च संतापो, न दुःख न वियोगिता ।
न दुर्गतिर्न शोकश्च, पुंसां शत्रुंजयस्पृशां ॥ ४ ॥

ભાવાર્થ—શત્રુંજયગિરિને સ્પર્શ કરનારા પુરૂષોને રોગો થતા

નથી તથા સંતાપ થતો નથી તથા દુઃખ થતુ નથી તથા શોક થતો નથી તેમ દુર્ગતિ પણ થતી નથી.

छिद्यंते नास्य पाषाणाः, खन्यते न महीतल ।
सकृन्मूत्रादि नो कार्यं, सुधियात्र मुमुक्षुणा ॥ ५ ॥

ભાવાર્થ—શત્રુંજયગિરિના પાષણાદિકને છેદવા નાહ. તથા પૃથ્વીતલને ખોદવુ પણ નહિ તથા મલમૂત્રવિષ્ટાદિક પણ કરવુ નહિ. આ ઉપરોક્ત પ્રકારની આશાતના ઉત્તમ બુદ્ધિના નિધાન અને મુક્તિની સ્પૃહા કરવાવાળા જીવોયે કરવી નહિ અર્થાત્ ઉપરોક્ત આશાતના આ શત્રુંજયગિરિને વિષે ભવ્ય મહાનુભાવોયે જરૂરાજરૂર ત્યાગ કરવી જોઇયે.

તથા ગમે તે પ્રકારના હત્યાદિક મહાપાપને કરનાગ જીવો જે તે આ શત્રુંજયના આરાધનને કરવાથી તમામ પાપકર્મથી મુક્ત થાય છે.

यतः—रहितो रागदोषेण, ध्यायन्नर्हन्महोऽत्रच ।
अष्टोपवासैर्मुच्येत, नरः स्त्रीवधपातकात् ॥ १ ॥

ભાવાર્થ—રાગદ્વેષને ત્યાગ કરી શ્રીઅરિહંતમહારાજનુ આ શત્રુંજયને વિષે ધ્યાન કરનાર માણુસ આઠ ઉપવાસને કરવાથી સ્ત્રીહત્યાના કરેલા પાપકર્મથી મુક્ત થાય છે.

तथा—भ्रूणहत्या कुतस्तेषां, ये पाक्षिकतपःपरा ।
मासं सत्तपसा ब्रह्मचारिहत्यात्र नश्यति ॥ २ ॥

ભાવાર્થ—આ શત્રુંજયગિરિને વિષે પાક્ષિક તપસ્યાને અર્થાત્ પંદર ઉપવાસ કરનારા માણસોને બાલહત્યા રહેજ ક્યાથી ? અર્થાત્ પંદર ઉપવાસને કરનારા જીવોની કરેલી જે બાલકહત્યા અને તેથી ઉત્પન્ન થયેલ જે પાપકર્મ તે સર્વ વિનાશીભાવને પામે છે. તથા

માસખમણની તપસ્યા કરવાથી બ્રહ્મચારની કરેલી હત્યા આ શત્રું-જયને વિષે નાશ પામે છે. इति हत्यानाशस्वरूपम्

તથા આ શત્રુંજયગિરિને વિષે મુનિમહારાજાઓને દાન માન આપી પૂજવાથી અદર જે લાભ ભવ્યજીવોને પ્રાપ્ત થાય છે, તેનું ફલ શાસ્ત્રકાર મહારાજા બતાવે છે

उक्तं च—त्रिशुद्धया तीर्थराजेऽत्र, चारित्रिप्रतिलाभवान् ।
प्राप्येत् कार्त्तिकमासस्य, तपस फलमुत्तमं ॥ १ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થરાજને વિષે મન વચન અને કાયાની ત્રિશુદ્ધિ વડે કરી જે માણસ ચારિત્રધારીને પ્રતિલાભે છે, દાન આપે છે, તે માણસ કાર્તિક માસના તપના ઉત્તમ ફલને પામે છે.

अस्मिन् शत्रुंजये तीर्थे, यतय पूजिता न यैः ।
तेषां जन्म च वित्त च, जीवितं च निरर्थकं ॥ २ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે જે માનુષ્યોએ મુનિમહારાજને પૂજેલા નથી તે મનુષ્યોના જન્મ લક્ષ્મી અને જીવિતવ્ય નિરર્થક છે.

जिनतीर्थेषु यात्रायां, जिनपर्वसु ये जनाः ।
पूजयंति यतीन् ते स्युस्त्रैलोकैश्वर्यभाजनं ॥ ३ ॥

ભાવાર્થ—જિનેશ્વરમહારાજના તીર્થને વિષે તથા જિનેશ્વર-મહારાજની યાત્રાને વિષે તથા જિનેશ્વરમહારાજાના પર્વોને વિષે અર્થાત્ કલ્યાણિકોને વિષે જે મનુષ્યો મુનિમહારાજની પૂજા કરે છે, તે મનુષ્યો ત્રૈલોક્યના ઐશ્વર્યના ભાજનભૂત—સ્થાનભૂત થાય છે.

यतिः पूज्यो यतिः सेव्यो, यतिर्मान्यो मनीषिभि. ।
यतेराधनाद्यात्रा, सफला निष्फलान्यथा ॥ ४ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે મુનિ પૂજનીય છે તથા મુનિ સેવનીય છે તથા મુનિ માનનીય છે, અર્થાત્ ઉત્તમ બુદ્ધિના નિધાન એહવા ઉત્તમ જીવોયે આ તીથને વિષે મુનિને પૂજવા મુનિને સેવવા મુનિને માનવા યોગ્ય છે કારણુ કે મુનિના આરાધનથી યાત્રા કર-નારાઓની યાત્રા સફલ થાય છે અન્યથા મુનિના આરાધન નહિ કરવાથી યાત્રા નિષ્ફળ થાય છે.

**अन्नैः पानैश्च वस्त्रैश्चालयैश्चासनपात्रकैः ।**

**ये यतीन् पूजयतीह, ते जयति श्रिया सुहान् ॥ ५ ॥**

ભાવાર્થ--આ શત્રુજય તીર્થને વિષે જે મનુષ્યો અન્ન પાન વડે કરી તથા વસ્ત્ર વડે કરી તથા આલય-સ્થાન-વસતિના આપવા વડે કરી તથા આસનના આપવા વડે કરી તેમજ પાત્રાદિકના આપવા વડે કરી મુનિમહારાજની પૂજા-ભક્તિને કરે છે તે પોતાની લક્ષ્મી વડે કરી દેવતાઓને જીતનારા થાય છે, અર્થાત્ ઉપરોક્ત પ્રમાણે વર્ત-વાથી દેવતાઓના સ્વામી થઈ તેઓને પૂજનીય થાય છે

**अन्नवस्त्रादिभिः सौख्यसपन्नो गुरुमर्चयन् ।**

**भवे तृतीये शुद्धात्मा, मुक्तिमाप्नोति तत्त्वत ॥ ६ ॥**

ભાવાર્થ—ઉત્તમ પ્રકારના સુખ વડે કરી વ્યાપ્ત થયેલ જે માણસ અન્ન પાન વસ્ત્રાદિક વડે કરી ગુરૂમહારાજને પૂજે છે, તે શુદ્ધ આત્માનો ધણી તત્ત્વથા યથાર્થ રીતે નિશ્ચય ત્રિજા ભવને વિષે મુક્તિ પામે છે.

**श्लाघ्यं तदेव वित्त स्या तत् तत्त्वं सा च पुण्यधीः, ।**

**चारित्रिणो जगत्पूज्याः, पूज्यंते यत् सुभक्तितः ॥ ७ ॥**

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે જગતપૂજનીય ચારિત્રધારિ મુનિમહારાજાઓને શ્રેષ્ટ ભક્તિ થકી પુજનાર માણસ પૂજાને કરે છે અને મુનિમહારાજની ભક્તિને વિષે જેટલુ દ્રવ્ય ખર્ચાય છે, તેટલુંજ દ્રવ્ય પ્રશસનીય છે, તેટલુંજ તત્ત્વ પ્રશસનીય છે. અને તેજ તત્ત્વ કહેવાય છે તથા પુણ્યયુક્ત બુદ્ધિ પણ તેજ કહેવાય છે.

**सहस्रलक्षसंख्यातैर्विशुद्धैः श्रावकैरिह ।**
**यद् भोजितैर्भवेत् पुन्यं, मुनिदानात्ततोऽधिकं ॥ ८ ॥**

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે હજાર અને લક્ષ સંખ્યા-યુક્ત વિશુદ્ધ શ્રાવકોને ભોજન કરાવવાથી જે પુન્ય થાય છે તે થકી અધિક પુન્ય મુનિને દાન આપવાથી ઈહા થાય છે.

**यादृशस्तादृशो वाऽपि, लिंगी लिंगेन भूषित ।**
**श्रीगौतम इवाराध्यो, बुधैर्बोधिसमन्वितै· ॥ ९ ॥**

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે યાદશતાદશ જેવો તેવો પણ લિંગી વેષધારી સાધુવેષ વડે કરી યુક્ત હોય તો બોધિસંયુક્ત પંડિત પુરૂષોયે ગૌતમસ્વામીના પેઠે તેનું આરાધન કરવું, અર્થાત્ ગમે તેવો વેષધારી હોય તોપણ તેમનુ બહુમાન કરી ભક્તિપૂર્વક આરાધન કરવુ.

**नि श्रीकोऽपि मन क्लेशकरोऽपि विरसो मुखे ।**
**सेव्यः सदौषधमिव, कर्मरुक्पीडितैर्गुरुः ॥ १० ॥**

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે શોભા વડે કરી રહિત હોય તથા મનને ક્લેશ ઉત્પન્ન કરવાવાળો હોય તથા મુખને વિષે વિરસ કઠોર ભાષણ કરનાર હોય, એહવો ગુરૂ હોય તોપણ કર્મરોગથી પીડા પામેલા ભવ્ય જીવોયે સારા શ્રેષ્ટ ઔષધના પેઠે તેનું સેવન કરવું.

वर्तमानोऽपि वेषेण, यादृशस्तादृशोऽपि सन् ।
यतिः सम्यकत्वकलितैः, पूज्य श्रेणिकवत् सदा ॥ ११ ॥

ભાવાર્થ-આ શત્રુંજય તીર્થને વિષે જેવો તેવો હોય પરંતુ સાધુવેષ વડે કરી યુક્ત હોય તો પણ તે યતિ સમ્યકત્વધારિ જીવોયે શ્રેણિક મહારાજાની પેઠે નિરંતર પૂજવા લાયક છે.

गुरोराराधनात् स्वर्गो, नरकश्च विराधनात् ।
द्वे गती गुरुतो लभ्ये, गृह्णीतैकां निजेच्छया ॥ १२ ॥

ભાવાર્થ-આ શત્રુંજય તીર્થને વિષે ગુરૂનુ આરાધન કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે અને ગુરૂની વિરાધના કરવાથી નર્કની પ્રાપ્તિ થાય છે. ગુરૂથી બેગતિ પ્રાપ્ત થાય છે તે માટે હે મહાનુભાવો તમારી ઇચ્છા વડે કરી બેમાથી એકને ગૃહણ કરો.

चारित्रिणो महासत्त्वा, व्रतिनः सन्तु दूरत. ।
निष्क्रियोऽप्यगुणज्ञोऽपि, न विराध्यो मुनि. क्वचित् ॥१३॥

ભાવાર્થ-ચારિત્રને ધારણ કરનારા મહાસાત્વિક મુનિમહારાજઓ તો દુર રહો, પરંતુ નિષ્ક્રિય અને ગુણરહિત એહવા મુનિની પણ કદાપિકાલે આ તીર્થને વિષે વિરાધના કરવી નહિ.

यादृशं तादृशं वाऽपि, दृष्ट्वा वेषधरं मुनिं ।
गृही गौतमवद् भक्त्या, पूजयेत् पुन्यकाम्यया ॥ १४ ॥

ભાવાર્થ-યાદશતાદશ જેવો તેવો પણ સાધુવષને ધારણ કરનારા હોય તેવા મુનિને દેખીને ગૃહસ્થ ભવ્યજીવ પુન્યની ઇચ્છાથી તેને ગાતમસ્વામીના પેઠે ભક્તિથી પૂજે.

वंदनीयो मुनिर्वेषो, न शरीरं हि कस्यचित् ।
अतिवेष ततो दृष्ट्वा, पूजयेत् सुकृती जनः ॥ १५ ॥

ભાવાર્થ-મુનિના વેષને વંદન કરાય છે, પરંતુ કોઇના શરીરને વંદન કરાતું નથી, અર્થાત્ સાધુનો વેષ જે છે તેજ ઉત્તમ જીવોને વંદનીય છે તે કારણ માટે સાધુના વેષને દેખીને સુકૃતિ જીવ તેની પૂજના કરે.

**पूजितो निष्क्रियोऽपिस्याल्लज्जया व्रतधारकः ।**
**अवज्ञातः सत्क्रियोऽपि, ते स्यात् शिथिलादरः ॥१६॥**

ભાવાર્થ-કૃપારહિત મુનિને પૂજવાથી પણ લજ્જા વડે કરી વ્રતને ધારણ કરવાવાળો થાય છે, અને શ્રેષ્ટ ક્રિયાને કરનાર મુનિને તિરસ્કાર કરવાથી વ્રતને વિષે શિથિલ આદરવાલો થાય છે.

**आराधनीयास्तद्धर्मी, त्रिशुद्धया जैनलिंगिन ।**
**न कार्या सर्वथा तेषां, निंदास्वार्थविघातका ॥ १७ ॥**

ભાવાર્થ તે કારણ માટે ઉત્તમ મહાનુભાવ જીવોયે મન વચન કાયાની ત્રિકરણ શુદ્ધિ વડે કરી આ મુનિ મહારાજાઓનું આરાધન કરવુ તથા પોતાના સ્વાર્થને વિઘાત કરનારી-બગાડનારી એવી તેઓની નિંદા કદાપિ કાલે કરવી નહિ.

**कोपनीयो मुनिर्नैव, गिराऽपि गतदूषणैः ।**
**प्रायेण परनिंदा स्यात्, महादुःखौघदायिनी ॥ १८ ॥**

ભાવાર્થ-દુષણોને ત્યાગ કરનારા મહાનુભાવોયે વાણી વડે કરીને પણ આ તીર્થને વિષે મુનિને ક્રોધાતુર કરવા નહિ કારણકે પ્રાયે કરીને પરની નિંદા જે તે મહાન્ દુઃખના સમુહને આપનારી થાય છે.

**मुनिर्लिंगी सदा वंद्यो, नालोक्यं तत् क्रियादिकं ।**
**यादृशस्तादृशोऽप्यस्मादेवाकारो हि वंद्यते ॥ १९ ॥**

ભાવાર્થ-વેષધારક મુનિને નિરંતર ઇહા વંદના કરવી, પરંતુ ક્રિયાદિકને જોવા નહિ કારણકે જેવો તેવો પણ નિશ્ચય આકાર-સાધુ-વેષ તેજ વંદનીય છે.

**आराध्यो न विराध्यो हि, कथंचिद्यतिरुत्तमैः ।**
**स चेत् क्षमावांस्तदपि, पापं पृष्टानुगं भवेत् ॥ २० ॥**

ભાવાર્થ-આ તીર્થને વિષે ઉત્તમ જીવોએ મુનિનુ આરાધન કરવું, પરંતુ તેની વિરાધના કરવી નહિ. તે મુનિ કદાચ ક્ષમાવંત હોય અને કાંઈ પણ બોલે નહિ તોપણ તેની નિંદા કરનાર માણસને પાપકર્મ લાગે છે.

**सन्मानितो मुनिर्दत्ते, स्वर्गादिगतिमुत्तमां ।**
**असन्मानात् तु मूलाग्निरिवानंत कुलं दहेत् ॥ २१ ॥**

ભાવાર્થ-મુનિનું સન્માન કરવાથી સ્વર્ગાદિક ઉત્તમ ગતિને આપે છે અને તિરસ્કાર કરવાથી મૂળને વિષે અગ્નિજ જેમ તેમ અનંત કુલને બાળીને ભસ્મીભૂત કરે છે, ઇતિ ગુરૂઆરાધનાસ્વરૂપમ્

તથા આ શત્રુંજય તીર્થને વિષે તપકર્મના કરવાથી અનેક પાપકર્મ નાશને પામે છે.

**यतः—षष्टाष्टमादितपसा, प्राप्यते फलमुत्तमं ।**
**ततोऽत्र कार्यं तच्चैव, विशेषात् सर्वकामद ॥ १ ॥**

ભાવાર્થ—તથા આ શત્રુંજય તીર્થને વિષે છઠ તથા અઠ્ઠમાદિકની તપસ્યા કરવાથી ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે, તે માટે ઉપરોક્ત તપ કર્મ ઇહા કરવા કારણકે તે સર્વ કામને આપનાર થાય છે માટે વિશેષ થકી ઉપરોક્ત તપસ્યા ઇહા કરવી.

अष्टान्हिकायास्तपसो, बलादपि विकर्मभिः ।
स्वर्गापवर्गयोः सौख्य, लभ्यतेऽत्रांगिभि' क्षणात् ॥ २ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે અઠ્ઠાઇની તપસ્યાના બળથી કર્મરહિત પ્રાણિયો થઇને ક્ષણમાત્રમા સ્વર્ગ અને મુક્તિના સુખને પામે છે.

हिरण्यहरकोऽप्यत्र, चैत्राकोपवासतः ।
शुद्धत्यंशुकहृत् तद्वत्, सप्ताचाम्लैः सुवासनः ॥ ३ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે હિરણ્ય ( સુવર્ણ ) ને હરણ કરનાર માણસ ચૈત્ર શુદિ પૂર્ણિમાનો ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે તથા તેનાજ પેઠે શ્રેષ્ટ વાસનાવાળો. જીવ, વસ્ત્રને હરણ કરનાર જે તે સાત આયંબીલ કરવા વડે કરી શુદ્ધ થાય છે.

रत्नस्तेयी ददद्दानममानोद्यत्सुवासन. ।
अत्र कार्त्तिकसप्ताह तपसा शुद्धयति स्फुटं ॥ ४ ॥

ભાવાર્થ—આ શત્રુંજયતીર્થને વિષે રત્નની ચોરી કરનાર માણુસ માનવર્જિત દાનને આપતો તથા શ્રેષ્ટ વાસનાને વિષે ઉજમાલ થતો કાર્તિક સુદિમા સાત ઉપવાસની તપસ્યા કરવા વડે કરી સ્ફુટરીતિ શુદ્ધ થાય છે.

रूप्यकांस्यकताम्रायःपित्तलादानपाप्मनः ।
सप्ताहपरमार्थाख्यतपसा मुच्यते पृथक् ॥ ५ ॥

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે-રૂપુ-કાંસુ-તાંબુ-લોખંડ-પિત્તલાદિકની ચોરી કરવાથી ઉત્પન્ન થયેલા પાપકર્મવાળો માણસ સાત દિવસના પરમાર્થ નામના તપ કર્મ કરવા વડે કરી પૃથક્ પૃથક્ પાપકર્મથી મુક્ત થાય છે,

मुक्ताविद्रुमहर्त्ता यस्त्रिसंध्यं जिनपूजकः ।
आचाम्लांतरनिःस्नेहभोज्यान्मुच्यते पक्षतः ॥ ६ ॥

ભાવાર્થ—મુક્તાફલ તથા પ્રવાલ વિગેરેની ચોરી કરનાર જે માણુસ આ શત્રુંજય તીર્થને વિષે ત્રિસધ્ય જિનેશ્વરમહારાજની પૂજા કરતો સતો ૫દર દિવસ સુધી આયબીલના અદર વચ્ચે સ્નિગ્ધ પદાર્થવર્જીત ભોજન કરવાથી પાપકર્મથકી મુક્ત થાય છે.

धान्यहर्त्ता जलस्तेयी पात्रदानेन शुद्ध्यति ।
यथार्थितमहादानान्मुच्यते रसहारक. ॥ ७ ॥

ભાવાર્થ—તથા આ શત્રુંજય તીર્થને વિષે સુપાત્રને દાન આપવાથી ધાન્ય અને પાણિનો હરણુ કરનાર શુદ્ધ થાય છે તથા યથાર્થિત મહાદાનના આપવાથી રસને ચોરનાર માણુસ શુદ્ધ થાય છે.

वस्त्राभरणहर्त्ता यः, कर्त्ताऽत्र जिनपूजन ।
भवात् स स्वकमुद्धर्त्ता, गर्त्ता दिवसुवासनः ॥ ८ ॥

ભાવાર્થ—વસ્ત્ર અને આભરણોની ચોરી કરનાર માણુસ શ્રેષ્ટ વાસના યુક્ત થઈ આ શત્રુંજય તીર્થને વિષે જિનપૂજન કરે છે તે માણુસ ખાડાથીજ જેમ તેમ ભવ થકી પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે.

गुरुदेवार्थचौरोऽत्र, व्यर्थयत्यर्चयन् जिनं ।
वृजिनं स्वस्य सद्ध्यानपात्रदानपरायणः ॥ ९ ॥

ભાવાર્થ—દેવગુરૂના અર્થને પૈસાને ચોરનાર માણુસ આ શત્રુંજય તીર્થને વિષે જિનેશ્વરમહારાજની પૂજાને કરતો તેમજ સદ્ધ્યાન અને સુપાત્રને દાન આપવામા તત્પર થયેલો તે પોતાના પાપકર્મને નાશ કરે છે.

कुमारिकां प्रव्रजितां, पतितां सधवाऽधवे ।

गुरूणामपि यो दारा न गम्यां चापि गच्छति ॥ १० ॥
स तत्पापं जिनध्यानादत्र संरुद्धमानसः ।
षण्मासतपस्या तीर्थे, तद्वन्नार्यपि मुंचति ॥ ११ ॥ युग्मं

ભાવાર્થ—કુમારીને તથા સાધવીને તથા પતિત થયેલીને તથા સ્વામીવાળીને તથા વિધવાને તેમજ ગુરૂની સ્રીને તથા નહિગમન કરવા લાયક સ્રિયોને સેવન કરનાર માણુસ આ શત્રુજય તીર્થને વિષે પોતાના માનસીક યોગોને રૂંધવાથી તથા શ્રેષ્ટ પ્રકારે જિનેશ્વરમહારાજનુ ધ્યાન કરવાથી છ માસની તપસ્યા કરી ઉપરોક્ત કરેલા પાપકર્મથી મુક્ત થાય છે અને તેવી રીતે સ્રિયો પણ પાપકર્મથી મુક્ત થાય છે.

गोमहिष्यश्वमातंगमहीमंदिरहारकः ।
तंत्रतमत्र ददद् भक्त्या, जिनध्यानाश्च शुद्ध्यति: ॥ १२ ॥

ભાવાર્થ —ગાય-ભેસ-ઘોડો-હસ્તિ-પૃથ્વી-મદિર વિગેરેની ચોરી કરનાર માણુસ આ શત્રુજય તીર્થને વિષે જિનેશ્વરમહારાજનું ભક્તિથી ધ્યાન કરવાથી અને પોતે ચોરી કરેલા ઉપરોક્ત પદાર્થેનું દાન આપવાથી શુદ્ધ થાય છે,

अन्यचैत्यगृहारामपुस्तकप्रतिमादिषु ।
क्षिप्त्वा स्वं नाम यो वक्ति, ममेदमिति दुष्टधी ॥ १३ ॥
सामायिकपवित्रोऽत्र, पुण्यसत्त्वः शुभाशयः ।
षण्मासतपसा शुद्ध्यत्यघौघविगमादसौ ॥ १४ ॥

ભાવાર્થ-અન્ય મહાનુભાવે કરાવેલ-ભરાવેલ-બનાવેલ-લખાવેલ જૈનમદિરને વિષે તથા બાગને વિષે તથા ગૃહને વિષે તથા આરામને વિષે તથા પુસ્તકને વિષે તથા પ્રાતમાદિકને વિષે પોતાના નામને

સ્થાપન કરી જે દુષ્ટ બુદ્ધિવાળો માણુસ એમ બોલે છે-કહે છે કે આ મારા છે, અથવા આ મહારૂ છે તે માણુસ પુણ્યસત્વયુક્ત અને શ્રેષ્ટ આશયવાળો થઈ તથા પવિત્ર થઈ તેમજ નિરતર સામાયકને કરતો આ શત્રુજય તીર્થને વિષે છ માસની તપસ્યા કરવાવડે કરીને પાપના સમુહ નાશ થવાથી શુદ્ધ થાય છે ઇતિ કરેન અનેક દુષ્કર્મવિનાશસ્વરૂપમ્

આ શત્રુજય તીર્થને વિષે અનતા સિદ્ધ થયા છે ને અનતા સિદ્ધ થશે. આધુનિક સમયના કેટલાક મહાત્મા મહાનુભાવો હલવાકર્મી જીવો કર્મનો અત કરવા માટે શ્રીસિદ્ધિક્ષેત્રમા યાત્રા કરવા જાય છે, કેટલાક ચોમાસુ કરવા જાય છે, કેટલાક લક્ષ્મી વાપરવા જાય છે, કેટલાક તપસ્યા કરવા જાય છે, કેટલાક દાન દેવા જાય છે, કેટલાક નવાણું યાત્રા કરવા જાય છે અને કેટલાક જોવા તો કેટલાક મોજમજા કરવા જાય છે, પરતુ સેકડે પોણિસો ટકા અનેક પ્રકારના મહારા તહારા ટટા ફિસાદ નિદા વિકથા ક્લેશ પ્રપચ છલ વિશ્વાસઘાત અને બાહુલ્યતાથી સસારી વાર્તા, સસારી ઝઘડા, કેવળ પરની નિદા અને પરને કલક ચડાવનાર બાહુલ્યતાથી ઘણા જીવો જોવામા આવે છે. વિશેષ શુ લખીયે, કેટલાક જીવો તો તીર્થયાત્રાને નામે કેવલ ચોરી જારી કરવા નિમિત્તેજ આવેલા નજરે પડે છે, આવા અજ્ઞાનિ મતિમદ ભારેકર્મી જીવોને શોચ પણ થતો નથી કે અરેરે આ પરમ પવિત્ર તીર્થધિરાજમા કરેલા અમારા દુષ્કર્મ કયા કાળે અને કેવી રીતે વિનાશ પામશે ? અમો કેવા પ્રકારના અને કેટલા ભવોને વિષે રઝળી મરીશુ તથા અમારૂ શુ થશે ? આવા વિચારરહિત જીવો બિચારા અનત નિકાચિત કર્મ બાધી અનત સંસારમા રઝળે છે. અન્યસ્થળોને વિષે કરેલા કર્મ નાશ

કરવાનુ સ્થળ આ પરમ પવિત્ર શત્રુંજય તિર્થાધિરાજ છે ત્યારે તે દુષ્કર્મ છોડવા તો દુર રહ્યા પરતુ બિચારા ભારેકર્મા જીવો ઇહિ મલીન ચીકણા નિકાચિત કર્મને બાંધ સસારચક્રવાલને વિષે રખડે છે અને કોઇ પણ ભવોમા પાપકર્મનો પાર પામતા નથી કારણ કે તીર્થની ભૂમિને વિષે કરેલા પાપકર્મ વજ્રલેપ સમાન થાય છે.

**यदुक्तं शत्रुंजयमाहात्म्ये—**

**अन्यस्थानकृतं पापमिहोति सुज्झवासनः ।**
**इह यद्विहितं कर्म, वज्रलेप तु तद् भवेत् ॥ १ ॥**

ભાવાર્થ—અન્ય સ્થાનકને વિષે કરેલા કર્મને શ્રેષ્ઠવાસનાવાળો જીવ આ શત્રુજય તીર્થને વિષે ક્ષીણ કરે છે, પરતુ આ તીર્થને વિષે બાંધેલ પાપકર્મને વજ્રલેપ સમાન થાય છે.

**श्रीतीर्थेऽस्मिन्नान्यनिंदा, न परद्रोहचिंतनं ।**
**न परस्त्रीषु लौल्यत्व, न परद्रविणेषु धी ॥ २ ॥**

ભાવાર્થ —આ શત્રુજય તીર્થને વિષે અન્યની નિંદા કરવી નહિ તથા પરના દ્રોહનું ચિતવન કરવુ નહિ તથા પરસ્ત્રીને વિષે લોલુપ્યપણુ ધારણુ કરવુ નહિ તથા પરના દ્રવ્યને ગ્રહણુ કરવાની બુદ્ધિ રાખવી નહિ.

**मिथ्यात्विषु न संसर्गस्तदुक्तेषु नचादर ।**
**निंदाऽपि तेषां नो कार्या, नाद्रियेत तदागमं ॥ ३ ॥**

ભાવાર્થ—મિથ્યાત્વીયોને વિષે ગમનાગમનનો સસર્ગ-પરીચય રાખવો નહિ તથા તેના કહેલા વચનોને વિષે આદર કરવો નહિ તથા તેઓની નિદા પણ કરવી નહિ આ સર્વ આ શત્રુજય તીર્થને વિષે મહાનુભાવોયે ત્યાગ કરવુ.

**वैरिण्यपि च नो वैरं, नो जिघांसा त्रसादिषु ।**
**द्युतादिषु न चासक्तिर्न कुलेश्याविचिंतनं ॥ ४ ॥**

ભાવાર્થ—આ શત્રુંજય તીર્થને વિષે પણુ વૈરની ચિતવના સરખી પણુ કરવી નહિ તથા ત્રસાદિકની હિસા કરવાની બુદ્ધિ પણુ ધારણુ કરવી નહિ તથા જુગારાદિકને વિષે આસક્તિ ધારણુ કરી જુગારાદિકને રમવુ નહિ તેમજ માન, ખરાબ લેશ્યાનુ ચિતવન સરખુ પણુ કરવું નહિ આ સર્વે આ શત્રુંજય તીર્થને વિષે જીવોયે ત્યાગ કરવા લાયક છે.

સુજ્ઞ વિચારશીલ વાચક! તને મ્હારે સાપ્રતકાળના કેટલાક યાત્રા કરનારા જીવોની કેટલીક કરણિયોનુ ભ્યાન પ્રત્યક્ષ દેખાડવા માટે કેટલુક વિવેચન કરવાની મ્હારે આવશ્યક્તા અવશ્યની છે તો આ લેખકના વિવેચન ઉપર વિચાર કર્યા શિવાય ક્રોધ કરીશ નહિ, ખોટું લગાડીશ નહિ, અશ્રદ્ધા ધારણુ કરીશ નહિ અને અસત્ય ટીકા કરીશ નાહ દરેક માણુસનો ધર્મ છે કે વાચવુ દેખવુ લખવુ અને જોવુ તેમા પરીક્ષા કરવી તે વાસ્તવીકજ છે. તો નીચેનું વિવેચન વાચી શ્રદ્ધા ધારણુ કરજે, શ્રદ્ધા ન થાય તો ત્હારા જાતિઅનુભવથી ખુશીથી પરીક્ષા કરજે પરંતુ પરીક્ષા કર્યા શિવાય આ લેખકને નિદિશ નહિ ભડીશ નહિ તિરસ્કાર કરીશ નહિ, કિબહુના, જો દીર્ઘદર્શી હોઇ-શ, જો તું ન્યાયનિષ્પન્ન હોઇશ, જો તું નિષ્પક્ષપાતિ હોઇશ, જો તું સત્યપ્રિય અને સત્યગ્રાહી હોઇશ તેમજ પરલોક અને પરમાત્માના ભયસયુક્ત હોઇશ તો બસ આપોઆપ જાણી લઇશ, તે સબધમા મ્હારે હવે તને વિશેષ લખવાની જરૂર નથી. સ્વયમેવતત્ત્વા તત્ત્વશો-ધિ લેજે.

ભવ્ય જીવોના એકાંત તરણતારણ નિષ્કારણ પરમ બંધવ સમાન શાસ્ત્રકાર મહારાજાઓ પોકાર પાડી વારંવાર ભવ્ય જીવોને સમજાવે છે કે-આ શત્રુંજય તીર્થને વિષે ગમે તે પ્રકારના મલીન પ્રકારના મલીન પાપકર્મો પણ યાત્રા કરનારાના વિનાશભાવને પામે છે અને અન્યસ્થળોને વિષે કરેલા કર્મ આ તીર્થને વિષે બળીને ભસ્મીભૂત થાય છે, આમ કહ્યા અને સમજાવતા છતા પણ ઘણા યાત્રાળુ જીવો તે નહિ સમજી અને આ ભૂમીને વિષે કર્મ કરી વજ્રલેપના સમાન પોતાના આત્માને ભારે કરે છે.

૧ પ્રથમ અમેજ એટલે અમારા કેટલેક સાધુ મહારાજાઓ રૂપીએ દસઆની ભાગ કેવલ પરની નિંદા કરતા પરના છીદ્રો જોતા અને પરને કલંક ચડાવનારા નજરો નજર પ્રત્યક્ષ જોવામા આવે છે તેમજ રૂા સોલે સોલ આના સાધવીઓ પણ પોતાનુ ઉત્કૃષ્ટપણું જનસમુદાયમા પ્રગટ કરી કેવલ નિંદા વિકથા પ્રપંચ અને સાધુઓના ઉપર એકાંત રીતે કલંક ચડાવનારિયોજ માલુમ પડે છે, યદ્યપિ સર્વ સાધુઓ અને સર્વ સાધવીયો ખરાબ છે, ખોટા છે, મલીન છે, તેમ હું કહેતો નથી, તેમ હુ લખતો નથી, તેમ હું બોલતો નથી પરંતુ એટલુ તો સત્યજ છે કે પરની નિંદા વિકથા મિથ્યા આળ ચડાવવાનું તો ઉપરોક્તમા બાહુલ્યતાથી રહેલું છે. શત્રુંજય ઉપર તો નિંદા રસ્તામા તો નિંદા તલાટી ઉપર તો નિંદા કિં બહુના નિંદા નિંદા ને નિંદા, ઇર્ષ્યા ઇર્ષ્યા ને ઇર્ષ્યા બીજી વાતજ નથી. વાચકના મનમા એમ આવશે કે બધા નિંદાખોર તે આ લેખક શુ નિંદા વિકથા ઇર્ષ્યારહિત હશે. નહિ નાહ જો જે ભરમાઇશ નહિ, બોલવાઇશ નહિ, ફસાઇશ નહિ, વિશ્વાસ કરીશ નહિ, આ લેખક તો નિંદા વિકથા ઇર્ષ્યા કરનારાઓના

અંદર અગ્રેસર એક અદ્વિતીય નિંદા પ્રોફેસર છે, તે તું સત્ય માનજે. પરંતુ એટલુ વિશેષ છે કે આ લેખક શ્રીસિદ્ધગિરિ ઉપર કે રસ્તામા કે તલાટી ઉપર કોઈપણ જીવની નિંદા કરતો નથી પરંતુ જે સ્થળે ધર્મશાલામા રહેતો હોય છે ત્યા આવીને તો જરૂરાજરૂર નિંદા વિકથા ઈર્ષ્યા કરે છે તે ચોકસ છે તો પણ સર્વે જીવો સરિખા હોતા નથી, કોઈ વિશેષ અને કોઈ સ્વલ્પ વિગેરે તારતમ્યતા હોય છે, અસ્તુ.

કદાપિ કોઇની માન્યતાએ એવી હોય કે ત્યાગીયોને વળી નિંદા-વિકથા શાની? શ્રાવકના ખાવા, શ્રાવકના પીવા, શ્રાવકના પહેરવા ઓઢવા અને શ્રાવકે આપેલા સ્થળોમા વાસ કરવા, તેમને કયા ગામ-ગરાસ, કે માલ મીલકત વહેચવી હતી? આવા પ્રકારનો પ્રશ્ન ઉઠે તો તે સત્ય છે જેને માલમીલકત વેહેચવી હોય તો તે બે ચાર માસે બોલી ચાલી લઢી વઢીને વેહેચી લઈ ફારગત થાય છે, પરંતુ અમારા ત્યાગીની વેહેચણ મરણ પર્યંત વેહેચાય તેમ નથી સાધુ કહેશે કે હુ સારો જ્ઞાનિ હું તપસ્વી હું ક્રિયા કરનારો, ફલાણો ખોટો છે, તે અજ્ઞાનિ છે ફલાણો તપ કરતો નથી ફલાણાને ક્રિયા ઉપર રૂચી-શ્રદ્ધા નથી. ફલાણા ને સાધવીયો ને સ્ત્રિયોનો પરીચય છે મહારે નથી ફલાણો ક્રોધિ છે હુ શાંત છુ ફલાણો શાસ્ત્રથકી વિરૂદ્ધ ચાલે છે ને હું તો શાસ્ત્ર પ્રમાણે ચાલુ છુ મોટો છુ. ને ફલાણો મને વંદના નમસ્કાર કરતો નથી વિગેરે. તથા સાધવીયો હુ સારી છુ ફલાણી ખોટી છે તેની ગુરણી સાથે લડે છે. ફલાણીના સાથે વાતોજ ફલાણી કર્યા કરે છે ફલાણો સારુ તો ખરાબ છે આખો દિવસ સાધવીયો સાથેજ વાતચિત કર્યા કરે છે ફલાણો સાધુ તો બૈરાનો પરિચય રાખે છે, તે શુ સાધુપણાના લક્ષણો કહેવાય? જો આ ફલાણો સાધુ ને ફલાણી સાધવી દાદાના

દેહેરાસરજીમા સાથે પેઠા ફલાણા સાધુના સાથે શ્રાવિકા ભમતીમાજ ફરતી હતી અલી ફલાણીશ્રી તું કાંઈ જાણે છે ફલાણો ને ફલાણી સાથે ઉતરતા હતા ને ઘેટીને પગલે ગયા તો પણ સાથેજ ગયા અરે ફલાણો ને ફલાણી તલાટીમા સાથે બેસી વાત કરતા હતા. ફલાણો તો ધર્મશાલામા ફલાણીના સાથે ઘણોજ માડીને બેઠો છે. વિગેરે વિગેરે બોલી સાધુ સાધવીયો ઘણા ખરા પરની નિંદાનેજ આ તીર્થને વિષે કરે છે.

કોઇને કોઇની સાથે સબંધ નહિ છતા અને સિદ્ધગિરિનો ઘોરી રસ્તો છતા જૈનમંદિરમા પ્રવેશ કાકતાલીય ન્યાયથી જોગજોગે સાથે થઇ જવાથી તેમજ રસ્તાને વિષે જતા આવતા કોઇની ધીમી ચાલ હોવાથી ઉતાવલા માણસના સાથે થઇ જવાથી અને વિના બોલ્યાથી પોતાની મજેજ ચાલ્યા કરવાથી પણ તેમના ઉપર આળ કલંક ચઢાવે છે નિંદા વિકથા તેમની કરે છે તો અમારે લખવાનુ પણ એટ્લીજ છે કે જે કોઇ સાધુ સિદ્ધ થઇ અભિમાન કરતો હોય તેને રસ્તામા સ્ત્રીયો તથા સાવ્ધીયા ચાલતી હોય ત્યા ચાલવુ જોઇયે નહિ દેહેરાસરમા સ્ત્રીયો હોય તો પ્રવેશ કરવો જોઇયે નહિ ધર્મશાલામા સ્ત્રીયો રહેતી હોય ત્યા રહેવુ પણ જોઇયે નાહ રસ્તામા સ્ત્રીયો જતી આવતી હોય ત્યા ચાલવુ પણ જોઇયે નહિ કિંબહુના, સ્ત્રીઓ પાસે આહારાદિક લેવા જાય છે તે લેવા જવું નહિ બસ પુરૂષની વસ્તિમા રહેવુ ચાલવું અને પુરૂષનુજ રાંધેલુ દીધુ લીધુ ખાવું પીવુ તોજ સાધુપણાની મરદામી કહેવાય તથા સાધવીયોને પણ જે રસ્તામા પુરૂષો ચાલતા હોય ત્યા ચાલવુ નહિ પુરૂષો હોય તે દહેરાસજીમા જવુ નહિ પુરૂષો હોય તે ધર્મશાલામા રહેવું નહિ પુરૂષો

પાસે વિહારમા ભાર ઉપડાવવો નહિ પુરૂષો પાસે કાગલપત્ર લખાવવા નહિ પુરૂષો જોડે ઉભા રહેવુ નાહ પુરૂષો જોડે વાતચિત કરવી નહિ અને સાધુઓના પાસે તો સ્રીયો દિવસે પરીચયવાળી હોય છે પરન્તુ સાધવીયોના ઉપાશ્રયને તથા ધર્મશાલાને વિષે તો તેમના રાગી પુરૂષો દિવસ ને રાત્રીયે પણ જાય છે આ સર્વ બંધ કરીને પછી એક બીજા અન્યોઅન્ય ખોદણી કરતા હોય તો સારૂ પરન્તુ પોતાના દુર્ગુણોને કોઇ પણ માણસ દેખી શકતા નથી પરના અવગુણોને છતા અછતા દેખે છે. નિંદા વિકથા કરી અભિમાનમા રક્ત થએલા સાધુ સાધવીયો જો ડફાણુ કરે તો તે અસત્ય છે, કારણ કે યથાર્થ ચારિત્ર યથાર્થ ક્રિયા યથાર્થ જ્ઞાન મહાત્મા શ્રીમાન્ સીમંધરસ્વામિના સાધુ સાધવીયોમા શ્રીમહાવિદેહ ક્ષેત્રને વિષે રહેલ છે ઈહા તો નથી નથી ને નથીજ હા એટલુ વિશેષ છે કે વીરશાસનને વિષે પણ સાપ્રતકાલના મહાનુભાવોને વિષે દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે આ ભારતભૂમિના અંદર પણ ત્યાગીપણુ છે છે ને છેજ તથા વીરશાસન એકવીશ હજાર વર્ષ સુધી ચાલશે ત્યા સુધી ત્યાગીપણુ રહેશે રહેશે ને રહેશેજ પરન્તુ પરના છિદ્રો જોઈ પરના દોષોનુ ઉદ્ઘાટન કરી પરની નિંદા વિકથા કરી પરના ઉપર આલ કલંક ચડાવી હાલમા જે પોતાની ઉત્કૃષ્ટતા બતાવનાર સાધુ સાધવી ત્યાગીવર્ગ નજરે પડે છે તે તો બિચારા આ આ તીર્થને વિષે આવી કેવલ ભારેકર્મી થઈ મહાન્ પાપને પોતાના મસ્તક ઉપર ચડાવે છે, છતા કર્મને પણ નાહ ગણી ઉત્કૃષ્ટતાઈ બતાવવી હોય તો વગડામા જઈ સંયમ સાધી ઉત્કૃષ્ટતા બતાવવામા આવે તો તેને દેખી બીજા મહાનુભાવો પણ બોધ પામે શિવાય પોતાના આત્માને એકાંત રીતે મલીન કરવાનુજ છે.

તથા ઘણા શ્રાવક શ્રાવીકા પણ ઉપરોક્ત પ્રકારે સાધુ સાધ્વીયોની નિંદામા રક્ત રહેલા જોવામા આવે છે અને તેઓ પણ સાધુ સાધ્વીયો અને શ્રાવક શ્રાવીકાઓની ખોદણી કરતા માલુમ પડે છે. આળ ચડાવતા કલંક ચડાવતા નિંદા વિકથા કરતા પોતાના પાપકર્મ ઢાકતા અને પરને ગધેડે ચડાવનારા ઘણાજ શ્રાવક શ્રાવીકાઓ આ તીર્થને વિષે આવ જા કરે છે ને કાયમ ખાતે વાસ કરનારા પણ છે સાધુ સાધવી શ્રાવક શ્રાવિકાઓ પરના મર્મ પાછળથી કાતરી નાખે છે તેમને વિચાર કરવો જોઇયે કે આપણા કર્મ કેવા છે આપણી કરણિ કેવી છે આપણે શુ કરીયે છીયે એમ જો વિચાર કરે તો તો પરના સન્મુખ દષ્ટિ નાખેજ નહિ, પરતુ જ્યા હડહડતી ઇર્ષ્યાને ઉત્કૃષ્ટતાઈ સ્વાભિમાનથી રોમેરોમ પ્રસરી રહેલી હોય ત્યા પોતાના પગની બળ જોવાયજ નહિ પરતુ પરનીજ જોવાય ધારો કે એમ કરવામા તેઓ સર્વે ઠીક થાય તો અમે પુછીશુ કે તેમા તેઓના હાથમા આવ્યુ શુ? તેઓને લાભ શુ મળ્યો જો કોઇને અરસપરસ સુધારો થયો હોય તો તો નિંદા વિકથાદિક કર્યા કામના પણ ખરા, પરતુ સુધારો કરવાની પોતાની સત્તા નથી, મોઢે કહેતા પણ લાજ અને શરમ આવે છે. ત્યારે અરેરે મફતના શાને માટે નિંદા વિકથાનો ધંધો લઈને બેઠા હશે. હા હા બરાબર છે સમજ્યો સમજ્યો જો આ શત્રુંજય તીર્થને વિષે સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા દુષણોને ત્યજી દઈ સિધી સપાટી ઉપર ચાલે તો વહેલા કર્મનો અંત આવે પરતુ આ હડહડતા કલિકાલમા સર્વે તરી જાય તે યોગ્ય નહિ લાગવાથી તમામ જીવોને પતિત કરવા માટે સસારમા રઝળાવવામાટે ક્રોધ માન માયા લોભ રાગ અને દ્વેષ તથા નિંદા વિકથા ઇર્ષ્યા અને સ્વોત્કૃષ્ટતા આ સદ

પોતાના પુત્ર પુત્રીયોને મોહરાજાયે શ્રી સિદ્ધગિરિમા મોકલવાથી બિચારા જીવોને ઉપરોક્ત દશે જણા હાલ બેહાલ કરી વજના સમાન ગાઢ કર્મોને બધાવી ભવસમુદ્રમા ડુબાડે છે તે શોચનીય છે

સર્વે જીવો કર્માધિન છે તેમા આપણે શુ? એહવો વિચાર નહિ કરતા ત્યાગીયો ને સસારીયો પરની નિદા વિકથાદિક કરીને પોતાના પુન્યને ગુમાવી દઈ મહાન્ કર્મનો બોજો પોતાના મસ્તકના ઉપર લે છે ને સસારની વૃદ્ધિ કરે છે, તેના કરતા તો સિદ્ધગિરિ ન જવુ તે સારૂ કે કર્મબધન તેમજ ભવવૃદ્ધિ થવા તો ન પામે અને જવુ તો ચક્ષુ કાન જીભ ત્રણેને વશ કરીને જવુ કે જેથી કરાને આ આત્મા પાપકર્મથી મુક્ત થઈ સ્વલ્પ કાલને વિષે છુટવા પામે

કેટલાક જીવો આ તીર્થના અદર રાત્રિભોજનને કરે છે કેટલાક હોટલના અદર જઈ ચાહ બીસ્કુટ રીંગણા બટાકાના શાકને ભક્ષણ કરે છે કેટલાક રાત્રિના ચાર પાચ વાગે છ વાગે તથા સૂર્ય ઉદય થયા પહેલા ચાહ તથા ખાવાપીવાનુ ભાતુ વિગેરે માલ મિષ્ટાન્ન ઉડાવી સિદ્ધગિરિ ઉપર ચડે છે કેટલાક પાનના બીડા સોપારી તમાકુ ખાઈ પી ફુકીને ચડે છે કેટલાક ઝગારબાજી તથા ગજીફાની રમતો રમે છે કેટલાક લડાઇ ટટા ઝગડાને કરે છે કેટલાક ચોરિ કરે છે કેટલાક પરસ્ત્રિસેવન કરે છે પછી ન ગણે કાર્તકી કે ચત્રી, ન ગણે ફાગણ કે વૈશાક, ન ગણે મોટીતિથિ કે છોટીતિથિ કોઇ કાઇક તો કોઈ કાઇક પણ અપલક્ષણો ઝળકાવ્યા વિના આ ગિરિરાજમા રહેવાના નહિ. પુરૂષો પુરૂષોના સાથે તેમજ પુરૂષો સ્ત્રિયોના સાથે સ્ત્રિયો પુરૂષોના સાથે તેમજ સ્ત્રિયો સ્ત્રિયોના સાથે તેમજ શ્રીસિદ્ધગિરિ ચઢતા ઉતરતા ઘરની બારની દુકાનની પૈસાની વ્યાપારની લેવડનીદેવડની ખાવાની પિવાની નિદાની વિકથાની વિગેરેની કેવલ વિકથા ભરરસ્તા-

મા કરતા કરતા જાય અને આવે પૂજા કરવામા પણ ઉપરા ઉપર પડે પણ જરાયે મર્યાદા સાચવે નહિ અરેરે આ બિચારા અજ્ઞાનિ જીવો જાત્રાને નામે મહાન્ પાપકર્મ બાધી જાય છે હાય મહાન્ અફસોસની વાર્તા છે કે ઘરબાર ધંધો વિગેરે છોડી કર્મને ક્ષીણ કરવા માટે આ શત્રુજયગિરિને વિષે આવી કર્મબંધન કરી જવુ તેના કરતા નહિ આવવુ તે સારૂ છે

પ્રિય વાચક' આ લેખકના ઉપર રોષ કરીશ નહિ તહારે પરીક્ષા કરવી હોય તો બે ચાર માસ ત્યા રહી સર્વેની ચેષ્ટા જોજે, એટલે આ લેખકના વચને વચન તને રોમેરોમ સત્ય ભાસશે જૈનગ્રથોની વાર્તા દુર રહી પરતુ પૂરાણાદિકને વિષે પણ આ શત્રુજય તીર્થને મહાન્ ગણેલુ છે અને જુદા જુદા વચનોનેજ તીર્થ કહેલ છે તો આ તીર્થરાજના અદર બીજા અકર્તવ્યો કેમ કરી શકાય તેનો વિચાર કરવાનો છે.

यदुक्तं महाभारते—

स्पृष्ट्वा शत्रुंजयं तीर्थं, नत्वा रैवतकाचलं ।
स्नात्वा गजपदे कुंडे, पुनर्जन्म न विद्यते ॥ १ ॥

ભાવાર્થ—શ્રી શત્રુજય તીર્થને સ્પર્શ કરીને તથા રૈવતકાચલ-ગિરનારને નમસ્કાર કરીને તથા ગજપદ કુડને વિષે સ્નાન કરીને અર્થાત્ ઉપરોક્ત ત્રણને અગીકાર કરનારનો જન્મ ફરીથી થતો નથી-મુક્તિને પામે છે

तथा—अष्टषष्टिषु तीर्थेषु, यात्रया यत् फलं भवेत् ।
आदिनाथस्य देवस्य, दर्शनेनापि तत्फल ॥ २ ॥

ભાવાર્થ—અડસઠ તીર્થોની યાત્રા કરવાથી જે ફલની પ્રાપ્તિ થાય છે, તે ફલ આદિનાથદેવના દર્શન કરવાથી પ્રાપ્ત થાય છે.

तथा स्कंधपुराणेऽपि—

सत्य तीर्थं क्षमा तीर्थं, तीर्थं मिंद्रियनिग्रहः ।
सर्वभूतदया तीर्थं, तीर्थमार्जवमेव च ॥ १ ॥
दान तीर्थं दमं तीर्थं, संतोषं तीर्थमुच्यते ।
ब्रह्मचर्यं वरं तीर्थं, तीर्थं च प्रियवादिनं ॥ २ ॥
ज्ञानं तीर्थं धृती तीर्थं, पुण्य तीर्थमुदाहृतं ।
तीर्थानामपि यत् तीर्थं, विशुद्धिमनसः पुरा ॥ ३ ॥

ભાવાર્થ—સત્ય તેજ તીર્થ છે તથા ઇંદ્રિયોનુ દમન કરવુ તેજ તીર્થ છે તથા સર્વ પ્રાણિયોના ઉપર દયા રાખની તેજ તીર્થ છે તથા સરલપણુ ધારણુ કરવુ તેજ તીર્થ છે દાન તેજ તીર્થ છે તથા ઇંદ્રિયોને કબજે રાખવી તેજ તીર્થ છે તથા સતોષ તેજ તીર્થ કહેવાય છે તથા બ્રહ્મચર્ય તેજ શ્રેષ્ટ તીર્થ કહેવાય છે તથા પ્રિય બોલવુ તેજ તીર્થ છે જ્ઞાન તેજ તીર્થ છે તથા ધૈર્ય તેજ તીર્થ છે તથા પુણ્ય તેજ તીર્થ કહેલ છે તેમજ તીર્થોને વિષે પણ મનની શુદ્ધિ રાખવી તેજ શ્રેષ્ટ તીર્થ છે. પ્રિય મહાનુભાવ અડસઠ તીર્થોની યાત્રાનું ફલ એકજ આદિનાથ મહારાજના દર્શનથી પ્રાપ્ત થાય છે તથા ઉપરોક્ત ત્રણ શ્લોકમા કહેલા શબ્દોજ જ્યારે તીર્થ કહેવાય છે તેમ અન્યદર્શનીયો પણ માને છે તો વિચાર કરો વિચાર કરો આ પરમ પવિત્ર શ્રી શત્રુંજય તીર્થાધિરાજની છાયામા જઈ ઉપરોક્ત કહેલા ત્રણ શ્લોકોના અર્થ પ્રમાણે વર્તવાથી-પાળવાથી કેટલો લાભ થાય છે અને આ ભૂમીના અદર આવી જેની ચક્ષુઓ કાન અને જીભ વશવર્તિ ન રહે તે તેના હતભાગ્યની નીશાની, તે શિવાય બીજું સમજવુ નહિ

## તીર્થયાત્રા કરનારાઓને હિતશિક્ષા.

તીર્થને વિષે મન વચન કાયાની શુદ્ધિ રાખવી જીવહિસા કરવી નહિ તથા અસત્ય પણ કદાપિ કાલે બોલવું નહિ પ્રાણાતે પણ ચોરી કરવી નહિ તથા બ્રહ્મચર્યનુ પ્રતિપાલન કરવું. પરસ્ત્રિયાદિકને સર્વથા ત્યાગ કરી સ્વસ્ત્રિનુ પણ કદાપિકાલે તીર્થને વિષે સેવન કરવું નહિ તથા અણગળેલ નીર પીવુ નહિ વાપરવુ નહિ અણગળેલ પાણિથી હાથ પગ ધોવા નહિ તેમજ તે પાણિથી ન્હાવુ તેમજ ધોવું પણ નહિ. વનસ્પતિ ઉપર નીલ ફુલ ઉપર બેસવુ નહિ તથા ચાલવું નહિ તેમજ તેના ઉપર ઉભા પણ રહેવુ નહિ તથા રાત્રિયે ભોજન કરવુ નહિ તેમજ હોટલમા જઇ ચાહ વિગેરે પીવા નહિ અભક્ષ્ય અનતકાયાદિક રીંગણા બટાકાદિક વાપરવા નહિ. વાશી ખાવુ નહિ. સૂર્ય ઉદય થયા વિના ચાહ પીવો નાહ દુધ પીવુ નહિ તેમજ ખાવાનુ પણ ખાવુ નહિ તથા તમાકુ વિગેરે ખાતા ખાતા ચડવુ નહિ તીર્થ ઉપર થુકવુ નહિ નાસીકામાથી લેટ વિગેરે કાઢવા નહિ અને મળ મૂત્રને પણ કરવા નહિ તથા મલીન વસ્ત્રો પહેરી ચડવું નહિ. મોટી તિથીને વિષે ગડદીમા સ્ત્રિયોના ટોલામા જઇને ભળવુ નહિ શાતિથી ધીમે ધીમે જવુ પૂજા શાતિથી કરવી. સ્ત્રિયો પૂજા કરી રહ્યા બાદ ગડદી મટયા પછી પૂજા કરવી ક્રોધમાનાદિક કરવા નહિ રાગ દ્વેષાદિક કરવા નહિ નિંદા વિકથા ઇર્ષ્યાદિક કરવા નહિ. સર્વે જીવ કર્માધિન છે એમ જાણી પરના છીદ્રો જોવા નહિ છલ-પ્રપચ-વિશ્વાસઘાતાદિક કરવા નહિ. મન-વચન-કાયા-ચક્ષુ-કાન અને જીભને વશ રાખી એકજ સિદ્ધગિરિ દાદાનું ધ્યાન ધરી શક્તિ અને અનુસાર બે પૈસા

ખર્ચવા. સુપાત્રને દાન દેવુ સ્વામિભાઇઓની ભક્તિ કરવી અને સ્વ-
શક્તિ અનુસાર દિનદુસ્થિત પ્રાણિનો ઉદ્ધાર કરવો ધર્મશાલામાથી
નીકળીએ ત્યારથી કોઇનો સગાત કરવો નહિ અને કદાચ કરવો તો સં-
સારી વાર્તા વ્યાપાર લક્ષ્મિ ઘરબારની વાર્તા તેમજ નિંદા વિકથાદિક
કરતા સાભળતા ચડવુ ઉતરવુ તેમજ જવુ આવવુ નહિ તથા
મનથી પણ કોઇનુ ખરાબ ચિંતવવુ નહિ, ધર્મચર્ચાનીજ વાર્તા ક-
રવી. તથા પરમાત્માના ગુણગ્રામ કરવા તથા નોકારવાલી ગણવી છે-
વટે મોનપણુ અંગીકાર કરી જવુ આવવુ શ્રેયસ્કર છે. જાત્રા કરીને
આવ્યા પછી પોતાના મુકામમા પણ પરમાત્માનાજ ગુણગ્રામ કરવા
પરંતુ સોગઠાબાજી કે ગંજીફ રમવુ નહિ. કષાયાદિકને ત્યાગ કરવા
તેમજ સર્વથા પ્રકારે અસત્યને વર્જવુ કિબહુના કેવલ ધર્મધ્યાન
કરવુ તથા વ્રત પ્રત્યાખ્યાન કરવા શાતિ રાખી સરલતા ધારણ કરી
ઘણા કર્મ ક્ષીણ થાય તેવી કરણિ કરી તીર્થયાત્રાનો યથાર્થ લાભ
લઇ પોતાના ઘર પ્રત્યે ગમન કરવુ તેજ યાત્રાળુ મહાનુભાવોને મ-
હાન્ લાભ છે. છતા પણ ઉપરોક્ત પ્રકારે નહિ વર્તતા વિપરીત રીતે વ-
ર્તવાથી ગાડીભાડા વિગેરે પેસાનો ખર્ચ થાય છે તથા યાત્રાનો લાભ
વ્યર્થ જાય છે ને કર્મ છુટવા તો દુર રહ્યા પરંતુ મહામલીન ચી-
કણા અને વજ્રલેપના સમાન ગાઢ કર્મ બંધાય છે માટે તેથી કરી
અનંત સંસાર રઝળવુ પડે છે વાસ્તે ઉત્તમ યાત્રાળુ જીવોએ પરની
નિંદા વિકથા છિદ્રા વિગેરેને નિવારણ કરી સ્વકાર્યમા રક્ત રહી આ
ગિરિરાજની સેવા ભકિત યથાર્થ કરી યથાર્થ લાભ લઇ ઘર પ્રત્યે
ગમન કરવુ શ્રેયસ્કર છે

વળી પણ આ શત્રુંજય તીર્થને વિષે જેટલા જેટલા શુભ કર્ત્તવ્યો

નહિ કરવામ' આવે તેટલું તેટલું તેઓનુ પુણ્ય ઓછુ સમજવુ, કારણકે લક્ષ્મી જન્મ આયુષ્યનો સાર માત્ર એ છે કે તે તીર્થાધિરાજની પૂજા ભકિત કરવી જે માટે કહ્યું છે કે—

उक्तं च सिद्धाते

एअ जम्मस्स फलं, सारं विहवस्स इत्तियं चेव ।
जं अच्चिज्जइ गंतुं, सित्तुंजे रिसहतित्थयरो ॥ १ ॥

ભાવાર્થ—આ માનવ જન્મ પામ્યાનું ફલ એ છે તથા વૈભવ પામ્યાનો સાર પણ એ છે કે શ્રીશત્રુ જય તીર્થને વિષે જઇને શ્રીમાન્ ઋષભદેવસ્વામીની પૂજા ભકિત કરવી આ શિવાય જન્મ અને વૈભવ પામ્યાનો સાર બીજો કાંઇપણ નથી

तथा—छट्ठेणं भत्तेण अपाणएणंच सत्त जत्ताओ ।
जो कुणइ सित्तुंजे, सो तईए भवे लहइ सिद्धिं ॥ २ ॥

ભાવાર્થ—તથા આ શત્રુજયતીર્થને વિષે ચોવિહાર છઠ કરીને સાત યાત્રા જે માણુસ કરે છે તે ત્રીજા ભવને વિષે સિદ્ધિ પામે છે-મુક્તિને વિષે ગમન કરે છે

अपिच—न वि तं सुवन्नभूमीभूसणदाणेण अन्न तित्थेसु ।
जं पावइ पुन्नफल, पुआन्हवणेण सित्तुंजे ॥ २ ॥

ભાવાર્થ—શત્રુજયતીર્થને વિષે આદિનાથ મહારાજની પૂજા અને ન્હવણ કરવાથી જે લાભ ફલની પ્રાપ્તિ થાય છે તે ફલ અન્યતીર્થને વિષે સુવર્ણદાન-ભૂમિદાન-ભૂષણ વિગેરેના આપવાથી પણ થતું નથી

किं बहुना—नमस्कारसमो मंत्रः शत्रुंजयसमो गिरिः ।
गजेन्द्रपदजं नीरं, निंर्द्वंद्वं भुवनत्रये ॥ १ ॥

ભાવાર્થ—નમસ્કારમંત્રના સમાન મંત્ર તથા શત્રુંજય સમાન પર્વત તથા ગજેંદ્રપદના સમાન પાણિ આ ત્રણે પદાર્થ ત્રણ ભુવનને વિષે અદ્વિતીય છે, કિબહુના એ ત્રણના સમાન દુનિયામા એક પણ પદાર્થ નથી.

હે મહાનુભાવ! આ તીર્થના ગુણગણ તથા ભક્તિસેવાના ફલનો કોઈ કહેવા લખવાને માટે પાર પામેલ નથી ને પામનાર પણ નથી, પરંતુ જો તહારે માનવજન્મ સફલ કરવો હોય જો તહારે જીવિતવ્યનો લાભ મેળવવો હોય જો તહારે કર્મશત્રુનો સંહાર કરવો હોય જો તહારે ભવભ્રમણનો ફેરો ટાળવો હોય જો તહારે ચાર ગતિનો રોધ કરવો હોય જો તહારે જન્મ જરા ને મરણના દુઃખો થકી મુક્ત થવું હોય અને જો તહારે સ્વલ્પકાલને વિષે શિવરમણીને વરવી હોય તો સર્વ પ્રપંચ ઉપાધિને છોડી નિંદ્રા વિકથાદિક નિવારી કષાયને ત્યાગી મનવચનકાયાના ત્રિકરણ યોગને શુદ્ધ કરી કરી સ્વર્ગ અને અપવર્ગ દેવદેવેંદ્ર ચક્રવર્તિ તેમજ અરિહંતપદને આપનાર આ શત્રુંજયતીર્થનું એકજ ધ્યાનથી તાન લગાવવા સમર્થમાન થા તે તીર્થાધિરાજના ધ્યાન તાનથી અનંતાકર્મથી અનંતાજીવો પાર પામી મુક્તિને વરેલા છે ને તું પણ તેમ કરવાથી સ્વલ્પકાલને વિષે મુક્તિ વરીશ.

विशेष—रविं विना यथा वस्रो, विना पुत्रं यथा कुलं ।
विना जीवं यथा देहं, विना दीपं यथा गृहं ॥ १ ॥
विना विद्यां यथा मर्त्यो, विना चक्षुर्यथा मुखं ।
विना छायां यथा वृक्षो, यथा धर्मो दयां विना ॥ २ ॥
विना धर्मं यथा जीवो, विना वारि यथा जगत् ।
विना तीर्थमिदं तथा, मूतसृष्टिर्हि निष्फला, ॥ ३ ॥

ભાવાર્થ--જેમ સૂર્ય વિનાનો દિવસ નિષ્ફલ છે તથા પુત્ર વિનાનુ કુલ નિષ્ફલ છે તથા જીવ વિનાનો દેહ નિષ્ફલ છે તથા દીપક વિનાનુ ઘર નિષ્ફલ છે તથા વિદ્યા વિનાનો માણસ નિષ્ફલ છે તથા ચક્ષુ વિનાનુ મુખ નિષ્ફલ છે તથા છાયા વિનાનુ વૃક્ષ નિષ્ફલ છે તથા દયા વિનાનો ધર્મ નિષ્ફલ છે તથા ધર્મ વિનાનો જીવ નિષ્ફલ છે તથા પાણિ વિનાનું જગત જેમ નિષ્ફલ છે તેમજ તીર્થ વિના આ ભૂતસૃષ્ટિ નિશ્ચય નિષ્ફલ છે. ૧ ૨ ૩. ઉત્તમ મહાનુભાવ જીવોને આ તીર્થનુજ શરણુ સ્મરણુ ધ્યાન રાખી ભવસમુદ્ર તરવા માટે તત્પર થઈ રહેવુ તે એકાત રીતે લાયક છે ઇતિ અલ વિસ્તરેણુ.

---

## तिथिस्वरूपम.

હે ભવ્ય બાધવ ! આ ચાલતા વર્તમાનકાલને વિષે શ્રીમાન્ મહાવીર મહારાજાનુ આ ઉત્તમોત્તમ શાસન ચાલી રહેલું છે જૈન કુલને વિષે જન્મ પામેલા બારીક ભવ્યજીવો મહાવીર મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તિ ધાર્મિક ક્રિયાનુ સાધન કરી સ્વઆત્માનુ કલ્યાણ કરે છે દરેક દિવસે જૈન બાધવોને સમાન રીતે ધાર્મિક ક્રિયા કરવાને માટે શાસ્ત્રકાર મહારાજ ફરમાન કરે છે છતા પણ સંસારની આળ પંપાળ બાલવ્યવહાર મોહજાલને વિષે મુઝાઈ જઇ દરેક દિવસે સદશ રીતે નિરંતર ધાર્મિક ક્રિયા નહિ કરી શકનારા પ્રાણિયોને સદ્ગતિને વિષે સ્થાપન કરવા માટે શુભતિથિયોને શાસ્ત્રકાર મહારાજા સારી રીતે વિશેષે કરી વર્ણન કરી ભવ્યજીવોને ઉપકાર કરવા સમર્થમાન થયેલા છે.

यदुक्तं आगमे-

बीयापञ्चमिअट्ठम्मिएकादसीचउदसी पण तिहीसु ।
एयाउ सुअतिहीओ, गोअमगणहारिणा भणिआ ॥ १ ॥

ભાવાર્થ-એક માસના શુકલ અને કૃષ્ણ આવા બે પક્ષે કહેલા છે અને દરેક પક્ષ ( પખવાડીયા ) ની પદર તિથિયે કહેલી છે તે પદર તિથિયોને વિષે શ્રીમાન્ ગણધર એવા ગૌતમસ્વામિ મહારાજે દ્વિતીયા તથા પચમી તથા અષ્ટમી તથા એકાદશી તથા ચતુર્દશી આ પાચ શુભ તિથિયે કહેલી છે અને આ શુભ તિથિયોને વિષે વિશેષ પ્રકારે ધાર્મિક ક્રિયા કરવાથી શુભ કર્મનો બધ પડે છે તેથી ભવ્ય જીવો શુભગતિના ભોકતા થાય છે તથા આશુભ તિથિયોનુ ઉત્તમ રીતે આરાધન કરનાર પ્રાણિ ઇહલોક પરલોકને વિષે વિવિધ પ્રકારના લાભોને મેળવે છે.

उक्तं च—बीया दुविहे धम्मे, पञ्चमि नाणे अ अट्ठमी कम्मे ।
एगारसी अंगाणं, चउदसी चौद पुव्वाणं ॥ १ ॥

ભાવાર્થ-દ્વિતીયાતિથિ દ્વિવિધ પ્રકારના ધર્મની ( સાધુધર્મ તથા શ્રાવકધર્મની ) પ્રાપ્તિ કરાવે છે તથા પચમીતિથિ પાચ પ્રકારના જ્ઞાનને આપે છે તથા અષ્ટમીતિથિ અષ્ટકર્મના અતને કરે છે તથા એકાદશીતિથિ અગ્યાર અંગના જ્ઞાનને પ્રાપ્ત કરાવે છે તેમજ ચતુર્દશી ચાદ પૂર્વના જ્ઞાનને આપે છે.

વિવેચન-દ્વિતીયાતિથિનુ આરાધન કરનાર ભવ્યજીવો સાધુધર્મ તથા શ્રાવક ધર્મ આ બે પ્રકારના ધર્મને પામી શકે છે. કાળચક્રના પ્રબલ પ્રભાવને વિષે કર્મજન્ય વ્યાધિયેથી પીડા પામનારા અને અનાદિકાલથી જન્મ મરણને કરનારા ઘણા જીવો માનવભવને પામે

છે પરતુ તે સર્વેને વિષે જૈનકુલને વિષે જન્મ પામનારા જીવો થોડા જ હોય છે અને તેમા પણ યથાર્થ રીતે શ્રાવકધર્મનુ પ્રતિપાલન કરનારા બહુજ થોડા જોવામા આવે છે. વળી પણ વિશેષ પ્રકારે શ્રાવકધર્મને ઓળખવા માટે મુખ્ય કારણભૂત બીજ તિથિનુ આરાધન કહેલું છે અર્થાત્ બીજતિથિનુ આરાધન કરવાથી પ્રથમ શ્રાવકધર્મ એટલે શ્રાવકોના બારવ્રતની પ્રાપ્તિ થાય છે અને તેથીજ અહોરાત્રિની ક્રિયા તથા તિથિની ક્રિયા તથા પાક્ષિકની ક્રિયા તથા ચતુર્માસની ક્રિયા તથા વાર્ષિક વિગેરેનુ જાણુવાપણુ તથા પાળવાપણુ સારી રીતે થઈ શકે છે. આવી રીતે શ્રાવકધર્મની આરાધના કરવાથી ભવસ્થિતિનુ પરિપકવપણું થાય છે અને તેથી કરી સાધુધર્મની પણ પ્રાપ્તિ થાય છે આવી રીતે બીજતિથિનુ આરાધન કરવાથી ભવ્યજીવો શ્રાવકધર્મ તથા સાધુધર્મને પામી સદ્ગતિના ભોકતા થાય છે ત થા પચમીતિથિનુ આરાધન કરનારા ભવ્યજીવો મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન તથા અવધિજ્ઞાન તથા મનપર્યવજ્ઞાન તથા કેવલજ્ઞાન આ પાચ પ્રકારના અપૂર્વ જ્ઞાનને પામી અનાદિકાલથી સસાર ચક્રવાલને વિષે પરિભ્રમણ કરવાથી ઉત્પન્ન થયેલા પરિતાપને શાત કરી એકાત શાશ્વતસુખ છે જેને વિષે એવા નિર્વાણસુખને–મુક્તિપદને પામે છે.

તથા અષ્ટમીતિથિનું આરાધન કરનારા જીવોના આત્માની સાથે અનાદિકાલથી ચોટેલા મહામલીન અને ચીકણા કર્મ સહેલાઇથી નાશ પામે છે એટલુજ નહિ પણ તેઓને જન્મ જરા અને મૃત્યુના મહાભારત દુષ્ટ દુખો થકી મુક્ત થઈ મુક્તિપુરીમા પહોચતા લેશમાત્ર વિલંબપણું પ્રાપ્ત થતું નથી.

તથા એકાદશીતિથિનુ આરાધન કરનારા ઉત્તમ જીવોના જ્ઞાના-વરણીય કર્મબંધનનો ગાઢ બધ શીઘ્રતાથી તુટી જાય છે અને અગ્યાર અગનું નિર્મલ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેમજ આ જ્ઞાનના પ્રાપ્ત થવાથી આત્માની વૈરાગ્યદશા વિશેષે કરી જાગૃત થાય છે અને તેમ થવાથી આત્માની શુદ્ધિ થઇ શુદ્ધ ભાવનાનો પ્રબળ ઉદય થાય છે અને તેથી કરી લાબા કાલથી સચિત કરેલા દીર્ઘ કર્મ પણ પાતળા થઇ ખરી પડે છે એટલુંજ નહિ પરતુ ઘણુાજ અલ્પકાલને વિષે પરમપદના ભોક્તા થાય છે.

ચતુર્દશીતિથિને વિધિ સહિત શ્રદ્ધાપૂર્વક આરાધન કરનારા ભદ્રિક પરિણામી જીવો પોતાના આત્માને ચૌદપૂર્વના મહાજ્ઞાનની અપૂર્વ શક્તિ ધારણ કરાવવાની પૂર્ણ સત્તા ધારણ કરવા સમર્થમાન થાય છે તેમજ ચૌદપૂર્વને વિષે રહેલી મહાવિદ્યાઓ તથા મહાકલાઓ તથા મહાલબ્ધિયોને પ્રાપ્ત કરી શકે છે તેમજ સપૂર્ણ ચૌદપૂર્વધર શ્રુત-કેવલી કહેવાય છે અને તેથી કરીને તીર્થંકર મહારાજાની સભાને વિષે થયેલા શ્રુતધરો (ચૌદ પુર્વીયો) શ્રુતકેવલીયો કહેવાય છે અને **अकेवलीनामपि केवलीसदृशानाम्** કેવલી નહિ પરતુ કેવલીના સદૃશ કહેવાય છે, અર્થાત્ ચતુર્દશીતિથિના આરાધન કરવાથી ભવ્ય જીવો ચૌદપુર્વી થઇ તેમજ શ્રુતજ્ઞાની તથા શ્રુતકેવલી થઈ શીઘ્રતાથી નિર્વાણસુખ પામવાને માટે શક્તિવત થાય છે.

તાત્પર્ય એ છે કે દ્વિતીયા, પચમી તથા અષ્ટમી તથા એકા-દશી તથા ચતુર્દશી વિગેરે તિથિયોને જ્ઞાની મહારાજાયે ઉત્તમ કહેલી છે અને તે તિથિને દિવસે ભવ્ય જીવોયે કર્મ નાશ કરવા માટે તથા ભવાતરમા સદ્દગતિ મેળવવા માટે આદરસહિત તપ જપ વ્રત પૌષધ

પ્રત્યાખ્યાન જ્ઞાન ધ્યાન ક્રિયાકાંડ અનુષ્ઠાનાદિ કર્ત્તવ્યોને શુભ અધ્યવસાયોથી કરવા જોઇયે તેમજ તે તિથિયોને વિષે ક્રોધ માન માયા લોભ રાગ દ્વેષ અહંતા મમતા છળ પ્રપંચ ભેદભાવ વૈર વિરોધ થકી દુર રહેવું એટલુંજ નહિ પરંતુ અઢારે પાપસ્થાનને વોસરાવી દઈ મન વચન કાયાના યોગોને એકત્ર કરી શુદ્ધ ભાવના ધારણ કરી ઉપરોક્ત તિથિના દિવસોને વિષે ધર્મધ્યાન દેવગુરૂના સ્મરણથી વ્યતીત કરી માનવભવને સફલ કરી મુક્તિ મેળવવા ઉજમાલ થવું જોઇયે એવી રીતે ઉપરોક્ત તિથિયોને વિધિસહિત શાંત ચિત્તથી આરાધન કરનારા ભવ્ય જીવોના આત્મા અખંડ અભેદ્ય અમંદ અનંત અવિચલ અવ્યાબાધસુખના અલ્પ કાલને વિષે ભોક્તા થાય છે. વળી પણ શાસ્ત્રકાર મહારાજાયે કહેલું છે કે-

**पुनरपि—अष्टमी अष्टकर्मान्ता, सिद्धिलाभा चतुर्दशी ।**
**पंचमी केवलज्ञानं, तस्मात्त्रितयमाचरेत् ॥ १ ॥**

ભાવાર્થ-અષ્ટમી અષ્ટકર્મના અંતને કરે છે તથા ચતુર્દશી સિદ્ધિસુખના (મુક્તિસુખના) લાભને આપે છે તથા પંચમી કેવલજ્ઞાન ઉત્પન્ન કરાવે છે તે કારણ માટે ઉત્તમ જીવોયે ત્રણે તિથિનું ભવ્ય રીતી વડે કરી આરાધન કરવું.

વિવેચન-શ્રીમાન્ વીતરાગ મહારાજાયે જૈનશાસનના મુકુટ સમાન સિદ્ધાંતોને વિષે બારે તિથિયો મહાન્ કહેલી છે છતા પણ પ્રમાદી જીવો પ્રમાદના પ્રબલપણાથી કદાચ સમગ્ર તિથિનું આરાધન કરી ન શકે તોપણ આ ત્રણે તિથિનું આરાધન કરવા જરૂરાજરૂર ઉદ્યમ કરી સ્વમાનવજન્મને સાફલ્ય કરી સંસારના અંત કરવા માટે શીઘ્રતાથી પ્રયત્ન કરે તેજ તેમના માનવભવ તેમજ જૈનધર્મ પામ્યાનું સાર્થક છે.

અષ્ટમીતિથિનુ આરાધન કરનારા ભવ્ય જીવો અષ્ટકર્મના અતને કરી સિદ્ધિગતિમા જઈ સિદ્ધ સ્થાનને વિષે બીરાજમાન થયેલા સિદ્ધના જીવો સાથે મળી જઈ સિદ્ધના અષ્ટ મહાગુણ ચિન્હિત ( અકીત ) થઈ અનતસુખના ભોક્તા થાય છે.

તથા ચતુર્દશી તિથિનુ આરાધન કરનારા ઉપરોક્ત પ્રમાણે જ્ઞાન મેળવી અવ્યાબાધ અનતસુખમા મગ્ન થાય છે.

તેમજ પચમીતિથિના આરાધન કરનારા ભવ્ય જીવો લોકાલોકને પ્રકાશ કરનાર કેવલજ્ઞાન પામી સસારચક્રવાલને વિષે આવાગમનને બધ કરી પરમપદને પામે છે

વિશેષત' પરમ કૃપાળુ શ્રીમાન્ તીર્થંકર મહારાજા પોતાની અમોઘ વાણીને તિથિયોના આરાધન કરવા નિમિત્તે વરસાવી ગયેલ છે અને પરમ ઉપકાર કરી ગયેલ છે છતા પણ વીતરાગ મહારાજના વચનામૃતથી પરાડ્મુખ બહુલ સસારીજીવો તેમના ઉપર લેશ ધ્યાન આપતા હોય તેવુ બાહુલ્યતાથી દેખવામા આવી શકતું નથી

ચાલતા વર્તમાનકાલને વિષે જૈનોના બિરૂદ ધરાવનારા ડોળઘાલુ જૈનો કેવલ તિથિયોના દિવસોને વિષેજ આરભસારભના અનેક કર્ત્તવ્યોને કરતા દરેક ગામે તથા નગરે બાહુલ્યતાથી જોવામા આવે છે અને તેઓ પોતાના જૈનપણાના ભાનને પાતાલને વિષે પ્રવેશ કરાવી આ તિથિયોના દિવસોને વિષે પ્રચડ પાપકર્મના કર્ત્તવ્યો કરવામા લેશમાત્ર પાપનો તથા ભવભવનો તેમજ પરમાત્માનો ડર રાખતા નથી. ઉત્તમ તિથિયોને વિષે પ્રાણિયોનો પરભવનો બધ પડે છે, એવુ જાણી જ્ઞાની મહારાજે ભવ્ય જીવોને એકાત રીતે ઉપકારબુદ્ધિથી તારવાને માટે મહા તિથિયોને વિષે ધર્મધ્યાન કરવાને માટે

ફરમાન કરેલ છે તે એવાજ હેતુથી કે ઉત્તમ રીતે ઉત્તમ તિથિનું આરાધન કરનાગ ઉત્તમ જીવો પ્રાય ઉત્તમ બંધ પાડી ઉત્તમ ભવને ભવાતરને વિષે સહેલાઇથી મેળવી ઉત્તમ ગતિ પામે તેજ કારણથી પરમ ઉપકાગી ભવ્ય જીવોના નિષ્કાગ્ણ બંધવ સમાન પરમાત્માયે મહાતિથિયોનું આરાધન મહા ફલદાયક છે એમ સુચવેલ છે

ત્યારે આ ચાલતા વર્તમનકાલને વિષે પ્રાદુર્ભાવને પામેલા નામધારી સેંકડે નવાણું ટકા જૈનો આ મહાન્ તિથિયોને વિષેજ સંસારના કેવલ પાપ ઉપાર્જન કરાવનારા કર્ત્તવ્યોને આનંદ મંગળથી તેમજ રાચી માચીને કરાવવા ચુકતા નથી જેમકે તથિયોને વિષેજ ઘરનાગ ચણાવવા દુકાનો સાફ કરાવવી વાસ્તુ કરવું લગ્નાદિકનુ તેમજ શ્રીમતાદિકના કર્ત્તવ્યો તેમજ મનુષ્યના મરણ પછાડીના કર્ત્તવ્યો પણ તિથિયોને વિષજ કરનારા ઘણાજ જોવામા આવે છે વળી ક્ષેત્ર ખેડાવવા તથા વનસ્પતિ છેદવી છુદાવવી તથા કાપવી કપાવવી અથાણાદિક કરવા કરાવવા તે પણ જૈનો તિથિયોને વિષેજ કરે છે તથા દળાવવુ ભરડવવુ ખાડતું ખડાવવુ તથા લુગડા ધોવા ધોવરાવવા તથા વાસણો માજવા મંજાવવા તથા કોઠીમાથી દાણા કાઢવા કઢાવવા તથા ખાટલા ગોદડા તડકે નાખવ નખાવવા તથા પાણિયારા ચણવા ચણાવવા તથા વાવ કૂવા તલાવ સરોવર ખોદવા ખોદાવવા તથા ચૂલાઓ સળગાવવા તથા પકવાનો કરાવવા તથા પોકો પડાવવા તેમજ અળગણ પાણિ ઢોળવા ઢોળાવવા સ્નાન સૂતકાદિકને કાઢવા કઢાવવા વિગેરે અનેક પ્રકારના મહાપાપના આરંભો જૈનો તિથિયોને વિષેજ કરતા જોવામા આવે છે વળી પણ ઘણાખરા એટલે રા પંદર આની સુધારાની પરમ પંક્તિના બિરૂદધાગી સુધરેલા જૈનો કે જેઓ ભાષણ કરનારા છે તથા

સભાઓ તેમજ મંડળોમા ભાગ લેનારા છે તથા પત્રો માસિકો અંકો સમાચારો અને વર્ત્તમાનો નિરંતર વાચનારા છે અને પ્રેક્ષકવર્ગને બહારથી કેવલ જૈનપણાનો ડોળ દેખાડનારા છે તથા નિરન્તર મહા-તિથિયોને વિષે રાત્રિભોજન કરનારા તથા અભક્ષ અનંતકાય કંદ-મૂલનુ ભક્ષણ કરનારા રીંગણાનો ધાણુ કાઢનારા તથા ચહા બીસ્કુટ બટાકાના શાકો હોટલોમા જઈ ઉડાવનારા તથા પાન બીડા ચાવ-નારા તથા હોકો બીડી સુગી નેચો તમાકુ ભાગ કોકીન વિગેરે વ્ય-સની પદાર્થોથી ચમન કરનારા ઘણાજ જૈનો જોવામા આવે છે.

પ્રિયવાચક ! સુધારાનુ મંડળ ખુલ્લે મુખે પોકાર પાડી અમે સુધરેલા છીયે આવી રીતે દુનિયાના જીવોને ઉપરથી ડોળ દેખાડી ઉપર લખ્યા પ્રમાણે જ્યારે તિથિયોને વિષે અકાર્ય અને આરંભ કરે ત્યારે બિચારા અજ્ઞાનિ પામર મૂઢ જીવો કે જેઓ દેવ ગુરૂ ધર્મ પુન્ય પાપ શુ પદાર્થ છે એ જાણી શકતા નથી અને માણસ છતા પણ કેવલ પશુની ગણત્રીમાજ ગણાઇ શકે છે તથા જૈન છતા પણ જન ( રાક્ષસની ) પંક્તિમા ગણાઇ શકે છે આવા જીવો તિથિયોને વિષે આરંભ કરે તેમા શુ આશ્ચર્ય હતુ ? અર્થાત્ કાંઇજ નહિ

વળી કેટલાક જૈનો તિથિયોને વિષે સામાયક પૌષધ તપજ-પવત પ્રત્યાખ્યાન વિગેરે નિયમોને કરે છે પરંતુ તે દિવસને મહા-તિથિના ધર્મધ્યાનમા નહિ ગણતા નિંદા વિકથા છલ પ્રપંચ વિશ્વાસઘાત રાગ દ્વેષ મોહ કષાય મહાકાતહારા વિગેરે કર્મધ્યાનના અર્થાત્ કર્મબંધનના કેવલ પોટલા બાંધી શુભગતિનો બંધ પાડવાને બદલે કુગતિનો બંધ પાડી દુખની પરંપરાને આનંદથી મેળવનારા ગામે ગામ અને શહેરે શહેર જૈનોના ઝુંડ ને ઝુંડ જોવામ

આવે છે આ પણ તેઓની મોટી ભૂલ છે કે ધર્મની જગ્યાયે આવી ધર્મને બદલે કર્મ કરવા તેના સમાન બીજું એક પણ પાપકર્મ નથી કારણકે દુનિયાના જીવોને જો કર્મબંધન કરવાનો કેવલ વિચારજ હોય તો ધર્મસ્થાન શિવાય બીજા સ્થળો ક્યા ઓછા હતા અર્થાત્ ઘણાજ છે માટેજ ડાહ્યા માણસોયે ધર્મના સ્થળે ધર્મ-કરણિ ઢગી ઉપરના પાપકર્તવ્યોને મન વચન કાયાના ત્રિકરણ યોગથી જલાંજલિ આપવી તેજ સારભૂત છે.

હે અજ્ઞાની મૂઢ ડોળઘાલુ જૈનો ! તમે તમારા માનવભવ સન્મુખ નજર કરો તથા તમારા કુળપરપરામા ચાલતો આવેલ જે નિર્મળ જૈનધર્મ તેને તમે ઓળખો પિછાણો તથા વીતરાગ મહા-રાજે કથન કરેલ તિથિયોના ઉપર લક્ષબિંદુ ધારણ કરી તેને વિષે ધર્મધ્યાનમા રક્ત રહો તથા મહાતિથિના દિવસે વિશેષથી સામાયિક પૌષધ ઉપવાસાદિક તપસ્યાને શ્રદ્ધા સહિત કરો તથા રાગદ્વેષ તેમજ ઝેરવેરને છોડી દ્યો તથા રાત્રીભોજન કંદમૂળ અભક્ષ પદાર્થના ખાનપાનાદિકનો ત્યાગ કરો તથા વનસ્પતિના છેદન ભેદન ભક્ષણ વિગેરેને છોડો તથા કલેશ કંકાસ ઝગડા ટંટા ફિસાદાદિ રગડાથી દુર રહો એક બહુના અઢારે પાપસ્થાન વર્જો નીતિમા વર્તો ક્ષમા રાખો તથા સંતોષ પકડો તેમજ વિવિધ પ્રકારના પાપારંભથી મુક્ત થાઓ શ્રદ્ધા રાખો શુભ ભાવના ભાવો તથા આત્મા તેમજ ઇંદ્રિયોનું દમન કરો અને ઉત્તમ વાસના વાસિત થઈ વીતરાગ મહારાજની આજ્ઞાના આરાધક થઈ ઉત્તમ તિથિયે ઉત્તમ ધાર્મિક કરણિ કરી તમારા ઉત્તમ અવતારને ઉત્તમ કરી ઉત્તમ અવતારને સફળ કરી ઉત્તમ ગતિ વરી ઉત્તમ સુખના ભોક્તા થાઓ એજ લેખકની શુભાશિષ છે, અલં વિસ્તરેણ

---

## नमस्कारमहामंत्रस्वरूपम.

હે ભવ્ય બાંધવ ! પ્રાય. કરીને તે તો સર્વ કોઇના જાણવામાજ હશે કે મત્રના સમાન બીજો એક પણ પદાર્થ આ દુનિયામા ઉત્કૃષ્ટ નથી અને આ હડહડતા દુષમ કાલને વિષે સારી દુનિયા મત્ર તત્ર અને જંત્રની જપમાલાને રાત્ર દિવસ જપ્યાજ કરે છે, ફેરવ્યાજ કરે છે, તે પણ વાચકવર્ગની માહિતી બહાર બાહુલ્યનાથી હશેજ નહિ તેનુ મૂલ, અને મુખ્ય કારણ એ છે કે મત્રાદિકમા કોઇ અલૌકિક એવી તો શક્તિ રહેલી હોય છે કે એકાત સુખીયા દેવ-લોકને વિષે વસનારા દેવો પણ મત્રના બળથી આકર્ષણભાવને પામી દેવસુખને ત્યાગ કરી મત્રસાધકના પ્રબળ પુન્યપ્રતાપના પ્રબળપણાથી મત્રસાધક પાસે આવી તેમના ઉપર તુષ્ટમાન થઇ વિવિધ પ્રકારે સહાયભૂત થઇ પ્રત્યક્ષ દર્શન દઇ સ ાજ્જન્ય સર્વ પ્રકારના સુખોથી સયુક્ત કરે છે એટલુજ નહિ પરતુ દાસ થઇ દાસ વ-પણુ અગીકાર કરી જીવિતપર્યંત સારવાર અને સુખ શાતિ આપી સુખી કરે છે, આ ઉપરોક્ત પ્રકારના સ્ફુટ વર્ણાક્ષરોને ઘણા જૈન-ગ્રથોમા અત્યારે સાક્ષરતાથી જોવામા આવે છે, દેખવામા આવે છે, સાભળવામા આવે છે તે સર્વથા પ્રકારે એકાત રીતે સત્યજ છે

હે ઉત્તમ ! ત્યારે હવે તે પણ સિદ્ધ થઇ ચૂક્યુ કે મન વચન કાયાના યોગને એકત્ર કરી અડગ વૃત્તિ ધારણ કરી મત્ર સાધન કરવા બેઠેલ મહાનુભાવ મત્રસાધકને આરાધ્યાદિત દેવ પ્રસન્ન થાય છે વશવર્તિ થાય છે અને તેથી કરી ચાલતા વર્તમાનકાલને વિષે દેવસહાયક ઉત્તમ જીવને જીવિત પર્યંત આ દુનિયામા કોઇ દુ ખ તેમજ તિરસ્કાર પણ ઉત્પન્ન કરવા માટે શક્તિમાન થતું નથી

તેજ કારણથી દેવસાનિધ્ય ભવ્ય જીવ સુખ શાતિ અને સ્થિરતાથી ધર્મક્રિયા કરી માનવજન્મનો લાભ લઈ માનવભવને સફળ કરી ઇહલોક અને પરલોકને વિષે સ્વઆત્માને ઘણીજ શાતિમા અત્યત અપૂર્વ અને પ્રશસનીય સ્થિતિમા લાવી મુકવાનો જે અધિકારી બને છે તે નિર્વિવાદ ચોકસજ છે.

ઉપરનો ફકરો વાચીને એટલે કે **મંત્રસ્યાધિન દેવતા** મત્રને આધિન દેવતા હોય છે એવુ વાચવાથી જાણવાથી સાભળવાથી ડાહ્યા અને સમજુ મણુસના અતકરણમા એવો વિચાર ઉત્પન્ન થશે કે આ દુષમ કાલને વિષે સાપ્રત સમયે દેવોનું આવાગમન પ્રાપ્ત થવું આ ભૂમિ ઉપર બહુજ મુસ્કેલ છે એમ સમજી ઘણાખરા જીવો મત્રસાધન ઉપર બીલકુલ લક્ષ આપે નહિ અને ઉપેક્ષા કરે તે વાસ્તવીકજ છે.

વળી કોઇક જીવોને એમ પણ થાય કે ક્યાતો પુસ્તક ક્યાતો લખાણુ ક્યાતો મત્ર ક્યાતો સાધનવિધિ અને ક્યાતો સાધકનું સાફલ્યપણુ તેમજ ક્યાતો હલકી પુન્યાઈ આવા આવા પાણિના કલ્લોલો સમાન હજારો વિચારોની વિવિધજાળમા મત્ર સાધન કરવાની કાઈ સમજણજ પડે નાહ તે પણ સ્વાભાવિક છે

વલી કેટલાયેક અજ્ઞાનિ જીવોને મત્ર એ શુ છે, મત્ર કોને કહેવો, મત્રનો અર્થ કયા પ્રકારનો છે, મત્રનું સ્વરૂપ અને રહસ્ય કોણુ જાણે કેવા પ્રકારના ગાભીર્ય ગુણોથી પરિપૂર્ણ ભરેલુ છે અને કયા પ્રકારના વિધવિધાન અનુષ્ઠાનથી આરાધન કરવાથી આરાધકને કયા પ્રકારની સિદ્ધિ ઉત્પન્ન કરી શકે છે તે જાણી શકવુ પણ મહાદુષ્કરકારક છે.

તથાપિ સાપ્રતકાલને વિષે ઘણાખરા માણુસો સ્વઇષ્ટિસિદ્ધિની પ્રાપ્તિ કરવા નિમિત્તે મત્ર તત્ર અને જંત્રના નામની મોટા મોટા મણુકાની મોટી મોટી માળાઓને જપતા ફેરવતા અને ગણુતા કેટલાયેક ગામ નગર શહેર પુર પાટણુના અદર દેખવામા આવે છે, છતા પણુ તેઓ બિચારાને દેવદર્શન દેવઆગમન દેવતુષ્ટિપણુ દેવવશવર્તિપણુ પ્રાપ્ત થવુ તો દુર રહ્યુ, પરતુ સ્વપ્નને વિષે પણુ દેવનુ નામ સ્મરણુમા આવે યા છાયારૂપે દેખવામા આવે તે પણુ દુર્લભ થઇ પડેલ છે.

દીર્ઘદ્રષ્ટિથી તપાસ કરતા માલુમ પડશે કે મત્રને આધિન દેવો હોય છે તે સત્ય છે પરતુ કેવા મત્રને આધિન દેવો હોય છે તેની વિચારણા કર્યા શિવાય જે મત્ર સાધન કરવા ઉજમાલ થઈ મત્ર સાધે છે ગણે છે છતા પણુ દેવોનું આગમન થતું નથી તેજ તેમના પુન્યની ભાગ્યની લાભની ખામી સુચવે છે, કારણુકે અસત્ય મત્ર સાધન કરી અસત્ય દેવની યાચના કરવાથી મત્રસિદ્ધિ તેમજ લાભની પ્રાપ્તિનો ગધ માત્ર પણુ ઉત્પન્ન થતો નથી.

છતા પણુ સાપ્રતકાલે અજ્ઞાનિ મૂઢ ઘણાખરા જીવો વિવિધ પ્રકારના દેવલા દેવીયોના મત્રને સાધે છે તેમા કોઇક બ્રહ્માનો મત્ર સાધે છે તો કોઇક વિષ્ણુનો મત્ર સાધે છે કોઇકિ મહાદેવનો મત્ર સાધે છે તો કોઇક ગણેશનો મંત્ર સાધે છે કોઇકિ યક્ષનો મત્ર સાધે છે તો કોઈ જક્ષનો મત્ર સાધે છે કોઇકિ ભૂતનો મત્ર સાધે છે તો કોઇકિ પિશાચનો મત્ર સાધે છે કોઇકિ વ્યતરનો મત્ર સાધે છે તો કોઇકિ ક્ષેત્રપાલનો મત્ર સાધે છે કોઇકિ ભૈરવનો મત્ર સાધે છે તો કોઇકિ હનુમાનનો મત્ર સાધે છે કોઇકિ પીરનો મત્ર સાધે છે તો કોઇક

પેગબર કબરનો મંત્ર સાધે છે કોઇકિ યોગણીનો મંત્ર સાધે છે તો કોઇકિ જોગણીનો મંત્ર સાધે છે કોઇક ડાકણીનો મંત્ર સાધે છે તો કોઇક શાકણીનો મંત્ર સાધે છે કોઇક ભવાનીનો મંત્ર સાધે છે તો કોઇકિ અંબાજીનો મંત્ર સાધે છે કોઇક કાલિકાનો મંત્ર સાધે છે તો કોઇક ખોડીયારનો મંત્ર સાધે છે કોઇક મેલડીનો મંત્ર સાધે છે તો કોઇક મીઠડીના મંત્ર સાધે છે કોઇકિ લક્ષ્મિનો મંત્ર સાધે છે તો કોઇક વાઘેશ્વરીનો મંત્ર સાધે છે કોઇકિ વશીકરણનો મંત્ર સાધે છે તો કોઇક ઉચ્ચાટનનો મંત્ર સાધે છે કોઇકિ મારણ મોહન સ્થંભનનો મંત્ર સાધે છે તો કોઇક છેદન ભેદન તાડન તર્જનનો મંત્ર સાધે છે કોઇક સ્રિનો કોઇકિ પુત્રનો કોઇક ધનનો કોઇક સુખનો કોઇક આરોગ્ય તુષ્ટિ પુષ્ટિ શાંતિ વિગેરેનો એમ અનેક પ્રકારે મંત્રસાધન કરનારા વર્તમાનકાલને વિષે ઘણા જીવો પ્રત્યક્ષ જોવામાં આવે છે, પરંતુ કોઇ માણસને મંત્રસાધના સિદ્ધ થઇ તેવું પ્રાય દેખવામાં જાણવામાં કે સાભળવામાં આવેલ નથી તેનું કારણ મિથ્યાત્વઉપર રૂચિ અને શ્રદ્ધા તેમજ સમ્યક્ત્વઉપર અરૂચિ અને અનાસ્થા, આ શિવાય બીજું કાંઈ પણ સમજવું નહિ. શ્રીમાન્ વીતરાગ મહારાજાયે અનેક ભવ્ય જીવોના સંસારજન્ય કર્મમર્મોના ઉચ્છેદન કરવા નિમિત્તે જૈનશાસનને વિષે એકાંત તત્ત્વમય મંત્રાધિરાજ શ્રીનમસ્કારમહામંત્રને કથન કરેલ છે તે મંત્રને પૂર્ણ શ્રદ્ધાથી સ્મરણ કરનાર જપનાર ગણનાર પરાવર્ત્તન કરનાર ભવ્ય જીવ નિશ્ચય પોતાની મનકામના અનાયાસે સિદ્ધ કરવા ભાગ્યશાળી બની શકે છે અને તેજ કારણ માટે શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાઓએ નમસ્કારમહામંત્રને અપૂર્વ ચિંતામણિ રત્ન અપૂર્વ કામઘટ અપૂર્વ કામધેનુ અને અપૂર્વ

કલ્પવૃક્ષની ઉપમા આપેલી છે એટલુજ નહિ પરંતુ જૈનશાસનને વિષે સંપૂર્ણ ચૌદપૂર્વના એકાંત સારરૂપે પ્રરૂપણા કરેલી છે.

यदुक्तं आगमे-

जिणसासणस्स सारो, चउदस पुव्वाण जो समुद्धारो।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ॥ १ ॥

ભાવાર્થ—શ્રીમાન્ જયવંત એવા જૈનશાસનના સારભૂત તથા ચૌદ પૂર્વથકી ઉદ્ધાર કરેલ અર્થાત્ ચૌદ પૂર્વના સારભૂત એવા નમસ્કાર મહામંત્ર જે ભવ્ય જીવોના મનને વિષે વર્તિ રહેલો છે તેને સંસાર શું કરી શકનાર હતો, બસ કાંઈજ નહિ અર્થાત્ નમસ્કાર-મહામંત્રના સ્મરણના પ્રભાવથી ભવ્ય જૈનજીવોનો સંસાર સર્વથા સ્વલ્પ થઈ જવાથી પરિભ્રમણનો ભય લવલેશ માત્ર રહેતો નથી.

पुनरपि-हरइ दुहं कुणइ सुहं, जणइ जस सोसए भवसमुद्दं।
इहलोए परलोए, सुहाण मूलं नवकारो ॥ २ ॥

ભાવાર્થ—સ્મરણ કરવાના એકાંત રસીક ભવ્ય જીવોયે સ્મરણ કરેલ નમસ્કાર મહામંત્ર દુઃખને હણી નાખે છે તથા નાના પ્રકારના સુખને આપે છે તથા વિવિધ પ્રકારના યશકર્મને ઉત્પન્ન કરે છે તથા ભવસમુદ્રને શોષી નાખે છે એટલુજ નહિ કિંતુ ઈહલોક તથા પરલોકને વિષે સુખના મૂળ કારણભૂત નમસ્કારમહામંત્ર એકાંત સુખ આપનારો થાય છે અને તેથીજ નમસ્કારમહામંત્રને જૈન-સિદ્ધાંતને વિષે એક અદ્વિતીય કથન કરેલ છે.

વિવેચન–ઉપર પ્રમાણે અનેક રીતે નમસ્કારમહામંત્ર લાભ ઉત્પન્ન કરે છે તે જાણતા સાંભળતા અને વાચતા છતા પણ કેટલાયેક

જીવોને નમસ્કારમહામંત્રના સ્મરણ કરવા ઉપર અંતરથી રૂચી થતી નથી તેનુ મૂળ કારણ તપાસી જોઇશુ તો સહજ રીતે જાણવામા આવી શકશે કે તેઓના પ્રબળ પ્રચંડ કર્મની પ્રાબલ્યતા શિવાય બીજુ કાંઈ પણ દેખવામા આવી શકશે નહિ.

કેટલાયેક દુ ખી માણસો કદાચ નમસ્કારમહામંત્રનું સ્મરણ કરતા હશે, પરંતુ તેઓને પણ ઉદરપુરણાદિક અનેક સંતાપ અંત-કરણને વિષે રાત્રદિવસ વ્યાપ્ત હોવાથી વ્યાક્ષિપ્ત ચિત્તે કદાપિકાલે લાભ મેળવી શકે, તે ભજનાજ સમજવી.

કેટલાયેક સ્ત્રિ બાળબચ્ચા કુટુંબ પરિવાર ધનધાન્ય રિદ્ધિસિદ્ધિ યશ માનવડે કરી ભરપૂર છતા પણ કેવલ પ્રમાદદશાને આધિન હોવાથી સ્વપ્નને વિષે પણ નમસ્કારમહામંત્રનું સ્મરણ કરવાની તેમની ઇચ્છા થતી નથી કારણકે જે મનુષ્યને સંસારની અંદર સર્વ પ્રકારનુ સુખ હોય છે, તેને ધર્મસાધન કરવાને માટે પણ બેદરકારી હોય છે, તો નમસ્કારમંત્રનું સ્મરણ કરવાને મન શાનુજ હોય? અર્થાત્ હોયજ નહિ છતા પણ ધારો કે કોઇ કોઇ જીવોનુ ધ્યાન નમસ્કારમહામંત્રના ગણવા તરફ હોય તો તે સ્વલ્પજ નીકળી શકે અને તેને વિષે પણ યથાર્થ રીતે સ્મરણ કરનારા તો કોઇક વિરલાજ નીકળે છે. કહેવાનું એ છે કે વિધિસહિત એકાગ્ર મને કરી જો નમસ્કાર મંત્રનુ સ્મરણ કરે ત્યારેજ તે વાંછિત સુખનો ભોક્તા થાય છે તેમાં અતિશયોક્તિ નથી.

यदुक्तं आगमे पूर्वाचार्यप्रवरैः–

एसो मंगल निलयो, भवविलओ सयल संति जणओ अ।
नवकार परम मंतो, चिंतिज मित्तो सुहं देइ ॥ १ ॥

ભાવાર્થ—આ નમસ્કારમહામંત્ર સમગ્ર મંગલના સ્થાનભૂત છે, અર્થાત્ આ નમસ્કારમહામંત્રનુ સ્મરણ કરનાર ભવ્ય જીવોના ઘરને વિષે વિવિધ પ્રકારના મંગલો ઉત્પન્ન થાય છે, તેમજ નમસ્કારમહામંત્ર ભવને નાશ કરનારો છે તથા સમગ્ર પ્રકારે શાંતિ કરનારો છે એટલુંજ નહિ પરંતુ આ નમસ્કારમહામંત્રનુ ચિંતવન કરવાથીજ સુખને આપનારો છે

વિવેચન—એક બાજુથી તારક બુદ્ધિવાળા મહા પુરૂષો પોકાર પાડી પાડીને જૈન ભવ્ય બાંધવના એકાંત હિતાર્થે સમજાવે છે કથન કરે છે પોકાર પાડે છે અને સમજાવે છે કે હે મહાનુભાવો ! જો તમારે સ્વર્ગ અને અપવર્ગ (મુક્તિ)ના સુખની ઇચ્છા સ્પૃહા લાલસા હોય તો મન વચન કાયાના યોગને એકત્ર કરી વિધિ રૂચી અને શ્રદ્ધાપૂર્વક નમસ્કારમહામંત્રનુ સ્મરણ કરી ધ્યાન કરી આરાધન કરી શીઘ્રતાથી અનંતસુખને પ્રાપ્ત કરો શાંતિ વરો અને ભવસમુદ્રને શીઘ્રતાથી તરો.

ત્યારે બીજી બાજુથી આ દુષમકાળના અજ્ઞાનિ અને ડોળધાલુ જૈનનામધારી કુધારાની અંધારિ અટપટી અવળી જાળમા ગુંથાઈ ગયેલા ફસાઇ રહેલા કેટલાએક જીવો શ્રદ્ધા રૂચી આસ્થા ભાવના વિગેરેને તિરસ્કાર કરી બોલે છે કે યદ્યપિ જ્ઞાનિ મહારાજાયે કથન કરેલ અને પૂર્વાચાર્ય મહારાજાયે પુસ્તકને વિષે વિવિધ વિવેચન તથા દૃષ્ટાંતોથી ભરપુર ભરેલ તેમજ મહાપૂરૂષોયે વ્યાખ્યાનને વિષે ચર્ચેલ નમસ્કારમહામંત્ર કદાપિ ફલ સંયુક્ત હશે પરંતુ સાંપ્રતકાલને વિષે તો તે કાંઈ દેખવામાં આવી શકતું નથી તે તો ભૂતકાલને વિષેજ ગયું અને જો અત્યારેજ લાભપ્રદ હોય તો શા

માટે કોઇને પ્રત્યક્ષ રીતે ફલીભૂત થયેલ જોવામા આવી શકતુ નથી, કારણકે નમસ્કારમત્રના સ્મરણ કરનાર તો વર્તમાનકાલને વિષે બાહુલ્યનાથી પ્રત્યક્ષ નજરોનજર જોવામા આવે છે

જુઓ સામાયિકને વિષે પ્રતિક્રમણને વિષે જૈનમદિરને વિષે ચૈત્યવદન કર્યા બાદ કાઉસ્સગ્ગને વિષે વારવાર નમસ્કારમહામત્રને ગણીયે છીયે છતા પણ કાઇ તત્ત્વ દેખવામા આવ્યુ નહિ, નમસ્કાર-મહામત્રને ગણનારા રોગી જીવોના રોગોની શાતિ થઈ નહિ ચિંતા કરનાઓની ચિતા દુર થઈ નહિ આશા તૃષ્ણા ધારણાઓ એકે પાર પાર પડી નહિ અને આધિ વ્યાધિ ઉપાધિ વિગેરે દુખોનો અત આવ્યો નહિ આવા પ્રકારના અનેક પ્રકારે વચનોના આલાપસલાપને કરતા અને નમસ્કારમહામત્રના પરમ પ્રભાવને નહિ ગણત્રીમા ગણતા ઇચ્છામુજબ કાર્ય કરતા ઘણા જીવો જોવામા આવે છે, પરતું તેઓને બુદ્ધિમગની માધતા હોવાથી જાણવામા આવી શકતુ નથી કે એકાગ્રતા અતરરૂચી શુદ્ધભાવના અને દૃઢ શ્રદ્ધા સિવાય કોઈપણ કાર્ય ફલીભૂત થતું નથી તો આ મહામત્ર વિના-રૂચીએ કયાથીજ ફલીભૂત થઈ શકે? તેજ વિચાર કરવાલાયક છે. શ્રદ્ધારહિત જીવો કદાપિ કાલે આત્મહિત કરી શકતા નથી પરંતુ શ્રદ્ધાળુ મહાનુભાવોજ આત્મકલ્યાણ કરવાને માટે સમર્થમાન થાય છે.

यतः—याता प्रयान्ति यास्यन्ति, पारं संसारवारिधेः ।
परमेष्ठिनमस्कारं, स्मारं स्मारं घना जनाः ॥ १ ॥

ભાવાર્થ-પચ પરમેષ્ટિ મહારાજના ઉત્તમોત્તમ વર્ણાક્ષરો જેને વિષે જયવત વર્તિ રહેલા છે તેવા નમસ્કારમહામત્રના સ્મરણને વારવાર કરીને ઘણા ભવ્ય જીવો ભૂતકાલને વિષે સંસારસમુદ્રના પારને

પામેલા છે, વર્તમાન કાલને વિષે પાર પામે છે અને ભવિષ્ય કાલને વિષે પણ પાર પામશે.

વિવેચન--સસારની અવળી અટપટી અને વિચિત્ર આળજાળમા ચોતરફથી ગુથાયેલા ઘેરાયેલા ફસાયેલા અને મુઝાઈ ગયેલા અને આશ્રયદ્વારની વૃદ્ધિ કરનારી સસારજન્ય ક્રિયાને વિષે પ્રમાદદશાથી રક્તભાવને પામેલા જીવો કદાચિત વીતરાગ મહારાજના કથન કરેલા સર્વ ધર્મકર્મને સાધી શકે નહિ તે નિર્વિવાદ છે, છતા પણ સપૂર્ણ શ્રદ્ધાસહિત નમસ્કારમહામત્રનુ સ્મરણ કરવાથી નમસ્કારમહામત્રનો પ્રબલ પ્રતાપ ભવ્ય જીવોના કર્મજન્ય પ્રબળ સતાપને ક્ષણ માત્રમા દુર કરે છે અને તેજ કારણ માટે ભવ્ય જીવોના નિષ્કારણ પરમ બાધવ સમાન શાસ્ત્રકાર મહારાજાઓએ ઉત્તમ જીવોને નમસ્કાર મહામત્રનુ સ્મરણ ક્ષણે ક્ષણે કરવાને માટે સૂચના કરેલ છે.

यदुक्त आगमे-

भोअणे समए सयणे, विबोहणे पवेसणे भए वसणे।
पंच नमुक्कारं खलु, समरिज्जा सव्व कालंपि ॥ १ ॥

ભાવાર્થ-ભોજન સમયે તથા શયન નિદ્રા કરવાના અવસરે તથા જાગૃતસમયે તથા કોઈપણ સ્થળે પ્રવેશ કરવાના સમયે તથા ભયને વિષે તેમજ દુખના સમયે તેમજ સર્વકાલને વિષે પચપરમેષ્ઠી મહારાજને નમસ્કાર કરવો તેજ નિશ્ચય ઉત્તમ જીવોને શ્રેયસ્કર છે.

વિવેચન-ભોજન કરવાના સમયે નમસ્કાર મહામત્રનુ સ્મરણ કરવુ તે અત્યંત લાભકારી છે કારણકે કોઈપણ દુશ્મને મારવા નિમિત્તે અન્નાદિકને વિષે ઝેર નાખેલુ હોય અથવા અન્નાદિકના

ભાજનો વિગેરે પ્રમાદથી ખુલ્લા રહી ગયેલા હોય તેમા સર્પાદિક ઝેરી જીવોની ગરલ પડેલી હોય તો તે સર્વે ઉપદ્રવો નમસ્કાર-મહામંત્રના સ્મરણુ કરવાથી નષ્ટપ્રાય થઈ જાય છે ઉપરોક્ત દૃષ્ટાંતો યથાર્થ રીતે સત્યજ છે અને તે જૈનગ્રંથોને વિષે ઘણા સ્થળોમા દેખવામા આવે છે અને તેજ કારણુ માટે ભોજન કરતી વેલાયે ભવ્ય જીવોને નમસ્કાર મહામંત્રનુ સ્મરણુ કરવાને શાસ્ત્રકાર મહારાજાયે વારવાર ફરમાન કરેલ છે.

શયન કરતી વેલાયે પણુ આત્મા જ્યાસુધી નિદ્રાદેવીને આધિન થાય નહિ ત્યાસુધી નમસ્કારમહામંત્રનુ સ્મરણુ કરવું લાભપ્રદ છે પંચપરમેષ્ઠિ મહરાજના ધ્યાનને વિષેજ નિદ્રા પ્રાપ્ત થઇ હોય તો આત્મા નિર્મલ ધ્યાનમાજ રહે છે અને તેવા સમયે સર્પાદિક ઝેરી-જીવો કર્મના સંયોગે આવી ચડે તો કાઇપણુ હરકત કરી શક્તા નથી છતા પણુ તે જીવો સાથે પૂર્વભવ સંબંધિ કાંઇ વૈરભાવ હોય અને ઉપદ્રવ કરે અથવા ડસે તો પણુ નમસ્કારમંત્રનું સ્મરણુ કરી શયન કરનારને કાંઈ બાધા થતી નથી અને ઉપદ્રવ શાંત થાય છે છતા પણુ આયુષ્ય સ્વલ્પ કદાચિત હોય તો પંચ પરમેષ્ટિ મહારાજના સ્મરણુપૂર્વક નિદ્રાધિન થવાથી અને કાળધર્મ કદાપિકાળે દુર્ગતિ તો થનીજ નથી પરંતુ ઉત્તમ ગતિજ થાય છે તેના દૃષ્ટાંતો પણુ જૈન-શાસ્ત્રમા અનેક છે.

વળી પ્રાતઃકાલે પણુ શય્યાને વિષે જાગૃત થતા તત્કાલ નમસ્કારમહામંત્રનું સ્મરણુ કરવાથી આત્મશુદ્ધિ થાય છે તથા વ્યવહારાદિક કર્તવ્યો કરવાને વિષે આફતો વિઘ્નો સત્તા રહિત થઇ કોઇપણુ પ્રકારે પરાભવ કરી શકતા નથી તથા સંસારવ્યવહાર-કર્તવ્યોને વિષે પણુ લાભ થાય છે તથા સમય દિવસ આનંદમા

જાય છે તેજ કારણુ માટે પ્રાત કાલે નિદ્રા ત્યાગ કરતી વેળાયે નમસ્કાર-મહામત્રનુ સ્મરણુ કરવુ તે એકાત હિતાવહ છે

તથા કોઇપણુ કાર્યના પ્રારભને વિષે તેમજ ગ્રામ નગર શહેર પ્રચે પ્રવેશ કરવો હોય ત્યારે તેમજ ગિરિગુફા અટવી જગલ વિગેરે ઘોર ભયકર સ્થળોને વિષે પણુ કર્મની વિચિત્રતાથી પ્રવેશ કરવો પડે ત્યારે પચપરમેષ્ઠિ મહારાજાનુ સ્મરણુ કરવાથી વિઘ્નો અને ભયકર દુ.ખો સ્વયમેવ ઉપશાત ભાવને પામી જાય છે તથા રોગ શોક મારી દુર્ભિક્ષ ડમરાદિ તેમજ દુષ્કાલ રાજા ચોર અગ્નિ હિસક દુષ્ટ પ્રાણિ તથા દારિદ્રાદિ તમામ ભયો તમામ વિઘ્નો તમામ આપત્તિઓ વિનાશભાવને પામે છે

તેમ જ ભવાતરને વિષે મલીન માનસીક વાચિક અને કાયિક ચોગોના દુષ્પ્રણિધાથી સચય કરેલા વિષમ કમદાવાનલથી ભવો ભવને વિષે બલી ગયેલા અને અને જળી ગયેલા તપી ગયેલા અકળાઈ ગયલા અને અનહદ દુખદાયક બોજાથી વ્યાપ્ત થઇ ગયેલા જીવોને આ નમસ્કારમહામત્રનુ સ્મરણુ ક્ષણુમાત્રમા મહાન્ સુખ શાતિ ઉત્પન્ન કરે છે.

તેજ કારણુ માટે ભોજન સમયે નિદ્રાના આદિ અને અત સમયે તથા ગ્રામ નગર શહેર દેશ અટવી આદિ ભયંકર પ્રદેશે પ્રવેશ-સમયે અને અનેક પ્રકારના દુખ સમયે ભય સમયે વિઘ્ન સમયે આત્મહિતાર્થે આ નમસ્કારમત્રનું ક્ષણુ ક્ષણે સ્મરણે કરવુ તે એકાત લાભકારી છે.

એમ અનેક પ્રકારે નમસ્કારમહામત્રની સબળસત્તા હોવા છતા પણુ જે જીવો તેમના સ્મરણુને કરતા નથી તે જીવો પગલે પગલે

ક્લેશ અને દારૂણુ દુઃખના ભોક્તા થાય છે અને મહાન્ માનવજન્મને નમસ્કારમહામંત્રના સ્મરણુ વિના હારી જાય છે માનવભવ શિવાય કોઈ પણુ જીવ પૂર્વે સંચય કરેલા પાપકર્મને હણી શકતો નથી નિગોદ નરક તિર્યંચ અને ખરાબ કનિષ્ટ અને ઉચ્છિષ્ટ કુલજાતી યુક્ત માનવભવ તેમજ દેવાદિકની ગતિને વિષે યદ્યપિ અકામનિર્જરા વડે કરી આ આત્મા કર્મનો વિનાશ કરે છે ખરો તથાપિ ઉત્તમ માનવભવ વિના ઉત્તમ કરણિ વિના અને ઉત્તમ મહામંત્રના સ્મરણુ વિના મલીન ચીકણા ઘણાજ કર્મનો અંત આવવો બહુજ દુષ્કરકારક છે વળી માનવજન્મ વિના કર્મનો અંત કોઈપણુ ગતિમા નથી તેમજ સર્વ કર્મ રહિતપણુ પણુ માનવજન્મથીજ જીવ પ્રાપ્ત કરી નિર્વાણુપદવીનો ભોક્તા પણુ માનવજન્મથીજ થાય છે.

વીતરાગ મહારાજની કથન કરેલ તમામ ધાર્મિક ક્રિયાઓ ભવ્ય પ્રાણિયોના પાપકર્મને નાશ કરે છે અને તે અક્ષરશ સત્ય છે પરંતુ આ નમસ્કારમહામંત્રનુ સંપૂર્ણ સ્મરણુ તો દુર રહ્યુ પરંતુ એક અક્ષર પણુ ભવ્ય જીવોના અનાદિ કાલના અનંતા પાપકર્મને તોડી નાખે છે તેજ મહા આશ્ચર્ય છે.

यदुक्तं आगमे–

नवकारइक्कअक्खर पावं फेडेइ सत्त अयराणं ।

पन्नास च पयणं, सागर पणसय समग्गेणं ॥ १ ॥

ભાવાર્થ– નમસ્કારમહામંત્રના ફક્ત એકજ અક્ષરનુ સ્મરણુ કરવાથી સાત સાગરોપમના પાપકર્મને નાશ કરે છે તથા નમસ્કારમહામંત્રનુ એકજ પદ ગણવાથી તેમજ સ્મરણુ કરવાથી પચાસ સાગરોપમના પાપકર્મને નાશ કરે છે તેમજ સંપૂર્ણ નમસ્કારમહામંત્રનું સ્મરણુ કરવાથી પાંચસો સાગરોપમના પાપકર્મનો નાશ કરે છે.

વિવેચન—અહાહાહા ! શુ આશ્ચર્ય ? શુ કૌતુક ? દુષ્ટ ગતિમા પાપકર્મ છેદન ભેદન તાડન તર્જન મારણ અકન ક્ષુધા તૃષા આપત્તિ વિપાત્તયોથી ભરપૂર મહા દુખે કરી લાબા કાળે આ આત્મા દુર કરી શકે છે, તેજ કર્મ ફક્ત નમસ્કારમહામત્રના એકજ અક્ષરથી એકજ પદથી તેમજ એકજ સપૂર્ણ નમસ્કારથી સહેલાઇથી આ જીવ દુર કરી સ્વલ્પ સસારી થઇ લઘુકર્મી થઇ સ્વલ્પકાલને વિષેજ કર્મનો અત કરવા સમર્થમાન થાય છે તો આવા નમસ્કારમત્રના સ્મરણને કોણ ઉત્તમ દક્ષ પ્રાણિ નહિ કરે ? અર્થાત્ નિકટભવી જીવો હશે તે સર્વ કરશેજ, પરતુ ભારેકર્મી દીર્ઘસસારી ભવાભિનદી પુદ્ગલાનદી જીવો કદાપિકાલે આ મહામત્રનુ સ્મરણ કરશેજ નહિ તે નિર્વિવાદ છે

વળી જે મહાનુભાવોને નમસ્કારમહામત્રના સ્મરણનુ રટન રાત્રદિવસ સ્વમન વચન કાયાને વિષે ગાઢપણે વ્યાપી રહેલુ છે, તેજ મનુષ્યોને અત સમયે પણ નમસ્કારમહામત્ર યાદ આવે છે અને તેમ થવાથી તે જીવો ઉત્તમ ગતિના ભોક્તા થયા વિના રહેતા નથી

यदुक्तं आगमे–

पच नमुक्कारसम अंते वच्चति जस्स दस पाणा ।
सो जइ न जायइ मुक्ख अवस्स वेमाणिओ होइ ॥ १ ॥

ભાવાર્થ—પચ પરમેષ્ઠિ મહારાજના સ્મરણ સહિત જે પ્રાણિયોના દશે પ્રાણ પરલોકને વિષે ગમન કરે છે, તે અવશ્ય મુક્તિસુખને પામે છે અને કદાચ શુભ કર્મના પુન્ય પરમાણુ દલો બાકી રહેલા હોય તો તેમના આસ્વાદન કરવા નિમિત્તે વૈમાનિકદેવની ગતિને જરૂરાજરૂર પામી સાતાવેદનીય કર્મના ઉદયથી અત્યત શાતિથી ભોગવે

છે, તેમજ આ સિદ્ધાંતોક્ત ગાથાથી એ પણ સિદ્ધ થાય છે કે પ્રાંતે નમસ્કારમહામંત્રના સ્મરણ કરનારા ભવ્ય જીવોને મુક્તિ અને વૈમાનિક દેવગતિવર્જિત બીજી એકપણ ગતિ નથી.

વિવેચન—અનાદિકાલથી અનંતા પુદ્ગલ પરાવર્તનો કરી અનંતી ઉત્સર્પિણી તેમજ અનંતી અવસર્પિણી કાલ સુધી અનંતીવાર અનંત જન્મ મરણો કરી અનંતી વાર આ આત્મા ચાર ગતિરૂપ સંસાર ચક્રવાલને વિષે રઝળ્યો ભટક્યો ફર્યો અને તેમ કરતા કરતા નદી અયોગોલ ન્યાય દૃષ્ટાંતથી તથા ઘુણાક્ષર ન્યાય દૃષ્ટાંતથી અકામનિર્જરા કરી ચિંતામણિ રત્નની પેઠે દુષ્પ્રાપ્ય માનવભવ આર્યક્ષેત્ર સત્કુલ જૈનધર્મ અને દેવગુરૂધર્મની પ્રાપ્તિને પામ્યો, છતા પણ નમસ્કારમહામંત્રના આરાધના ઉપર રૂચી ઇચ્છા સ્પૃહા ભાવના થઈ નહિ તે થોડુ શોચનીય નથી

સાંપ્રતકાલને વિષે ઘણા જીવોને સંસારચક્રવાલને વિષે પરિભ્રમણ કરવુ તથા અનંત દુખોનુ સહન કરવુ તે સારૂ લાગે છે, પરંતુ આ વિના પૈસાનો વિના ખર્ચનો વિના દુખનો નમસ્કારમહામંત્રનો જાપ કરી સંસારસમુદ્ર તરવો સારો લાગતો નથી. અરેરે આવા મહામંત્રને યથાર્થ રીતે સ્મરણ કરી સદ્ગતિ મેળવનારા વિરલા જીવોજ દેખવામા આવે છે જેની આત્મસત્તાને વિષે સ્વલ્પ કાળમાજ સંસારનો ફેરો શાંત થવાનો હોય તેજ મહાપુરૂષને નમસ્કારમહામંત્રના સ્મરણ કરવા ઉપર રૂચી અને પ્રેમ થાય છે કારણકે તે મહાત્માઓએ ગુરૂમહારાજના મુખકમલથી વીતરાગ મહારાજના વચનામૃતનુ પાન ઘુંટડે ઘુંટડે કરેલુ હોય છે, તેથીજ તેઓ નમસ્કારમંત્રના પ્રભાવને સારી રીતે જાણી શકીનેજ આરાધન

કરવા ઉજમાલ થઇ દેવલોકને વિષે નાના પ્રકારની રિદ્ધિસિદ્ધિના ભોક્તા થઈ પરલોકની અંદર દેવદેવેંદ્ર ચક્રવર્તિ વિગેરેની પદવીના ભોક્તા થાય છે કિંબહુના, તીર્થંકર નામકર્મ નિકાચી તીર્થંકર મહારાજની પદવી ભોગવી અજરામરપણું પામે છે.

यतः—यो लक्ष जिनबद्धलक्ष्यसुमना सुव्यक्तवर्णक्रमं
श्रद्धावान् विजितेंद्रियो भवहरं मंत्रं जपेच्छ्रावक ।
पुष्पैः श्वेतसुगंधिभिश्च विधिना लक्षप्रमाणोर्जिनं
यः संपुजयते स विश्वमहित श्रीतीर्थराजो भवेत् ॥१॥

ભાવાર્થ—શ્રીમાન્ જિનેશ્વર મહારાજના મનોહર બિંબ ઉપર લક્ષ્યબિંદુને સ્થાપન કરી, અર્થાત્ જિનબિંબને વિષે દૃષ્ટિને જોડી તથા શ્રદ્ધાનું આલંબન કરી તેમ નિર્મલ મન કરી ઇંદ્રિયોનું દમન કરી સારા મનોહર વર્ણનો અક્ષરોનો ક્રમ જેને વિષે વિરચાયેલ છે એક જે ભવ્ય શ્રાવક અને ભવને હરણ કરવાવાળા નમસ્કારમહામંત્રનો લક્ષ જાપ કરે છે, અર્થાત્ લાખ નવકાર ગણે છે તથા શ્વેત સુગંધિ એક લક્ષ પુષ્પો વડે કરી પરમાત્માને પૂજે છે તે શ્રાવક ત્રૈલોક્યને પણ પૂજનીક એહવા તીર્થંકરપદને પામવાને માટે સમર્થમાન થાય છે. અર્થાત્ તીર્થંકર નામકર્મને નિકાચી સાક્ષાત્ તીર્થંકરપદ પામી ત્રૈલોક્યપૂજનીક થઈ અખંડ આનંદમય મુક્તિસુખનો ભોક્તા થાય છે.

વિવેચન શ્રીમાન્ જ્ઞાનિ મહારાજાયે નમસ્કારમહામંત્રનો મહા અલૌકિક પ્રભાવ અને અલૌકિક પદ પ્રાપ્ત કરનાર તેના સ્મરણને કથન કર્યાં છતા કયો માણસ તેમ કરવા ઇચ્છા નહિ કરે? જે મૂઢ માણસ હશે તેજ કયો માણસ તેમ કરવા ઉજમાલ નહિ થાય? જે મૂર્ખ

માણુસ હશે તેજ. કયો માણુસ શીઘ્રનાથી તેમ કરવા બેસી નહિ જાય? જે નિષ્પુન્ય ભારેકર્મી હશે તેજ પરતુ બીજો એક પણ નહિ.

દેવગતિને વિષે દેવપણુ પામવુ અને માનવગતિને વિષે માનવ-પણુ પામવુ. તેમા પણ ઘણા પ્રકારની તારતમ્યતા રહેલી છે, જેમકે ભૂવનપતિ વ્યતર જ્યોતીષી અને વૈમાનિક આ ચાર નિકાયના દેવોને વિષે દેવપણુ તો કદાચ પામી શકાય છે પરતુ ઇંદ્રિપદ પામવુ મહાન્ દુર્લભ છે, કારણકે મહાન્ પુન્યાઇ શિવાય સ્વલ્પ પુન્યાઇથી ઇંદ્રપણુ પ્રાપ્ત થતું નથી તથા માનવજન્મને વિષે માનવપણુ તો કદાચ પામી શકાય છે, પરતુ ચક્રવર્તિપણુ પામવુ મહા દુર્લભ છે, કારણુકે તે પદ પણ મહાનુ પુન્યોદય શિવાય સ્વલ્પ પુન્યકર્મથી પ્રાપ્ત થતું નથી અને તેને વિષે પણ તીર્થંકરપદને પામવુ મહાદુર્લભ છે

દૃષ્ટાંત તરીકે-આ હુડાવસર્પિણી કાલને વિષે યુગલાધર્મના નિવારક પ્રથમ રાજા તથા પ્રથમ તીર્થંકર મહાત્મા શ્રીમાન્ ઋષભદેવ-સ્વામી એકદા પ્રસ્તાવે સમવસરણને વિષે બેસી ભવ્ય જીવોને તારવા નિમિત્તે અમૃતમય દેશનાનો વરસાદ વરસાવી રહેલા હતા તે સમયે ભરત ચક્રવર્તિ પણ પ્રભુજીની દેશનાનુ પાન કરવા આવ્યા હતા ધર્મ-દેશનાના અતે શ્રીમાન્ ભરત મહારાજાયે પ્રભુજીને પ્રદક્ષિણા દઈ વદના નમસ્કાર કરી પુછ્યુ કે હે સ્વામિન્ આ પર્ષદાને વિષે આ ચોવિશીમા તીર્થંકર થનાર કોઇ જીવ છે? ત્યારે પ્રભુજીયે કહ્યુ કે હે ભરત! આ પર્ષદાને વિષે તો કોઇપણુ જીવ તીર્થંકરનો નથી, પરતુ પર્ષદા બહાર રહેલ ત્રિદડીનો વેષધારક તહારો પુત્ર મરિચી આચો વિશીને વિષે વીર નામના છેલ્લા તીર્થંકર થશે? એવા પ્રભુજીના વચન શ્રવણુ કરી ભરત મહારાજા જ્યા મરિચી હતો ત્યા જઈ ત્રણુ

પ્રદક્ષિણા દઇ ભાવ સહિત કહેવા લાગ્યા કે હે મરિચી ! હુ તહારા પરિવ્રાજકના વેષને વદન કરતો નથી પરતુ તું વીર નામનો છેલ્લો તીર્થંકર આ ચોવિશીમા થઇશ તેથી તે તહારા આત્માને નમસ્કાર કરૂ છુ, એમ કહી ભાવ સહિત વદના નમસ્કાર કરી ભરત મહારાજા પોતાના સ્થાન પ્રત્યે ગયા.

હે વિચારશીલ ઉત્તમ માનવ ! તું જરા ચક્ષુ ઉઘાડી તપાસ કર ! તુ જરા દીર્ઘદ્રષ્ટિથી વિચાર કર ! વિચાર કર ! કે તીર્થંકર મહારાજાની બાર પર્ષદાને વિષે કોટાકોટી દેવ દેવાગનાઓ સાધુ સાધ્વી તેમજ દાનવ માનવ વિદ્યાધરો અને શ્રાવક શ્રાવિકાનો મહાન્ મ્હોટો સમુદાય છતા પણ કોઇપણ જીવ તીર્થંકર નામકર્મવાળો નીકળ્યો નહિ, ત્યારે તને હવે ખાત્રી થઇ હશે કે અલ્પ પુન્યાઇથી કાઇ તીર્થંકર નામકર્મ બાંધી શકાતુ નથી પરતુ અનતી અનતી પુન્યની રાશી એકત્ર થાય છે, ત્યારેજ તીર્થંકરપદ પ્રાપ્ત થાય છે

ત્યારે હવે વિચારો મનન કરો જુઓ અને તપાસ કરો કે મહાન્ તપકર્મથી મહાન્ કષ્ટના વેઠવાથી મહાન્ પુન્યની રાશીથી પ્રાપ્ત થનાર તીર્થંકરપદ ફક્ત ભાવ સહિત લક્ષ નમસ્કાર મત્ર ગણુ-વાથીજ પ્રાપ્ત થાય છે અને તે પદ પ્રાપ્ત કરવા નિમિત્તે તને સ્વપ્નને વિષે પણ ઇચ્છા થતી નથી, તો તહારા સમાન દુનિયાને વિષે બીજો કોણ મૂર્ખશિરોમણી હતો ? બસ, કોઇજ નહિ

મુક્તિના અભિલાષી અનેક જીવો મુક્તિ મેળવવા નિમિત્તે તપ જપ વ્રત પ્રત્યાખ્યાન અનુષ્ઠાન વિગેરે અનેક પ્રકારના કષ્ટને સહન કરે છે તથાપિ મુક્તિ તો કાળેજ મળ છે અને નમસ્કારમહામત્રના

સ્મરણ કરવાને વિષે કોઇ પ્રકારનું કષ્ટ નથી અને સામગ્રી સુલભ છતા શ્રદ્ધા સહિત આરાધન નહિ કરતા કાઇપણ સાધન કરી શકતા નથી તો તેથી સ્પષ્ટ રીતે જાણવામા આવે છે કે નમસ્કારમંત્રના સ્મરણ ઉપર આસ્તા રહિત જીવોને હજી સંસારપરિભ્રમણ બાહુલ્યતાથી છે તે ચોક્કસ છે.

વળ છતી શક્તિયે તેમજ છતી લક્ષ્મિયે પણ શ્વેત લક્ષ પુષ્પોનો હાર પરમાત્માને જે જીવ ચડાવી શકતો નથી, તે નમસ્કારને કયા પ્રકારે ગણી શકનાર હતો? સંસારવ્યવહાર કર્મ અને વ્યાપારાદિકને વિષે તેમજ પાણિગ્રહણ દુકાન ઘરબાર ગાડી ઘોડા સ્ત્રિ બાલ બચ્ચા કુટુંબ પરિવાર વસ્ત્ર પાત્ર અને ખાનપાન તેમજ મોજશોખ અને એશારામની અંદર સેંકડો હજારો લક્ષો બલ્કે કરોડો રૂ. ના ધૂમાડા કરે છે અને પરમાત્માને લક્ષ ફુલ ચડાવવા પૈસા અને શ્રદ્ધા મળે નહિ તો શ્રદ્ધાનું નાસ્તિપણુંજ કહેવામા શું બાદ હતો? અર્થાત્ કાંઇજ નહિ

હે ભવ્ય બંધવ! સંસારની અંદર રખડપટી બંધ કરી મુક્તિ મેળવવાની તને કેવળ સ્પૃહા હોય તો વિધિ સહિત લક્ષ નમસ્કારમંત્રનો જાપ કરી લક્ષ પુષ્પો પરમાત્માને ચડાવી પૂજી તીર્થંકર નામકર્મ બાંધી તહારા ઉત્તમ આત્માને તેમજ તહારા ઉત્તમ માનવભવને સફલ કર.

**यदुक्तं सिद्धांते-**

**जो गुणइ लरक्खमेगं, पुइए विहीए जिण नमुक्कार।**
**तित्थयर नामगोय, सो पावइ सासयं ठाणं ॥ १ ॥**

ભાવાર્થ—જે માણસ એક લક્ષ નવકારને ગણે તથા વિધિ વડે

કરી જિનેશ્વર મહારાજની પૂજાને કરે તે માણસ તીર્થંકર નામકર્મને બાંધી તીર્થંકરની લક્ષ્મીને પામી અને શાશ્વત મુક્તિસુખને પામે છે વરે છે

पुनरपि-अट्ठेव अट्ठ मया, अट्ठ सहस्स च अट्ठ कोडीओ।
जो गुणई नमुक्कारं, सो तईयभवे लहई मुरकस ॥ २ ॥

ભાવાર્થ—જે માણસ આઠ ક્રોડ આઠ લાખ આઠ હજાર આઠસોને આઠ નવકાર ગણે છે, તે ત્રિજા ભવને વિષે મુક્તિસુખને પામે છે.

तथा च-

ज छम्मासिय वरसीय. तव्वेण तिव्वेण भिजए पाव ।
नवकारआणुपुव्वीगुणणेण तणरक्खणद्धेणं ॥ ३ ॥

ભાવાર્થ—૭ માસી તથા બાર માસીના તીન તપને તપવા વડે કરી જે પાપકર્મ નષ્ટપણાને પામે છે તે પાપકર્મ નમસ્કારની આનુપુર્વી ગણવાથી ક્ષણાર્ધમા નાશ થાય છે

વિવેચન—વર્તમાનકાલને વિષે નમસ્કાર મહામત્રથી પરાઙ્મુખભાવને પામેલા ઘણા જીવો જોવામા જ્યારે આવે છે ત્યારે આનુપુર્વી ગણવા ઉપર તો સ્વપ્નને વિષે પણ શ્રદ્ધા કયાથીજ હોય ? જૈનશાસનના સુલતાન મહાત્મા શ્રીમાન્ તીર્થંકર મહારાજાયે ભવ્ય જીવોને કર્મબંધન થકી મુક્ત થવાના અનેક રસ્તા એહવા તો સહેલા બતાવ્યા છે કે જેના અંદર એક પૈસાનો પણ વ્યય થાય નાહ ઝાઝો વખત પણ જાય નહિ અને કાયકષ્ટ પણ પડે નહિ છતા પણ મૂઢ જીવો તેને સાધી શકતા નથી તે કેવી જુલમની અને શરમની વાર્તા છે કયા તો ? છ માસ અને બાર માસની તીવ્ર તપસ્યા અને

ક્યાતો આનુપુર્વી પાચ મિનિટમા ગણુવાનો સમય ? તીવ્ર તપકર્મનુ આચરણુ કરતા શરીર શોષાય છે ઇંદ્રિયોની હાનિ થાય છે માસ રૂધિરાદિક ઘટે છે અને શરીરમા શક્તિ રહેતી નથી એહવા મહાન્ તપકર્મના કરવાથી જે પાપ વિનાશપણુાને પામે છે તે પાપકર્મ ફક્ત પાચ મિનિટ નવકારની આનુ પુર્વી ગણુવાથી ક્ષણાર્ધમા નાશ પામે છે અહાહાહા પરમાત્માની ભવ્ય જીવો ઉપર પૂર્ણ કૃપા છતા પણુ જૈનનામધારી જીવોને તે ગણુવાની અભિલાષા થતી નથી તો બસ ચોકસ સસારપરિભ્રમણુ તેઓને આનદકારીજ લાગે છે

નમસ્કારમહામત્રના સ્મરણુનુ ફલ પરલોકને વિષે તો અલૌકિક પ્રાપ્ત થાય છે તેમા આશ્ચર્ય નથી પરતુ ઇહિલોકને વિષે પણુ મહાન્ લાભ ઉત્પન્ન કરી અનેક પ્રકારના શોક સતાપ તમજ નાના પ્રકારના વિવિધ ઉપદ્રવોને ક્ષણુ માત્રમા વિધ્વસદશાને પહોચાડે છે

यदुक्तं-

वाहिजलजलणतक्करहरिकरिसंगामविसहरभयाइं ।
नासंति तक्खणेणं जिणनवकारपभावेण ॥ १ ॥

ભાવાર્થ—જિનેશ્વર મહારાજે કથન કરેલ નમસ્કાર મહામત્રના સ્મરણુના પ્રભાવથી વ્યાધિ જલ અગ્નિ ચૌર સિહ હસ્તિ રણુસગ્રામ સર્પ વિગેરેના ભયકર ભયાદિકો ક્ષણુમાત્રમા નાશ પામે છે.

अपि च-अपुव्वो कप्पतरुचिंतामणिकामकुंभकामगवी ।
जो जायइ सयल कालं, सो पावइ सिवसुहं विउलं ॥२॥

ભાવાર્થ—અપૂર્વ કલ્પ વૃક્ષ સમાન તથા ચિતામણિ રત્ન સમાન તથા કામકુભ સમાન તથા કામધેનુ સમાન નમસ્કાર

મહામંત્રનુ જે માણુસ સદાકાર ધ્યાન કરે છે તે માણુસ મહાન્ શિવસુખનો ભોક્તા થાય છે,

વિવેચન—કલ્પવૃક્ષ ચિંતામણિ રત્ન કામકુભ અને કામધેનુ વિગેરે જે કોઇ પણ પુન્યશાલી જીવને પ્રાપ્ત થાય છે તેમને ખાનપાન વસ્ત્ર પાત્ર રિદ્ધિ સિદ્ધિ તથા વાસુદેવ બલદેવ ચક્રવર્તિ તેમજ દેવ દાનવના સમાન ઉત્તમ સુખો પણ કદાચ મળી શકે ખરા પરંતુ મુક્તિના સુખને આપવાની તેઓની શક્તિ નથી અને આ નમસ્કારમહામંત્રનુ આરાધન તો સાક્ષાત્ વાસુદેવ બલદેવ ચક્રવર્ત્તિ દેવ દેવેંદ્રની પદવી આપે છે એટલુંજ નહિ પરંતુ તીર્થંકરપદ આપીને શીઘ્રતાથી મુક્તિને વિષે પહોચાડે છે તેથી કરીનેજ શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાયે આ નમસ્કારમહામંત્રને અપૂર્વ કલ્પવૃક્ષ ચિંતામણિરત્ન કામકુભ અને કામગવીની ઉપમા આપેલી છે

સંસારીજાળમા ફસાયેલા હોવાથી જુદા જુદા પ્રકારના ધર્મ-સાધનો કરવા જીવોને પ્રાયઃ દુષ્કર થઇ પડે અને કોઇપણ ધાર્મિક ક્રિયાના સમારાધન વિના તેઓ કુગતિના ભોક્તા થાય તેથી તેમની કુગતિ ટાળવા નિમિત્તે મહાપુરૂષોયે આધુનીક સમયને વિષે નમસ્કાર મહામંત્રનુ સ્વરૂપ યથાર્થ રીતે પ્રગટ કરેલુ છે અને તેના અંદર કોઇપણ પ્રકારની દોષાપત્તિ રહિત આરાધન કરવાનુ એવુ તો સુગમ-પણુ મુકેલું છે કે કોઇપણ જીવને આરાધન કરતા કંઇપણ બાધા ઉત્પન્ન થાય નહિ કિબહુના એક પંથ અને દો કાજ, જેના પ્રભાવથી નાના પ્રકારના સુખો અને શાંતિ પ્રગટ થાય છે અને આત્મકલ્યાણ પણ થાય છે, છતા તેમના ઉપર શ્રદ્ધા નહિ હોવાથી જેમ કોઇ અજ્ઞાની બાલક માતે મુકીને છોડીને તરછોડીને ચીંટીને બીલાડીને સ્તન્ય-

પાન કરવા જાય છે તેમજ અજ્ઞાની મૂઢ ગમાર જીવો માતાના દુધના સમાન નમસ્કારમહામંત્રને છોડી ખીલાડીના સમાન કુદેવના કુગુરના કુધર્મના કુમંત્રા ઉપર પ્રીતિ કરી કુબુદ્ધિના નિધાનો કુમંત્રને સેવે છે જપે છે ગણે છે અને હડહડતા મિથ્યાત્વીપણાની છાપને મેળવી સંસારની વૃદ્ધિ કરે છે, તેઓની ધારણા તો એક પણ સિદ્ધ થતી નથી શાંતિ થતી નથી ઇચ્છીત વસ્તુની પ્રાપ્તિ થતી નથી પરંતુ કાયકલેશ પાપની વૃદ્ધિ અને પૈસાનું પાણિ તેમજ પાછળથી પશ્ચાતાપ થાય છે અને ઘણા ભવો સુધી રખડવું પડે છે તેટલું વિશેષમાં જાણવું

સાંપ્રતકાળે કોઇપણ સંસાગીપદાર્થના સ્પૃહાવાળા અને સંસારી-સુખના લાલચુ અનેક કુગુરૂઓના બતાવેલા મંત્ર તંત્રને ગણી જપીને હારે છે થાકે છે ત્યારે સાધુઓ પાસે જાય છે અને તેમના ગુણગ્રામ ગાઇ તેમના પછાડી પડી રાખ ધુળ મંત્રા લઇ ધુપ ધુમાડાના ગોટા ઉડાડે છે પણ જ્યારે કાંઇ લાભ થાય નહિ ત્યારે મંત્ર આપનારને ગધેડે ચડાવી તેમની નિંદા કરવા બેસી જાય છે પણ તે મૂર્ખાનંદોને ખબર નથી કે સાધુઓ પાસે તે વળી શું તંત્રા હતા ને કદંચ તેઓ પાસે હોય તો તેઓ કેમ ગણીને સિદ્ધ કરતા નથી અરે જેને પોતાનેજ કાંઇપણ પ્રાપ્તિ નથી તે પરનું શું કલ્યાણ કરી શકવાના હતા ? અત્યારે તો સાપ ગયા ને લીસોટા રહ્યા તેજ વાક્ય શીલકમાં રહેલું છે છતા પણ કોઇને અભિમાન થાય અથવા હોય અને કહે બોલે કે અમારા પાસ મંત્રા છે તો તેને પુછવું કે કેમ અજમાયશ કરતા નથી ? સંસારી માણસને તો સિદ્ધ ન થાય પરંતુ સાધુને તો જરૂર સિદ્ધ થાય કારણકે સંસારીને સાધુની કરણિમાં મેરૂ સરસવનો ફેર છે. કદાચ તેઓ બોલે કે અમારો ધર્મ તેમ કર-

વાના નથી તો એક રીતે તે અથ સત્ય છે પરંતુ બીજી બાજુથી વિરૂદ્ધતા જણાય છે. જૈનશાસન અને તીર્થ તેમજ સઘના રક્ષણ માટે સાધુઓને પણ સત્તા અજમાયશ કરવાને માટે જ્ઞાનિ મહારાજાયે ફરમાન કરેલ છે અને છતા પણ અજમાયશ ન કરે તો તેઓને અનતસસારી કહેલા છે હવે જો તેમનામા સત્તા પરાક્રમપણું હોય તો તે પુરૂષાતન પ્રગટ કરવુ જોઇયે કારણકે આ સમય પરાક્રમને સ્ફુરણાયમાન કરવાનો છે. વીરનુ શાસન ચાલણીના પેડે ચલાય છે લુટાય છે મરાય છે કુટાય છે દડાય છે ભડાય છે કિબહુના બહુજ વગોવાય છે તો છતી શક્તિયે જ્યારે જૈનશાસનનુ રક્ષણ નહિ કરે તો ક્યારે કરશે પરતુ શક્તિજ નથી ત્યા કહેવુજ શુ ?

વળી પણ વસ્તુની સિદ્ધિ સ્વાયત્ત હોવા છતા પણ જેમને ખબર પડતી નથી કે તે જીવો કેવલ અજ્ઞાનિજ કહેવાય છે જેમકે કસ્તુરીય મૃગની નાભિને વિષે કસ્તુરી રહેલી છે અને તેની સુગધ આવવાથી સુગધિ પદાર્થની સ્પૃહા કરી જંગલમા ચારે તરફ દોડી મરે છે પરંતુ તે મેળવી શકતોજ નથી તેમજ નમસ્કારમહામત્રરૂપી ઉત્તમોત્તમ કસ્તુરી પોતાનાજ પાસે વિદ્યમાન છતા તેમને નહિ જાણી અને બીજા મત્ર તત્રાદિક મેળવવાને માટે જે જીવ ફાંફા મારે છે તે કેવલ ભવાટવીમા ભટકયાજ કરે છે, વળી હસ્તિ પોતાનુ પરાક્રમ અત્યત છતા નહિ પીછાણિ શકવાથી સિહના ગર્જારવ શબ્દથીજ ડરી જઇ મરણદશાને જેમ પામે છે તેમજ નમસ્કારમહામત્રના પ્રબલ પરાક્રમને જે જીવ જાણતા નથી તે જીવ ભવોભવ મરણદશાનેજ પામતા રહે છે પરતુ સંસારના અતને કદાપિકાલે કરી શકતા નથી.

ત્યાગીયોને પણુ એ વાત ખાસ લક્ષમા રાખવાની છે કે કોઈ જીવો મત્ર તત્ર િદ પુછવા માટે આવે ત્યારે રાખ ધૂળ બતાવવાથી તે જીવોને નમસ્કારમહામત્ર ઉપરથી વિશેષ શ્રદ્ધા ઉઠી જાય છે અને તેથી કરી તેઓજ તેના પ્રાયશ્ચિતના ભાગીદાર થાય છે પરતુ નમસ્કાર-મહામત્રનુજ સ્મરણુ કરવા માટે જો તેઓને સૂચના કરવામા આવે અગર હરકોઈ તીર્થંકર મહારાજનુ નામ જપવાનો જાપ દેખાડવામા આવે તો જાપ જપનાર અને દેખાડનાર બન્નેને ઇહલોક પરલોકમા આત્મકલ્યાણુની પ્રાપ્તિ થાય છે. કિબહુના, નમસ્કારમહામત્રનુ સ્મરણુ તેજ કેવન સારભૂત છે.

यत —मंत्रं संसारसारं त्रिजगदनुपमं सर्वपापारि मंत्रं
संसारोच्छेदमंत्र विषमविषहर कर्मनिर्मूलमंत्रम् ।
मंत्रं सिद्धिप्रधानं शिवसुखजननं केवलज्ञानमंत्रं
मंत्रं श्रीजैनमंत्र जप जप जपितं जन्मनिर्वाणमन्त्रम् ॥ १ ॥

ભાવાર્થ—હે મહાનુભાવ ! નમસ્કારમહામત્ર સસારને વિષે રહેલા જીવોને એકાતસારભૂત છે તથા સ્વર્ગ મૃત્યુ અને પાતાલને વિષે જેની બીજા કોઇને ઉપમા આપી શકાય નહિ તેવી રીતે મહા મનહર છે તથા સર્વ પાપ રૂપી શત્રુને નાશ કરનાર છે તથા સંસારના ઉચ્છેદનને કરનાર છે તથા ગમે તેવા ગાઢ અને તીવ્ર વિષને પણુ હરણુ કરનાર છે તથા અનાદિકાલથી આત્મસત્તાને વિષે લાગી રહેલા કર્મોને સમૂલકાશં નિર્મૂલ કરનાર છે તથા સિદ્ધિસુખને પ્રાપ્ત કરવા નિમિત્તે સર્વોપરી સત્તા ધારણુ કરનાર છે તથા મુક્તિ-સુખને ઉત્પન્ન કરનાર છે તથા કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરનાર છે તે માટે હે ભવ્ય બાધવ ! પંચ પરમેષ્ઠિ મહારાજના નામગુણુ સયુક્ત જૈન-

નમસ્કાર મહામંત્રનો તું જાપ કર જાપ કર કારણ કે જૈન નમસ્કાર મહામંત્રનો જાપ વારવાર કરવાથી તે તહારા જન્મ મરણને શાંત કરવાને માટે સમર્થમાન થશે અર્થાત્ તને મુક્તિસુખની પ્રાપ્તિ થશે

વહાલા વાચક વૃંદ ! જો તારે આપત્તિ વિપત્તિયો દુર કરવી હોય તથા રાગદ્વેષાદિકને દુર કરવા હોય તથા પાપસમુહને વિનાશ કરવાની અભિલાષા હોય તથા દેવતાના મનહર સુખોને ભોગવવા હોય તથા સંસારને ક્ષીણ કરવાની સ્પૃહા હોય જન્મ જરા અને મરણના દારૂણ દુઃખોને નિવારણ કરવા હોય મોહ મહીપતિને માર મારી આત્મસત્તા પ્રગટ કરવી હોય તથા કેવલજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય અને અનંત અખંડ અમંદ અવ્યય અવ્યાબાધ અગાધ મુક્તિસુખને શીઘ્રતાથી મેળવવાની ભાવના હોય તો બીજા સર્વ કુત્સિત મંત્રોને ત્યાગ કરી મહામંત્રાધિરાજ નમસ્કારમહામંત્રનુ રાત્રિ દિવસ ધ્યાન કરવા સ્મરણ કરવા સમર્થમાન થા

## दृष्टान्तो यथा–

ધાવડ ગામને વિષે હુંમ શ્રેષ્ઠી વાસ કરતો હતો તેને એક દિવસે મંત્રનો ભણનાર એહવો લાખણસી નામનો યોગી મળ્યો શ્રેષ્ઠિયે તે યોગીને પોતાના ઘરે બોલાવ્યો અને ક્ષીરવડે કરી યોગીનુ પાત્ર પૂર્ણ ભરી આપ્યુ. તેથી તુષ્ટમાન થઈ યોગીયે કહ્યું કે તહારે કાંઇપણ કામ હોય તો તું મારા પાસે કથન કર, એટલે મંત્રની શક્તિથી તે કાર્ય હુ સાધી આપુ. યોગીના આવા વચનો શ્રવણ કરી શ્રેષ્ઠિયે કહ્યું કે અષ્ટાપદ પર્વત ઉપર બીરાજમાન શ્રીચોવિશે તીર્થંકર મહારાજને વંદન કરવાના પરિપૂર્ણ ભાવ છે, તે મહારો મનોરથ પૂર્ણ

કરી ત્યારબાદ યોગીયે પ્રાતઃકાળને વિષે એક પટને ચંદન આદિક ઉત્તમ દ્રવ્યોથી પૂજી અને પોતાના સફલ મંત્ર વડે કરી તે પટને મંત્રી તેના ઉપર શ્રેષ્ટિને બેસાર્યો અને મંત્ર વડે કરી પવિત્ર કરેલા અક્ષત ચોખાવડે કરી તે પટને છાટયો એટલે તુરત તે પટ આકાશમાર્ગે ઉપડયો અને શીઘ્રતાથી આકાશને ઉલંઘન કરતો ચાલ્યો અને મધ્યાન્હ કાલે અષ્ટાપદ પર્વત નજીક તે પટ ગયો. તે સમયે બહુજ ઉંચી ભુમિ હોવાથી સૂર્યના તીક્ષ્ણ એવા કિરણોથી સંતાપ પામેલો શ્રેષ્ટિ અત્યંત આકૂળ વ્યાકુળ થયો, પરંતુ પટ કોઇપણ પ્રકારે પાછો ફર્યો નહિ પટને ભાર દેવા માડયો તોપણ પાછો ફર્યો નહિ તેથી પોતાના મરણના ભય પામેલ શ્રેષ્ટિયે નમસ્કારમહામંત્રનુ સ્મરણ કર્યું, તેથી નમસ્કારમંત્રના પ્રબળ પ્રભાવથી ધ્યાન અને મૌનપણાને ધારણ કરનાર યોગીના પાસે અકસ્માત્ તે પટ આવી પડયો હવે અકસ્માત્ પટ સહિત શ્રેષ્ટિને પાછો આવેલો દેખી યોગી ક્ષોભ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે મેં કાંઇપણ મંત્રમાં ગણતા ગણતા ભૂલ કરી હશે. વળી તેણે શ્રેષ્ટિને પણ પુછ્યુ કે તેં કાંઈ સ્મરણ કર્યું હતું કે? એટલે તેણે કહ્યુ કે સૂર્યના તાપની પીડા સહન નહિ થઈ શકવાથી નવકારમહામંત્રનુ સ્મરણ કર્યું હતુ. યોગીએ આવા વચનો વચનો શ્રવણ કરી. પોતાના અમોઘ સફલ મંત્ર કરતા પણ નમસ્કારમહામંત્રને અધીક જાણી શ્રેષ્ટિના ચરણકમળમા પડી યોગીએ નમસ્કાર માહામંત્રને શ્રેષ્ટિ પાસેથી ગ્રહણ કર્યો. તેથી તે મહામંત્ર યોગીને સર્વ પ્રકારની સિદ્ધિ કરવાવાળો થયો.

હવે જાણવા લાયક એજ છે કે પોતાના મનની એકાગ્રતા અને સાચા ધ્યાન વિના કદાપિ કાળે કોઇને મંત્ર ફલીભૂત થતો નથી.

સાધુસાધ્વી અને શ્રાવકશ્રાવિકા સદાયે નમસ્કાર મહામત્રને ગણે છે, પણ તેમા વળે શુ ? જ્યા સુધી અતરના ક્લિષ્ટ પરીણામ હોય ત્યા સુધી કોઇપણુ પ્રકારે સિદ્ધિ થતી નથી આત્માના નિર્મલ પ્રણામથીજ સિદ્ધિ થાય છે. શ્રદ્ધા એ એક અપૂર્વ સિદ્ધિ છે એટલુજ નહિ પરતુ સ્વકાર્યને સિદ્ધ કરવા માટે અમોઘ મત્ર છે જૈનસમુદાયમા શ્રદ્ધા કમી હોવાથી નમસ્કારમત્રને ગણુતા મનન કરતા પણ લાભ મેળવી શકાતો નથી. તેજ મહામત્ર શ્રદ્ધાપૂર્વક ગણુવાથી આ શ્રેષ્ટિયે પોતાની પ્રબળ મત્ર શક્તિ વડે કરી મત્રી પટ ઉપર યોગીયે બેસારી ગગનમાર્ગે વિદાય કર્યા છતા અને અષ્ટાપદ પવત નજીક ગયા છતા શ્રેષ્ટિને તાપની પીડા સહન નહિ થવાથી શ્રદ્ધાપૂર્વક ગણુવાથી યોગીની અમોઘ મત્રશક્તિને હણી યોગીના પાસ શ્રેષ્ટિને પાછો મુક્યો અને યોગી નમસ્કારમહામત્રને શીખી અનેક પ્રકારની સિદ્ધિયો મેળવવાવાળો થયો. બલીહારી છે યોગીની શ્રદ્ધાની, એહવાજ પ્રકારે સર્વથા આસ્તા અને સપૂર્ણ પ્રેમ રાખી કોઇપણ જૈનબચ્ચો નમસ્કાર માહામત્રને ગણે મનન કરે યાદ કરે તો આ હડહડતા કલિકાલને વિષે પણ કદાપિ કાલે દુખ પામેજ નહિ પરતુ હાલમા ઘણા જૈનીયો દુ.ખી છે, તે નમસ્કારમહામત્રને શ્રદ્ધાથી નહિ ગણુવાનુંજ કારણ છે અને તેજ કારણ માટે ઉત્તમ જીવોને વીતરાગ મહારાજે કથન કરેલ પરમ પવિત્ર શ્રીપચ પરમેષ્ટિ માહારાજના સ્મરણુને શ્રદ્ધાપૂર્વક ગણી ઇહિલોક પરલોકને વિષે સુખને મેળવવું તેજ શ્રેયસ્કર છે.

## દૃષ્ટાન્ત બીજું.

કોઈ એક ચડપિગલ નામનો ચોર નિરંતર ચોરી કરી એક

વેશ્યાના ઘરને વિષે વાસ કરતો હતો. રાજાને ઘરે ચોરી કરવાનુ તેને એક દિવસ મન થવાથી રાજાને ત્યા જઇ મહામૂલ્યવાળો મોતીનો હાર ત્યાથી ચોરી લઇને વેશ્યાના ઘરને વિષે ગુપ્ત રીતે યત્નપૂર્વક રાખ્યો. હવે કોઇક ઉત્સવને વિષે વેશ્યા તે હારને પહેરી નગરમા ફરવા ગઈ તેથી રાણીની દાસીયે તેની કોટમા હાર જોઈ રાણીને વાત કરી રાણીયે રાજાને કહી વેશ્યાને પકડાવી શિક્ષા કરતા ચોર જણાયો તેથી તેના ઘરને વિષે રહેલ ચોરને પકડી રાજાયે શૂળીની શિક્ષા કરી શૂળી પર ચડાવ્યો, તે જોઇ વેશ્યાને બહુ પશ્ચાત્તાપ થયો. અને શૂળી પાસે જઈ નમસ્કારમત્ર સભળાવ્યો તેના પ્રતાપથી શુભ ધ્યાનથી મરીને તેજ રાજાનો પુત્ર થયો અને નમસ્કારમહામત્રના પ્રભાવથી અનુક્રમે રાજ્યઋદ્ધિ પામી દીક્ષા લઈ બહુસુખનો ભોક્તા થયો.

## દૃષ્ટાન્ત ત્રીજું.

એકદા પ્રસ્તાવે કોઇક રાજાને કોઇક પુરૂષે એક બીજોરૂ ભેટ કર્યું, તેથી રાજાયે અતિ પ્રસન્ન થઇ સારૂ ઇનામ આપ્યુ અને તે બીજોરૂં કયા ઉત્પન્ન થાય છે તેનો પત્તો મેળવ્યો તો જાણવામા આવ્યુ કે એ બીજોરાનુ વન છે ને તે વનનો અધિષ્ટાયક દેવ છે, હવે જે માણસ બીજોરૂ વૃક્ષ થકી લે તે તુરત મરણ પામે તેવો ક્રમ ચાલુ છે. છતા પણ બીજોરાના ફળના લોભથી રાજાયે નગરના લોકોના વારા બાધ્યા કે દરેક દિવસે એક એક માણુસ વારાફરતી લેવા જાય. આવી રીતે કરવાથી ઘણા માણસોના પ્રાણ ગયા. એક દિવસ એક શ્રાવકનો વારો આવ્યો. તેણે દેવગુરૂધર્મના આરાધન સહિત પ્રસન્ન ચિત્તથી નમસ્કારમહામત્રનુ સ્મરણ કરી નિસ્સિહી-

પૂર્વક વિનય વિવેક મર્યાદાપૂર્વક તે વનને વિષે પ્રવેશ કર્યો તેના સભ્યતા ભરેલા વિનય વિવેકથી દેવતા પ્રસન્ન થઇ પ્રગટપણે કહેવા લાગ્યો કે તારા ઉપર હુ બહુજ તુષ્ટમાન થયો છુ, તું મારા પાસે વર માગ તેથી શ્રાવકે કોઈ પણ જીવને તારે મારવો નહિ આની રીતે વર માગવાથી દેવે તેમ કબુલ કરી રાજાને ઘરે બેઠા નિરતર બોજોરાનુ ફળ આપવા માંડયુ પ્રિય વાચક! આ સર્વ પ્રતાપ નમસ્કારમહામત્રનોજ જાણજે

## દૃષ્ટાન્ત ચોથું.

શ્રીમતી નામની શુદ્ધ શ્રાવિકાના અત્યત ધર્મિષ્ટપણાના પુન્યશાળી આચરણોને દેખી નાસ્તિક એહવો તેનો પતિ શ્રીમતીને મારવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરતુ કોઇપણ પ્રકારે નહિ મરવાથી વગડામાથી સર્પને પકડાવી ઘડામા નાખી ઘરને વિષે અધારામા મુકી નાસ્તિકે શ્રીમતીને કહ્યુ કે ઘડામા ફુલની માળ છે તે મને આપ, તેમ કેહેવાથી સતી શ્રીમતીયે નમસ્કારમહામત્રના સ્મરણપૂર્વક ઘડામા હાથ નાખવાથી શાસનદેવતાયે પુષ્પની માળ કરી દીધી અને શ્રીમતીયે હાથમા સર્પને લેવાથી માળા થઇ ગઈ આની રીતે શ્રીમતીના હાથમા જાય ત્યારે માળા થાય અને નાસ્તિક તેના પતિના હાથમા જાય તો સર્પ થઇ જાય આ આશ્ચર્ય દેખી તેમજ ધર્મનો ને નમસ્કારમહામત્રનો દૃઢ પ્રભાવ દેખી શ્રીમતીનો પતિ પણ શ્રીમતીના કથન પ્રમાણે બોધ પામી જૈનધર્મનો દૃઢ રાગી થયો અને પોતાના અપરાધની શ્રીમતીના પાસે માફી માગી સદ્‍ગતિગામી થયો

## દૃષ્ટાન્ત પાંચમુ.

એક ચોર નિરતર ચોરી કરી મથુરા નગરીમા વાસ કરતો

હતો તેમ ફરવાથી એક દિવસ કોટવાળે તેને પકડયો ને રાજા પાસે લઇ ગયો રાજાયે શળીની શિક્ષા કરી તેથી તેને શળી ઉપર ચડાવ્યો. તે સમયે તે ચોરને ઘણી તૃષા લાગવાથી શળી નીચે થઇ માર્ગમા ગમન કરનાર જિનદત્તનામના શ્રાવકને ચોરે કહ્યુ કે તમે બહુજ દયા છો માટે મને પાણી આપો શ્રાવકે કહ્યુ કે હું પાણી લઇને આવું તેટલા સમયમા તું ણમો અરિહંતાણ ણમો સિદ્ધાણ વિગેરે મહામંત્રનું સ્મરણ કર એમ કહી નમસ્કાર મંત્રનુ સ્મરણ કરવાનુ કહી પાણિ લેવા ગયો ચોરને નમસ્કારમહામંત્ર યાદ નહિ રહેવાથી આણ તાણ કાંઈ ન જાણુ શેઠ વચન પ્રમાણુ આવી રીતે ધ્યાન રહેવાથી કાળ ધર્મ પામી હુડક નામનો યક્ષ થયો. હવે જેટલામા પાણિ લઇને આવે છે તેટલામા મરણ પામેલ ચોરને દેખી જિનદત્તને ખેદ થયો ચોરને સહાય કરનાર જાણી રાજાના માણસો રાજા પાસે લઇ જવાથી રાજાયે જિનદત્તને શળી દેવાનો હુકમ કર્યો તેથી તેને શળી ઉપર ચડાવ્યો તેજ વખતે દેવતાયે અવધિજ્ઞાનથી પોતાના ધર્મગુરુની વિડંબના દેખી નગરને ચૂર્ણ કરવા શિલ્લા વિકુર્વી ને શળીને સિંહાસન બનાવી દીધુ આવા બનાવથી રાજા વિગેરે ભયભ્રાંત થઇ હાથમા ધુપના કડછા લઈ કહ્યું કે અમારા ઉપર કૃપા કરી જે કોઇ દેવ દાનવ યક્ષ હોય તે પ્રગટ થઇ અમારા અપરાધને ક્ષમા કરી અમોને જીવિતદાન આપો. તે વખતે હુડક યક્ષ પ્રગટ થઇ કહેવા લાગ્યો કે રે ! રે દુષ્ટો ! મહારા ધર્મગુરૂની વિના વાકે કદર્થના કરો છો તેથી સમકાલે સર્વના પ્રાણને હરણ કરીશ રાજા વિગેરેયે ભયભ્રાંત થઇ બે હાથ જોડી પોતાના અપરાધની માફી માગી સિંહાસન ઉપર બેઠેલા જિનદત્ત શ્રાવકને આશ્ચર્યયુક્ત થઈ પગે લાગી તેમના પાસે માફી માગી

હસ્તિની ઉપર બેસારી વિદાય કર્યો અને યક્ષે પણ જિનદત્તની બહુજ સ્તુતિ કરી. આવી રીતે નમસ્કારમહામંત્રનો પ્રભાવ પ્રત્યક્ષ દેખી ઘણા હળવા કર્મી જીવો નમસ્કારમહામંત્રનુ સ્મરણ કરી સુખી થયા.

એવીજ રીતે નાસ્તિક એહવા શ્રેષ્ઠિના પુત્ર શિવકુમારને તેના પિતાયે કષ્ટ પડે ત્યારે નમસ્કાર સ્મરણ કરવાનુ કેહેવાથી વગડામા કોઇક યોગીયે અગ્નિમા હોમી સુવર્ણપુરૂષ કરવા માટે તેના પાસે ઉત્તરસાધક થવાની માગણી કરવાથી ને પછી યોગીની દેહાંત કરવાની રચનાથી ડરી જઇ નમસ્કારમહામંત્રનુ સ્મરણ કર્યું તેથી પોતાને બદલે યોગીનેજ અગ્નિમા હોમવાથી સુવર્ણ પુરૂષ થઇ ગયો નમસ્કાર-મહામંત્રનુ પ્રત્યક્ષ ફળ દેખી શિવકુમાર પોતાની નાસ્તિકતાને તિર-સ્કાર કરી દેવગુરૂધર્મનો દૃઢરાગી થઈ સદ્દગતિનો ભોક્તા થયો.

એહવી રીતે શ્રેષ્ઠિ ભીમાક તથા ભીલ ભીલડી વિગેરેના અનેક દૃષ્ટાંતો જૈનગ્રંથોના અંદર દીવા જેવા છે એવુ સમજી અનેક ઉત્તમ જીવોયે નવનિધિને અષ્ટમહાસિદ્ધિ થકી પણ અધિક ફળ અને સ્વર્ગ મોક્ષને શીઘ્રતાથી આપનાર નમસ્કારમહામંત્રનું ક્ષણે ક્ષણે સ્મરણ કરવા લવલેશ માત્ર પ્રમાદ કરવો નહિ.

---

## पूजास्वरूपम्

હે ભવ્ય બાંધવ ! આ આત્મા અનાદિકાલથી અનંતા ભવભ્રમણ-ને કરતો માનવજન્મને પામે છે તેમા પણ જૈનકુલને વિષે ઉત્પન્ન થયેલા ભવ્ય જીવો ઇહભવ પરભવ તેમજ ભવોભવ નાના પ્રકારના સુખોને મેલવી મુક્તિને પ્રાપ્ત કરે છે તે કેવલ શ્રીજિનેશ્વર મહારા-જની પૂજાનોજ પ્રસાદ છે આની રીતે શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજા

ફરમાન કરે છે માટે મુક્તિસુખને આપનાર વીતરાગ મહારાજની પૂજા કરવી તેજ જૈનોના માનવભવ પામ્યાનુ પરમ ભૂષણ છે.

यदुक्तं—

नौरेषा भववारिधौ शिवपदप्रासादनि श्रेणिका
मार्गः स्वर्गपुरस्यदुर्गति पुरद्वारप्रवशार्गला ।
कर्मग्रंथिशिलोच्च यस्य दलने दंभोलिधारासमा
कल्याणैकनिकेतनं निगदिता पुजा जिनानां वरा ॥ १ ॥

ભાવાર્થ—શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજાયે જિનેશ્વર મહારાજની કરેલી શ્રેષ્ઠ પૂજાને ભવસમુદ્રને વિષે નાવ સમાન કહેલી છે તથા મુક્તિપદ રૂપી મહેલને વિષે ચડવા માટે નિસરણી સમાન છે તથા સ્વર્ગરૂપી નગરના માર્ગભૂત છે તથા દુર્ગતિ રૂપી નગરના દ્વારને વિષે પ્રવેશ કરવામા અર્ગલા ( ભોગળ ) સમાન છે તથા કર્મની ગાઠ રૂપી પર્વતને ભેદવામા વજ્રની ધારા સમાન છે તેમજ પરમાત્માની પૂજા જે તે કલ્યાણના એક અદ્વિતીય સ્થાનભૂત છે

વિવેચન-શ્રીમાન્ જિનેશ્વર મહારાજની પૂજાનુ મહાત્મ્ય કોઈ મહા અલોકિક પ્રકારનુ છે. જે ભવ્ય જીવો મન વચન કાયાના યોગોને એકત્ર કરી શ્રદ્ધાસહિત તેમજ ભક્તિ સહિત તેમજ વિધિ સહિત શ્રીવીતરાગ મહારાજની પૂજાને કરે છે તે દેવ મનુષ્યને વિષે વિવિધ પ્રકારના સુખને પામી મુક્તિના શાશ્વત સુખને સહેલાઈથી અલ્પકાળમા પામે છે જેમ સમુદ્રના પાર પામવાની ઇચ્છાવાળા પ્રાણિયો નાવમા ( વહાણમા ) બેસી સમુદ્રને તરી સામે પાર પહોચે છે તેમજ પરમાત્માની પૂજા રૂપી નાવમા બેશી ભવ્ય જીવો શાતિથી ભવસમુદ્રના પારને પામે છે તથા ગમે તેવા વિશાલ અને મહાન્ પ્રાસાદ (મહેલ)

વિષે નિસરણી ઉપર થઇને મહેલને વિષે પ્રવેશ કરવાની ઇચ્છા કરનાર મનુષ્ય સુખ વડે કરી મહેલમા પ્રવેશ કરી શકે છે તેમજ મુક્તિરૂપી પ્રાસાદને વિષે ચડીને પ્રવેશ કરવા પરમાત્માની પૂજા સાક્ષાત્ નિસરણી સમાન છે તે પરમાત્માની પૂજા રૂપી નિસરણી ઉપર ચડી ભવ્ય જીવો મુક્તિ રૂપી મહેલમા પહોચી અખંડ અમંદ સુખના ભોક્તા થાય છે, તેમજ વીતરાગ મહારાજની પૂજા સ્વર્ગ રૂપી નગરના માર્ગ સમાન છે જેમ કોઈ નગરને વિષે પ્રવેશ કરવાની ઇચ્છા વાલો માણસ સરસ સરલ અને સિધ્ધે સડકમાર્ગે થઈ ગામમા જઈ સુખી થાય છે તેમજ પૂજા રૂપી માર્ગમા પ્રવેશ કરી ભવ્યપ્રાણિ સ્વર્ગ રૂપી નગરમા જઈ સુખ શાંતિ મેલવી સુખી થાય છે વળી જેમ કોઈ માણસે દ્વાર બંધ કરી આડી ભોગળ દીધેલી હોય તેથી અંદર પ્રવેશ થઇ શકતો નથી તેમજ દુર્ગતિ રૂપી દ્વારના આગળ પૂજા રૂપી ભોગળ આડી બંધ કરવાથી પૂજા કરનાર પ્રાણિ નર્કાદિક દુર્ગતિમા ગમન કરી શકતો નથી તથા જેમ પર્વતને ભેદવાને માટે વજ્ર વિના બીજુ એક પણ શસ્ત્ર સમર્થ માન નથી અર્થાત્ વજ્ર જેમ પર્વતને ભેદી નાખે છે તેમજ કર્મ રૂપી કઠીણ પર્વતને ભેદવામા વીતરાગ મહારાજની પૂજા વજ્ર સમાન છે એ વીતરાગ મહારાજની પૂજા રૂપી વજ્રધારા ભવ્ય જીવોના કર્મ રૂપી પર્વતના ચૂરેચૂરા કરી નાખે છે તથા વીત-રાગ મહારાજની શ્રેષ્ઠ પૂજાને નાના પ્રકારના કલ્યાણના સ્થાન સમાન શાસ્ત્રકાર મહારાજાયે કહેલી છે આવી કલ્યાણકારી પૂજાને કરનારા ઉત્તમ જીવો સદ્‌ગતિનો ભોક્તા થયા છે ને થશે વળી પણ કહ્યુ છે કે-

पुनरपि—जो पुप्फइ तिसंझं जिणंदराय तहा विगयरायं ।
मो तईय भवे सिज्झइ अहवा सत्तट्ठम जम्मे ॥ १ ॥

ભાવાર્થ—જે ભવ્ય જીવ ત્રિકાલ વિધિ વડે કરી રાગ દ્વેષરહિત જિનેશ્વર મહારાજની પૂજાને કરે છે તે ત્રીજા ભવને વિષે સિદ્ધિને પામે છે, કદાચ કોઇ વિશિષ્ટ કર્મ બાકી હોય તો સાત આઠ ભવે મોક્ષને પામે છે વળી પણ કહ્યું છે કે—

अपिच—जिणपुअण तिसंझं, कुणमाणो सोहए सम्मत्तं ।
तित्थयरनामगुत्तं, पावइ सेणीयनरिंदुव्व ॥ २ ॥

ભાવાર્થ—શ્રી જિનેશ્વર મહારાજની ત્રિકાલ પૂજાને કરનાર ભવ્ય જીવ પોતાના સમ્યકત્વને શોભાવી અર્થાત્ શુદ્ધ સમ્યકત્વધારી થઈ શ્રેણિક રાજાની પેઠે તીર્થંકર નામગોત્રને બાંધે છે. વળીપણ કહ્યું છે—

किं च—प्रातः प्रपूजयेद्वासैः मध्यान्हे कुसुमैर्जिनम् ।
संध्यायां धूपनैर्दीपैस्त्रिधा देवं प्रपूजयेत् ॥ ३ ॥

ભાવાર્થ—સંસારસમુદ્રના પાર પામવાની અભિલાષાવાળો ભવ્ય જીવ પ્રાતઃકાલને વિષે ઉત્તમ પ્રકારના સુગંધી વાસ ક્ષેપ વડે કરી પરમાત્માની પૂજા કરે તથા મધ્યાનકાલે વિવિધ પ્રકારના સુગંધી પ્રફુલ્લિત પુષ્પો વડે કરી જિનેશ્વર મહારાજની પૂજા કરે તથા સંધ્યા કાલે ધૂપ દીપવડે કરી પરમાત્માની પૂજા કરે આવી રીતે ત્રિકાલ વિધિ વડે કરી વીતરાગ મહારાજની પૂજા કરનાર ઉત્તમ જીવ બે ત્રણ ભવે અથવા સાત આઠ ભવે મુક્તિને પામે છે એટલુંજ નહિ પરંતુ તીર્થંકર નામકર્મ બાંધી તિર્થંકર મહારાજની લક્ષ્મિને સ્વાયત્ત કરી અખંડ શાશ્વત સુખનો ભોક્તા થાય છે.

### परमात्मानी पुजा करवामां भव्य जीवोनी भावनाशुद्धि

હે મહાનુભાવ, વીતરાગ મહારાજની પૂજા કરનાર ઉત્તમ જીવો એવી ભાવના ધારણ કરે કે હે આત્મન્ શાસ્ત્રકાર મહારાજા કથન

કરે છે કે શ્રીમાન્ જિનેશ્વર મહારાજની તિધિ વડે કરી પવીત્ર પૂજા કરનારા ઘણા ઉત્તમ જીવો મુક્તિને પામેલા છે અને આગળ ઉપર પણ મુક્તિ ઘણા જીવો પામશે એટલુંજ નહિ પણ મુકિત પામ્યા પહેલા પણ દેવ અને માનવ ભવોને વિષે દેવ દેવેદ્ર કરેદ્ર ચક્રવર્તિની પદવી પામી નાના પ્રકારના સુખને ભોગવે છે અને છેવટે પણ પોને પરમાત્મક દશા પામી પરમાત્મા મય થઈ ભવ્ય જીવોથી પુજાવા માટે સમર્થ માન થાય છે માટે હે ચેતન તું જો સપૂર્ણ શ્રદ્ધાથી જિનેશ્વર મહારાજનુ પૂજને કરીશ તો તું પણ અજરામર શાશ્વત સુખનો ભોક્તા થઇશ આવો વિચાર કરી અનાદિકાલથી સચય કરેલા કઠીણ કર્મને નાશ કરવા માટે મન વચન કાયાના યોગોને શુભ અધ્યવસાયથી એકત્ર કરી શુદ્ધ શ્રદ્ધા દ્રઢ ભાવના સયુક્ત થઇ રાત્ર દિવસ પરમાત્માની પૂજા કરવાની લાલ સાવાસે જીવ ત્રિકાલ વિધિ સહિત વીતરાગ મહારાજની પૂજા કરે તેજ જીવ પરમાત્માની પૂજા કરવાને વિષે ભાવનાશુદ્ધિવાળો ગણી શકાય છે.

## परमात्मानी पुजा करवा गमन करनार भव्य जीवोने मन - शुद्धि द्दढ करवानी आवश्यकता

હે ઉત્તમ ! જે જે ભવ્ય જીવો જ્યારે પરમાત્માની પૂજા કરવા માટે તત્પર થાય ત્યારે પ્રથમ તે તે જીવોયે પોતાના આત્માના સાથે મનનો મેલાપ ને મુકાબલો કરવો જોઇયે એટલુજ નહિ પરતુ અતિશય ચપળ ચચળ અને દશે દિશાઓને વિષે ભટકતા મનનો રોધ સારી રીતે કરવો જોઇયે અને મનના રોધને કરી સસારમાર્ગ તેમજ વ્યવહારમાર્ગ થકી આત્માને તેમજ મનને નિવૃત્ત કરી જે ભવ્ય જીવો પરમાત્માની પૂજા કરવા ગમન કરે છે, તે મહાત્માઓની ભાવના શુદ્ધિ, આહા ! તેઓની પૂજા કરતી વેળાયે પ્રણતિની જે લહેજત

ઉત્પન્ન થાય છે તેનુ વર્ણન કરવુ શક્ય છે ૯૯ મન શુદ્ધિ વડે કરી પરમાત્માની પૂજા કરવાથી ઘણોજ લાભ છે એવુ જાણી ભાવિક જીવોયે વ્યાક્ષિપ્ત ચિત્ત દુર કરી એકાગ્ર ચિત્તથી પરમાત્માનું પૂજન કરવું સારભૂત છે ચાલતા વર્ત્તમાનકાલને વિષે પરમાત્માની પૂજા કરવામા પ્રેમી માણસો બહુજ થોડા માલુમ પડે છે અને તે થોડાઓમા પણ ચિત્તશુદ્ધિ સ્વાયત્ત કરી યથાર્થ રીતે પૂજન કરનારા સ્વલ્પ માલુમ પડે છે જેઓ પૂજા કરનારાઓ છે તેઓમા પણ વ્યાક્ષિપ્ત ચિત્તવાલા ઘણાજ જોવામા આવે છે. ઘર અને દુકાનથી પૂજા કરવા નિમિત્તે નીકળેલા માણસોને રસ્તામા કોઈ ચીજ વસ્તુ ખરીદનાર સન્મુખ મળે તો તુરત પૂજાને પડતી મૂકી ઘર અને દુકાન તરફ પાછા ફરે છે અને વ્યાપાર કરતા લેવડદેવડને વિષે કદાચ ટાઇમ વિશેષ થઇ ગયો હોય તો વિચાર કરવા બેસે છે કે હવે તો ટાઇમ થઈ ગયો છે માટે કોણ પૂજા કરવા જાય? કાલે કરીશુ, પરમાત્મા ક્યા ચાલ્યા જવાના હતા આવા માણસો પણ આધુનીક સમયને વિષે ઘણાજ જોવામા આવે છે છતા પણ વ્યાપાર કર્ત્તવ્યોને કરીને ગયા હોય તોપણ થોડામા થોડો સમય પણ પૂજા કરવામા મનની સ્થિરતા નહિ રાખવાથી પ્રતિદિન મનની શીથિલતા વૃદ્ધિ પામી જવાથી પરિણામે અંતે પણ પૂજા કરવામા પરાઙ્મુખવાલા થાય છે અને કેટલાયેક કદાચ કરે છે તોપણ પાચ દશ મીનીટ ચિત્તની સ્થિરતાને નહિ કરતા સંસારની હાય લાયમા ભ્રમિત મનને વિશેષે કરી ભમાવતા અમે પરમેશ્વરની પૂજા કરી છે એમ સ્વઆત્માને સમજાવતા અને પ્રેક્ષકવર્ગને દેખાડતા મસ્તક ઉપરથી એક વેઠ ઉતાર્યા જેવું કરનારા પણ ઘણાજ દેખવામા આવે છે. તો હે મહાનુભાવો ! સંસારકર્ત્તવ્યો તો અનાદિ કાલથી અનંતા ભવોને વિષે છે છે ને છેજ, તેમજ આ ભવમાને

ભવોભવમા પણ છેજ, પરતુ પરમાત્માની પૂજા પ્રાપ્ત થવી મહાદુર્લભ છે. આવી રીતે વિચાર કરી ઉત્તમ જીવોયે સ્વલ્પ કાળ પણ શુદ્ધ ચિત્તથી પરમાત્માની પૂજા કરવાની ટેવ પાડી દઢ મનથી પરમેશ્વરની પૂજા રૂડી રીતે કરી માનવભવ સફલ કરી થોડા કાળમા સસારનો અત આવે તે પ્રકારે વર્ત્તવા જૈનોને ઉજમાલ થવુ તેજ પૂજા કરવાનુ અપૂર્વ ફળ છે

## परमात्मानी पुजा करवाना समये अज्ञानदशा दुर करी विवेक राखवानी जरुर

હે બાધવ ! પરમાત્માની પજા કરવાના દઢ પરિણામ કદાચ હોય તો પણ પ્રથમ અજ્ઞાન દશા દુર કરવી અને વિવેકને ધારણ કરવો તે સજ્જનોનુ ઉત્તમ કર્ત્તવ્ય છે જેમ અપૂર્વ રસવતી હોય પરતુ તેને વિષે ફક્ત લુણ ( મીઠુ ) ન હોય તો રસવતી સ્વાદ રહિત ભાસે છે તેમજ પરમાત્માની પૂજા કરનારાઓ અનેક પ્રકારે પરમાત્માની પજાને કદાપિ કરે પરતુ જો વિવેક ન હોય તો તે પૂજા જોઇયે તેવી લાભ-પ્રદ થતી નથી માટેજ મહાનુભાવોયે પ્રથમ અજ્ઞાનદશા દુર કરી વિવેકબુદ્ધિ ધારણ કરી ચાલતા જમાનામા પૂજાના અગે જે દોડધામ અને ધમપછાડ કરવામા આવે છે તેને દુર કરવી જોઇયે, સસારની વિકથા જાળ પ્રપચને વીસરાવી દેવા જોઇયે અને નિસ્સિહિત્રિકના અર્થને યથાર્થ રીતે જાણી અજ્ઞાનતા દુર કરી વિવેક ધારણ કરી માનસિક વાચિક અને કાયિક યોગોના રોધને કરી જો પરમાત્માની પૂજા કરવામા આવે તો નિશ્ચય પૂજા કરનાર અલ્પકાળને વિષે શિવ સુખનો ભોક્તા થાય તે નિર્વિવાદ છે. માટે પૂજા કરનારા હે બધવો ! વિવેક રાખી પરમાત્માની પૂજા કરતા શીખો, કે તમો શીઘ્રતાથી સદ્દગતિના ભોક્તા થાઓ.

## परमात्मानी पुजा करनाराओए प्रथम देहशुद्धि करवानी फरज.

પરમાત્માની પુજા કરવા તત્પર થયેલા ભવ્ય જીવોએ પ્રથમ દેહ-શુદ્ધિ કરવી જોઇયે કારણ કે દેહશુદ્ધિ કર્યા શિવાય અર્થાત્ પ્રાસુક કલ્પનીય શુદ્ધ પાણિ વડે કરી દેહનુ પ્રક્ષાલન કર્યા શિવાય વીતરાગ મહારાજને સ્પર્શ સરિખો પણ થઇ શકે નહિ બાહ્ય થકી પાણિથી સ્નાન કરી પુજા કરનારા ઘણાજ જોવામા આવે છે પરંતુ તેને વિષે પણ મુખ્ય વૃત્તિથી વિવેકની ઘણીજ ખામી જોવામા આવે છે માટે વિવેક સહિત સ્નાન કરવુ તેજ શ્રેયસ્કર છે

### स्नानस्वरूपम्

### यदुक्तं श्राद्धदिनकृत्ये—

**तसाइजीववरहिए भुमिभागे विसुद्धए ।**
**फासुएण तु नीरेणं, इयरेणं गलिवणओ ॥ १ ॥**

ભાવાર્થ—ત્રસાદિક જીવ રહિત શુદ્ધ ભૂમિ ભાગને વિષે બેસી ગળેલ અને પ્રાસુક પાણિવડે કરી ભવ્ય શ્રાવક વિધિ સહિત સ્નાન કરે.

**तथा च—काउणं विहिणा ण्हाण सेयवत्थनियंसणो ।**
**मुहकोसं तु काऊण गिहबिंबाणि पमज्जए ॥ २ ॥**

ભાવાર્થ—વિધિ સહિત સ્નાન કર્યા પછી શ્વેત વસ્ત્રને ધારણ કરી મુખકોષ બાંધી શ્રાવક ગૃહબિંબોના પ્રમાર્જનને કરે.

**अपि च—वन्नगंधोवमेहिं च पुप्फेहिं पवरेहि य ।**
**नानापयारबंधेहिं कुज्जापूयं वियक्खणो, ॥ ३ ॥**

ભાવાર્થ—ત્યારબાદ કેસર બરાસ વિગેરે સુગંધિ દ્રવ્યો વડે કરી તથા સારા વર્ણવાળા તથા સારા સુગંધવાળા રાજ્યપાદિક સુગંધિ

પ્રવર પુષ્પો વડે કરી તથા વિવિત્ર પ્રકારની ગુ થણીથી ગુ થેલા પુષ્પના સમુહ વડે કરી વિચક્ષણ માણસ જિનેશ્વર મહારાજની પૂજા કરે.

વિવેચન—પરમાત્માની પૂજા કરનાર ભવ્ય જીવોને શ્રીમાન્ શાસ્ત્રકાર મહારાજા ફરમાન કરે છે કે દેહશુદ્ધિને માટે પ્રાસુક પાણિ વડે કરી પ્રથમ સ્નાન કરવુ જોઇયે અને સ્નાન કરવા બેસવાની ભૂમિ પણ મળ મૂત્રાદિક અપવિત્ર પદાર્થ રહિત હોવી જોઇયે એટલુજ નહિ પરંતુ જીવજંતુ નીલ ફુલ વિગેરેથી વર્જિત અને સર્વથા શુદ્ધ હોવી જોઇયે આવી શુદ્ધ ભૂમિને વિષે સ્નાન કરવા બેસનાર માણસોયે એટલું તોજ જરૂર યાદ રાખવુ જોઇયે કે સ્નાન કરવાનુ ધોતીયુ સર્વથા અલગ જુદુજ રાખવુ કારણકે શાસ્ત્રને વિષે શાસ્ત્રકાર મહારાજાયે ભવ્ય જીવોના ઉપકારના અનુગૃહ માટે ભવ્ય જીવોને જુદા જુદા સમયે પહેરવાના જુદા જુદા સાત ધોતીયા કહેલા છે તે સાતમા સ્નાન કરવાનુ ધોતીયુ પણ સર્વથા જુદુજ કહેલુ છે છતા પણ ચાલતા જમાનામા વિવેકરહિત જીવો વડીનીતિ તેમજ લઘુનીતિ (મલ મૂત્ર) ત્યાગ જે ધોતીયાયે કરેલ હોય છે તે ધોતિયુ પહેરી સ્નાન કરીને પછી પૂજા કરવા જાય છે આ કેવલ ભૂંડી રીતિ અજ્ઞાનિ જૈનોને પાપકર્મના ભોક્તા બનાવે છે માટે ડાહ્યા અને વિવેકી જૈનોયે પૂજા કરવા સ્નાન કરવા માટે જુદુ ધોતીયુ રાખી અને નિરંતર સ્નાન શિવાય બીજા કોઇપણ કાર્યમા નહિ વાપરતા વીતરાગ મહારાજની આજ્ઞાનું પ્રતિપાલન કરવા તથા શાસ્ત્રકાર મહારાજાનું બહુ માન કરવા તેમજ અજ્ઞાનતા દુર કરવા તથા પાતિક હણવા અને ભવસમુદ્ર તરવા માટે પૂજા કરવા સ્નાન નિમિત્તનું ધોતીયુ જુદુજ રાખવું શ્રેયસ્કર છે.

હવે બીજુ કારણ અજ્ઞાનતાનુ એ જણાવવાનુ છે કે જે ધોતીયુ પહેરીને જૈનો સ્નાન કરે છે તે ધોતીયુ વડીનીતિ લઘુનિતિનુ હોય અથવા તો સ્નાન કરતી વેળાયે પહેરીને સ્નાન કરવા માટે જુદુ જ હોય તે ધોતીયુ પહેરી સ્નાન કરી પહેરેલા ધોતીયાનો આગળનો અર્ધ છેડો કાઢીને બે હાથે નીચોવી તેજ ધોતિયા વડે કરી પોતાના હાથ પગ મુખ અને શરીરને સાફ કરનાર તેમજ લુછનારાઓ પણ ચાલુ જમાનમા ગણાજ જૈનો જોવામા આવે છે અને આ પણ જૈનોની કેવલ અજ્ઞાન દશાજ છે કારણકે સ્નાન કરેલા ધોતીયાથી પોતાના શરીરને સાફ કરી પરમાત્માની પૂજા કરવા જવુ તે લાયક નથી, માટે વિવેકી માણસોયે શરીરને સાફ કરવા માટે કેવલ અલગ જુદોજ રૂમાલ રાખવો લાભકારી છે

હવે સ્નાન કરી શરીર સાફ કર્યા બાદ શુદ્ધ કામલી પહેરી જેમ કોઇ માણસ સ્નાન કરીને ધૂળમા લોટવાનો ધંધો કરે તેમજ જૈનો પણ કામલી પહેરી સ્નાન કરેલા ધોતિયાને કાઢી નાખી પાણિ લઇ તે ધોતિયા ઉપર રેડીને બે હાથે ધમધમાવા મંડી જાય છે તે એવી રીતે કે જાણે ધોબી લુગડા ધોવા બેઠા અથવા તો નદી તલાવે જઇને જાણે ધોવા બેઠા એવી ક્રિયા કરવા માંડે છે અને આવી રીતે કરતા સ્નાન કરેલા શુદ્ધ શરીરના ઉપર તે લોતિયુ ધોતીઆના અશુદ્ધ છાટા ચોફેર પડે છે અને આવા અશુદ્ધ શરીરે પૂજા કરતા નિર્વિવેકી જૈનો પુન્યને બદલે પાપકર્મ બાધે છે એટલુંજ નહિ પરંતુ શુદ્ધ કામલીના ઉપર અશુદ્ધ ધોતિયું ધોયેલા છાટા નાખી કામલીને પણ અશુદ્ધ કરે છે અને આવીરીતની અસભ્ય ક્રિયાથી લાભને બદલે તોટા થાય છે અને સ્નાન કરી દેહશુદ્ધિ કરવાની આવશ્યકતા

પણ સર્વથા નિષ્ફલપ્રાય થાય છે ને સ્નાન કરવાનુ પ્રયોજન પણ સર્વથા નકામુ બની જાય છે માટે સુજ્ઞ જૈનોયે સ્નાન કરેલું ધોતિયું ધબધબાવવુ છોડી દઇ એક બાજુ અલગ મુકી દેવુ પરંતુ શરીરના ઉપર તેમજ કામલીના ઉપર એક પણ પાણિના બિંદુને પણ પડવા દેવુ નહિ, કદાચ પૂજા કરતા વિલબ થતો હોય તો એવા ધીમા પ્રચારથી ધોતિયામાથી પાણિને દુર કરવુ કે એક છાટો માત્ર શરીર તેમજ કાબલી ઉપર લાગે નહિ માટે પૂજા કરનારા તમામ ભવ્ય જીવોયે ઉપરોક્ત બીના બરાબર લક્ષમા રાખી તે પ્રમાણે વર્ત્તવા ઉજમાળ થવુ તેજ ભવ્ય જનોનુ ભૂષણ છે.

## पूजा करनाराओने चांदला करवामा केशर वापरवानी उदारता.

સ્નાન કરી કાબલી પહેરી પૂજા કરનારા જૈનો જ્યા પૂજા કરવાના વસ્ત્રો રહેલા હોય છે ત્યા આવે છે અને પૂજાના વસ્ત્રોને ધારણ કરી ચાદલા કરવા માટે કેશરની વાટકીયો અને આરિસો હોય છે ત્યા આવે અને હાથમા આરિસો લઈ મુખાગ્રને નિહાલતા જૈનો કેશરની વાટકીમા આગલી બોળી કેશરનું ટીલુ કપાળમા કરવા માટે ઉદ્યમ શરૂ કરે છે કપાળમા ટીલુ કરી આરિસામા મુખને જોતા જો ટીલું સારૂ થયુ હોય નહિ તો હાથ વતી લુછીને સાફ કરે છે આવી રીતેં બે ચાર છ દશ વાર કરતા કેશરનો ઘાણ સારી રીતે જૈનો વાળે છે ડાહ્યા ડમરા જૈનો સાધારણ ખાતાના કેશર વાપરવામા આવી મહાન્ ઉદારતા બતાવે છે, જો ઘરના કેશરના ચાદલા કરવામા આવતા હોય તો તો અલબત ચક્ષુ ખુલી જાય પરંતુ પરભાર્યું પોણાબાર પચાસવાર આદલા કરી લુંછી નાખે તો પણ તેમને શુ બગડવાનુ હતું? વળી વિશે-

ામા તો એ કે જો બરાબર લાલ કેશર હોય નહિ તથા પાણિ જેવું હોય તો દેહેરાસરજીના પુજારાનુ ઉપર તિરસ્કારના વચનોનો મારો શરૂ કરે અને કોઇકિ સમજુ માણુસ નાહક કેશર બગાડવુ નહિ આવો ઉપદેશ આપે તો ગાળોના વરસાદથી બિચારાને વ્યાજ પુરેપુરો કરી દેવામા ચુકે નહિ, લાગ પડે તો દેહેરાસરજી ખાતાના મુનિમને પણુ પ્રસાદિ ચખાડયા શિવાય રહે નહિ. આવા વિવેકહીન લોકો પણુ સ્થળે સ્થળે વારવાર અત્યારે બાહુલ્યતાથી જોવામા આવે છે તો આવી અજ્ઞાનદશાને દુર કરી વિવેકી જૈનોને સાધારણુ ખાતાના કેશરનો ચાદલા નિમિત્તે થતો બગાડો સર્વથા દુર કરવો જોઇયે છતા શોખ હોય અને ટેવ પડી હોય તો પોતાના ઘરનુ કેશર કાઢી ગમે તે પ્રકારે વર્તવામા પોતાને હરકત આવશે નહિ પરતુ સાધારણુ ખાતાના કેશરનો બગાડો થતો દુર કરી જૈનોયે સાવચેતીથી વર્તવું જોઇયે.

## पूजा करनाराओमां भ्रष्टता

હવે સ્નાન કર્યા બાદ દેહેસરજીના ગભારામા પૂજાના વસ્ત્ર પહેરી ચાદલો કરી જેવા પ્રવેશ કરે છે કે તુરત દર્શન કરવા આવેલા લોકોના ટોળામા ઘુસી જઇ મૂળ ગભારામા પ્રવેશ કરી પરમાત્માની પૂજા કરવા મડી જાય છે વાચકવર્ગ ! પૂજા કરનારા જૈનોની મૂર્ખતાની હદ આવી રહી તેનો તું ખ્યાલ કરજે. જ્યારે સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી હસ્તકમલમા કેશર તથા પુષ્પાદિક લઇ સ્નાન નાહ કરવાથી અપવિત્ર રહેલા લોકોને સ્પર્શ કરી પૂજા કરનારાઓ પૂજા કરે તો તેમને સ્નાન કરવાનું તથા શુદ્ધ વસ્ત્રો પહેરવાનુ પ્રયોજન શુ હતુ ? બસ કાઇજ નહિ. માટે હે મૂર્ખ જૈનો ! સમજો અને વિચારો તથા સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરી બીજા કોઇપણુ માણુસનો સ્પર્શ

કરવોજ નહિ આવો નિયમ ગ્રહણ કરી ભ્રષ્ટતા દુર કરવા સમર્થ-માન થાઓ.

મહાનુભાવો, પરમાત્માના મૂળ ગભારામા જઈ વિવેક રાખવાની ખાસ આવશ્યકતા છે ઘણાખરા જૈનો ગભારામા પ્રવેશ કરી ખુલ્લે મુખે બરાડા પાડવા માડે છે અને તેમ કરતા થુકના છાંટા તથા શ્વાસોશ્વાસની દુર્ગંધ પરમાત્માને લાગે છે તેથી અજ્ઞાનિ માણસો ઘણાજ ચીકણા કર્મ બાધે છે માટે દરેક પૂજા કરનારા ઉત્તમ જીવોયે મુખ અને નાસિકાના વચનો ને શ્વાસોશ્વાસ રોકવા માટે મુખ અને નાસિકા ઉપર સારી રીતે ઉતરાસગનો છેડો આડો રાખી ધીમા અને ગભીર સ્વરથી બોલવુ તેજ શ્રેયસ્કર છે.

ત્યારબાદ વીતરાગ મહારાજની ધૂપ વડે કરી પૂજા કરવા માટે જૈનો મોટામા મોટી આગલીના પર્વ ( વેઢા ) જેવડી અગરબત્તીના ટુકડાને લઇને મુખને વિષે વસ્ત્રનો છેડો આડો રાખ્યા શિવાય બુમો મારવા માડે છે કે—

અમે ધૂપની પૂજા કરીયેરે હો મન માન્યા મોહનજી,
દુર્ગંધ અનાદિની હરીયેરે હો મન માન્યા મોહનજી.

પ્રિય વાચક ! મહા અફસોસની વાર્તા છે કે આગલી પર્વના સમાન સૂક્ષ્મમા સૂક્ષ્મનાનો અગરબત્તીનો ટુકડો લેવાથી તેના અદરથી ધૂમાડો સરખો પણ નીકળતો દેખાતો નથી તો પરમાત્માને ધૂપ તો થાયજ શાનો ? તથા પોતાની તેજ દિવસની દુગધિ દુર થતી નથી તો અનાદિ કાલની દુર્ગંધતા દુર થાયજ શાની ? અલબત્ત નજ થાય, કારણકે મનહર ધૂપધાણાને વિષે અગર બરાસ કપૂર અને દશાગ ધૂપને સારી રીતે નાખવાથી સમગ્ર જૈનમદિર મહમહાયમાન થઈ જાય ત્યારેજ ધૂપ-

પૂજા સત્યતાથી કરેલી માનવી અને પોતાની અનાદિકાલની દુર્ગંધતા પણ ત્યારેજ દુર થયેલી જાણવી, પરંતુ તે પ્રકારે તો અત્યારે ક્વચિત્ ક્વચિત્ સ્થળે જોવામા આવે છે. વળી વિશેષ ખુબી તો એ દેખવાની છે કે લગાર માત્ર ધૂપના કકડાને લઇ ઠેઠ પરમાત્માની મૂર્તિ સુધીમા નજીક લઈ જઇ તે કકડો બાળવાથી થયેલી રક્ષા પરમાત્માના ઉપર નાખી કેવલ આશાતના કરતા અત્યારે ઘણાખરા જૈનો જોવામા આવે છે માટે હે બધવો ! ચેતો, મૂળ ગભારામા ખુલ્લે મુખે ધુમ મારવી બંધ કરો તથા મુખ તેમજ નાસિકાના શ્વાસોશ્વાસને વસ્ત્રના છેડા વડે કરી રોકો તથા ધૂપ પણ સારો સુગંધીદાર વિશેષ રાખી પરમાત્માની નજદીકનો ભાગ છોડી દઈ દુર ઉભા રહી ધૂપને ઉખેવો કે તેમ કરવાથી ઘણાં કર્મોને ક્ષણવારમા નાશ કરવા શક્તિવત થાઓ સુગંધિ ધૂપ તેજ ઇહિલોક પરલોકમા ઉત્તમ પ્રકારની સામગ્રીને સૂચવનાર છે તેમ શાસ્ત્રકાર મહારાજા કથન કરે છે.

**यदुक्तं सिद्धांते—**

**मयणाभिचंदणागुरु,कप्पुरसुअंधगंध धूवेहिं।**
**पूअइ जो जिणचंदं पुइज्जइ सो सुरिं देहिं ॥ १ ॥**

ભાવાર્થ—કસ્તુરી તથા ચદન તથા અગર તથા કપૂર તેમજ વિશેષ પ્રકારના સુગધિદાર ગધ ધૂપ વડે કરી જે ભવ્ય પ્રાણિ જિનેશ્વર મહારાજની પૂજાને કરે છે તે સુરેદ્રના સમુહ વડે કરી પૂજાવાને સમર્થમાન થાય છે.

કહેવાનુ તાત્પર્ય એ છે કે મહમહાયમાન સુગંધ પદાર્થવાળા સુગધિ દ્રવ્યોવડે કરી વીતરાગ મહારાજની પૂજા કરવાથી પૂજનાર પોતે પણ સ્વ-ક કાલને વિષે સુરેંદ્રના સમુહોથી પૂજાય છે અર્થાત્

સમગ્ર કર્મને ક્ષીણ કરી સ્વર્ગ મૃત્યુ ને પાતાળના જીવોથી પોતે પણ પૂજાય છે. તો હે ઉત્તમ જીવો, તમે જરા ખ્યાલ કરો આવા ઉપરોક્ત ઉત્તમ પ્રકારના સુગંધિ દ્રવ્યોથીજ પરમાત્માની પૂજા કરવાથી સંસાર-ચક્રવાલને વિષે પરિભ્રમ કરવું પ્રશાંતભાવને પામે છે માટે ઉત્તમ પ્રકા-રના ધૂપને ગ્રહી વિવેક સહિત ધૂપ પૂજા કરી સ્વ આત્માને તારવા ઉજમાલ થાઓ

**वीतराग महाराजने प्रक्षालन करतां राखवा लायक शान्तता**

ત્યારબાદ જૈનો પરમાત્માને સ્નાત્ર કરાવવા ઉજમાલ થાય છે તે સમયે શાંતિ રાખવી જોઇયે તેના બદલામા ઘણાભાગ લોકો ઉતા-વળ કરતા હાલમા માલુમ પડે છે પરમાત્માના આભૂષણો ઝપાઝપ ઉતારવા મંડી જાય છે અને તેમ કરતા પોતાના હાથનો અને આભૂ-ષણોનો ઠપકો પરમાત્માની મૂર્ત્તિને લાગવાથી આશાતના થાય છે તેનુ પણ ભાન ભાગ્યેજ જોવામા આવે તથા આભૂષણ ઉતાર્યા પછી પણ મોરપિંછી શીઘ્રતા વડે કરી અવિવેકથી પરમાત્માના ઉપર ફેરવ-વામા આવે છે અને તેથી પરમાત્માની આશાતના થાય છે તેનુ પણ જ્ઞાન જૈનોને દેખવામા આવતુ નથી ત્યારબાદ વાળાકુંચીયો લઇ ધડા-ધડ ને તડાતડ પરમાત્માના ઉપર ઘસવા માંડે છે, આહા? શું અજ્ઞાનતા? એટલુ પણ લક્ષ હોતુ નથી કે ઇહા બ્રુસ વડે કરી વસ્ત્રો સાફ કરવાના નથી પરંતુ પરમાત્માના ઉપર ચડેલ કેશર વિગેરે સાફ કરવાનું છે, માટે ધીમે અને પોચે હાથે વાલાકુંચી એવી રીતે ફેરવવી જોઇયે કે તેનો શબ્દમાત્ર પણ પાસે ઉભેલો માણુસ સાંભળી શકે નહિ પરંતુ આવી રીતે નહિ વર્ત્તવાથી જૈનો અવિવેકથી પુન્યને બદલે પાપ બાંધે છે તથા સ્નાત્ર સમયે ઉતાવલ કરવાથી દુધ અને પાણિ ભરેલા કળ-શોનો તેમજ તેમના નાળવાનો પરમાત્માની મૂર્ત્તિને ઠપકો લાગતા

વાર થતી નથી માટે આશાતના ટાળવા માટે અને સુકૃત કર્મ ઉપાર્જન કરવા માટે ઘણીજ કાળજી અને શાતતાપૂર્વક પરમાત્માના આભૂષણો ઉતારવા મોરપિછી ફેરવવી તથા વાળાકુચી કરવી સ્નાત્ર કરાવવુ એટલુજ નહિ પરંતુ અંગલુછણા કરતી વેલાયે પણ કોમળ હસ્તથી અંગલુછણા કરી જૈનોએ શાંતિ રાખી શાંતતાથી ઉપરોક્ત કર્ત્તવ્યો કરવા જોઇયે અને તેમ કરવાથીજ જૈનો પૂર્ણ પુન્યના ભાગીદાર બને છે.

## पुजा करवामां धमाधम.

ત્યારબાદ કેસરની વાટકી ભરી ઉતાવળથી પૂજા કરવા ઉજમાળ થાય છે જેમ ભુખ્યા માણસને ખાવાને માટે ભોજન આપેલુ હોય છે તે ટપોટપ ભોજનના કોલીયા ગળે ઉતારવા મંડી જાય છે અને ગટાગટ ગળી જાય છે તેમ ઉતાવળીયા માણસો પણ એક આંગળી. વાટકીમા અને બીજી પરમાત્માના અંગ ઉપર આવી રીતે સટાસટ લોચા વાળવા મંડી જાય છે પરંતુ પરમાત્માને આંગળીયેના ઘોદા પોતે મારે છે તથા પોતાના નખનો સ્પર્શ થાય છે અને આશાતનાનો પાર રહેતો નથી તેની કાંઇપણ સુઝ જૈનોને પડતી નથી માટે વિશેષતાથી શાંતિ રાખી મર્યાદા અને વિવેક સહિત પરમાત્માની પૂજા કરવી તેજ મહાનુભાવોનો મહાન્ ધર્મ છે.

વળી કેટલાક મનુષ્યો મુખકોષ પણ બરાબર બાંધતા નથી તેમજ કેટલાયેક તો ઉતરાસંગથી મુખકોશ બાંધી પૂજા કરે છે તેમ કરવાથી પણ શ્વાસોશ્વાસાદિકનો રોધ બરોબર થતો નથી વળી કેટલાયેક તો બોકાસા બાંધે છે તેમા કેવલ દાઢીનો બંધ થાય છે અને નાસિકા તથા મુખ તો સર્વથા ખુલ્લા રાખે છે ને એવીજ રીતે પૂજા કરી

લાભને બદલે મહા મલીન કર્મ બાંધે છે માટે દરેક ધર્મિષ્ટ ભાઇઓએ મુખ કોશ અને નાસિકાનો અગ્રભાગ અષ્ટપડવાળા રૂમાલ વડે કરી બાંધી વિધિ સહિત પરમાત્માની પૂજા કરવી જોઇયે કારણકે શાસ્ત્રકાર મહારાજે અષ્ટપડ વડે કરી મુખકોશાદિક બાંધી પૂજા કરવાને માટે ભવ્ય જીવોને ફરમાન કરેલ છે.

કિં બહુના, શાસ્ત્રકાર મહારાજે ભવ્ય જીવોને પૂજા કરવાના સમયે સાત પ્રકારની શુદ્ધિ રાખવાને માટે ખાસ આગ્રહપૂર્વક સૂચના કરેલ છે. કહ્યુ છે કે.

**यदुक्तं—मनोवाक्कायवस्त्रोर्वी पूजोपकरणस्थितौ ।**
**शुद्धिः सप्तविधा कार्या, श्रीजिनेन्द्रार्चनक्षणे ॥ १ ॥**

ભાવાર્થ—શ્રીમાન્ જિનેશ્વર મહારાજની પૂજા સમયને વિષે મુક્તિઅભિલાષી જીવોયે મન શુદ્ધિ ૧ વચન શુદ્ધિ ૨ કાય શુદ્ધિ ૩ વસ્ત્ર શુદ્ધિ ૪ પૃથ્વી શુદ્ધિ ૫ પૂજાના ઉપકરણની શુદ્ધિ ૬ તથા સ્થિતિ શુદ્ધિ ૭ આ સાત પ્રકારની શુદ્ધિ રાખવાને માટે ફરમાન કરેલ છે માટે ભાગ્યવાન જીવોયે ઉપરોક્ત સાત પ્રકારની શુદ્ધિ જિનેશ્વર મહારાજની પૂજા સમયે જરૂરાજરૂર કરવી જોઇયે.

**यथा मनःशुद्धिः**

પરમાત્માની પૂજા કરનારા જીવોયે મનશુદ્ધિ કરવી આ મન શુદ્ધિ ઘરબાર દુકાન વ્યાપાર લક્ષ્મિ લેવડ દેવડ સ્ત્રિ કુટુંબના પરિહાર વડે કરી થાય છે, પૂજા કરવા ગયેલ માણસનું પુદ્ગલ કેવલ જિનેશ્વર મહારાજ ચૈત્યને વિષે જાય છે અને ચેતન તો સંસારની આળ પંપાળ જાળના અંદર ફર્યા કરે છે તેવી રીતે પૂજા કરવાથી લેશ માત્ર ફાયદો થતો નથી પરંતુ પૂજા કરવામાં ચિત્ત નહિ હોવાથી પૂજા

કર્યાનું ફલ તથા સસાર સંબધિ લાભના ફલ પણ નષ્ટ થાય છે કિબહુના બન્ને થકી ભ્રષ્ટ થાય છે માટે હે ભવ્ય જીવો પૂજા કરતી સમયે ચાલાયમાન ચિત્તનો રોધ કરી ઉત્તમ પ્રકારે પૂજાના પૂર્ણ ફલને મેળવી પૂર્ણાનંદ પદ પ્રાપ્ત કરવુ તેજ શ્રેયસ્કર છે

## वचनशुद्धि

મોનવૃત્તિ અગીકાર કરી સાવદ્ય ( પાપ યુક્ત ) વચનનો પરિહાર કરવો તેને શાસ્ત્રકાર મહારાજા વચનશુદ્ધિ કહે છે અતએવ પૂજાને વિષે અવશ્ય મોન વૃત્તિ ભવ્યજીવોએ ધારણ કરવી જોઇયે જે માટે કહ્યું છે કે—

यदुक्तं-पडिलेहपुअभोअण, विआरभूमीपडिक्कमणकाले ।
मग्गे गच्छतेण मुणिणा मोण विहेयव्वं ॥ १ ॥

ભાવાર્થ—પડિલેહણ કરવાના સમયે તથા પૂજાના સમયે તથા ભોજન સમયે તથા વિહાર સમયે તેમજ વડીનીતિ તથા લઘુનીતિ કરવાના સમજ તેમજ માર્ગને વિષે ગમન કરતા સતા મુનિયોયે મૌનને ધારણ કરવુ જોઇયે.

વિવેચન-ઉપરોક્ત તમામ કર્તવ્યોને વિષે મોનવૃત્તિ ધારણ કરવી તે લાભદાયક છે તેમા પણ વિશેષ કરી પૂજા કરવાના સમયે મૌનપણું ધારણ કરવું તે ભવ્ય જીવોને એકાત રીતે હિતકારક છે. ચાલતા વતમાન કાલને વિષે ઘણા ખરા જૈનો પૂજાને કરનારા જોવામા આવી શકે છે પરંતુ તેને વિષે પણ મૌનવૃત્તિ ધારણ કરી પૂજા કરનારા પ્રાયઃ ઘણાજ સ્વલ્પ હશે તેનું કારણ એ છે કે પૂજા કરવાના સમયે ઘણા લોકોને દુહા વિગેરે બોલવાની ટેવ પડેલી હોય છે યદ્યપિ દુહા બોલવામા આવે તે મર્યાદાપૂર્વક બોલાય અને

પોતાને આશાતના નહિ થતા કાંઇપણ બાધકકર્તા ન થાય તો તે ઠીક છે પરંતુ અવિવેકથી દુહા બોલવામા આવે અને તેથી આશાતના થવાનો સંભવ રહે તો મૌનવૃત્તિ ધારણ કરવી તેજ લાભદાયક છે. દુહા બોલવાના સમયે મુખ પરમાત્માની મૂર્તિ પાસે રાખવું નહિ કારણકે તેમ કરતા શ્વાસોશ્વાસનો સ્પર્શ પરમાત્માને થાય છે તથા અજ્ઞાનતાથી થુંકના છાંટા પણ ઉડે છે માટે પૂજા કરવા સમયે મૌન કરવુ તેજ શ્રેયસ્કર છે.

વળી પૂજા કરવાના સમયે પાપમય વચનો પણ બોલવાલાયક નથી કારણકે તેવા વચનોનો ઉદ્‌ગાર કાઢતા મહા પાપ લાગે નિસ્સિહિત્રિકને વિષેજ સાવદ્ય વચનોને ત્યાગ કરવાનુ આવી જાય છે માટે આ સંબંધમા ડાહ્યા માણસોએ બરાબર વિચાર કરવો લાયક છે ચાલુ જમાનાને વિષે પૂજા કરવા જૈન મંદિરમા પ્રવેશ કરનારાઓનો પંદર આની ભાગ વચનશુદ્ધિ સાચવી શકતો નથી તેમા પણ અજ્ઞાનિ માણસતો બિચારા એમજ સમજે છે કે જૈન મંદિરમા પૂજા કરવા નિમિત્તે પ્રવેશ કર્યા પછી જો આપણે કાંઇપણ બોલીશુ તો આપણે દંડાશુ આપણને પાપ લાગશે એવી રીતે ડર ખાઇને મોન વૃત્તિ ધારણ કરે છે અથવા તો થોડુજ બોલે છે પરંતુ વિશેષ બોલનારા પૈકી સુધરેલ સમાજ અત્યારે ઘણોજ જોવામા આવે છે અને તે ધૂળ ધમાને માટે વચનશુદ્ધિ ત્યાગ કરી સાવદ્ય વચનોનો વરસાદ વરસાવી વીતરાગ મહારાજની આણાનો ભંગ કરી શાસ્ત્રકાર મહારાજાના વચનોને ઉત્થાપિ કેવલ મલીન અને ચીકણા પાપકર્મ બાધે છે તો તે જૈનોની મોટી ભૂલ છે કારણકે જો સાવદ્ય વચનો બોલવા હોય તથા લડાઈ ટંટો કરવો હોય તથા બીજાને ગાળો દેવી હોય તેમજ નિંદા વિકથાદિ કરવા હોય તો પૂજા કર્યા પછી જૈન મંદિર

બહાર જઇ ક્યા થઇ શક્તા નથી અલબત થઈ શકે છે કારણકે સંસાર અઢારે પાપસ્થાનથી ભરપૂર ભરેલોજ છે તો તેને વિષે જે કરવુ તે છાજી શકે તેમ છે પરંતુ ભવભીરૂ જૈનોયે તો પૂજા કરવાના સમયે જરૂગાજરૂર મોનવૃત્તિ ધારણ કરી વચન શુદ્ધિની વૃદ્ધિ કરી સાવધ વચનોને સમુદ્રપાર કરવા તેજ શોભાયુક્ત છે

## कायशुद्धि

મન તેમજ વચનશુદ્ધિ સ્થિર કર્યા બાદ પરમાત્માની પૂજા કરનારા જીવોને કાયશુદ્ધિ કરવાની ખાસ આવશ્યકતા છે અને પૂજાના સમયે સાવધ કાર્યના સાધનભૂત હસ્ત તેમજ ભ્રકુટિ વિગેરેની સંજ્ઞા પણ ન કરવી એટલે જે સંજ્ઞા કરવાથી પાપાચરણનો દોષ પ્રાપ્ત થાય તેવી કાયા વડે કરી સંજ્ઞા પણ ન કરવી કારણકે તેમ કરવાથી માનુષ્ય નિધ્વંસ પરિણામિ કહેવાય છે એક બાજુ પરમાત્માની પૂજા કરે અને બીજી બાજુ કાયા વડે કરી પાપકર્મના માર્ગ બતાવે તેમજ જીવોનો ઘાત થાય તેવી ચેષ્ટાઓ કરે તો તે માણસ પૂજાના લાભને ગુમાવી દઈ એકાંત રીતે પાપકર્મનોજ પોતે ભોક્તા થાય છે માટે ઉત્તમ જીવોયે પરમાત્માની પૂજા સમયે કાયાની સર્વ સાવધ કરણિયો અવશ્ય ત્યજવા લાયક છે.

હવે કેટલાયેક મનુષ્યોની એવી ટેવ હોય છે કે સ્નાન કર્યા પછી શુદ્ધ વસ્ત્રોને ધારણ કરી પૂજા કરવાના સમયે શરીરાદિકને ખણે છે પરંતુ શાસ્ત્રકાર મહારાજા તેમ કરવાનો જીવોને નિષેધ કરે છે કહ્યુ છે કે—

यदुक्तं-वत्थेण बंधीउणं आसं, अहवा जहा समाहीए ।
वज्जेयव्व तु तया, देहंमि विकंडूयणमाइ ॥ १ ॥

**कायकंडूयणं वज्जे, तहा खेलविगवणम ।**
**थुइथुत्तभणणं चेव, पुअंतो जगबंधुणो ॥ २ ॥**

ભાવાર્થ—પરમાત્માની પૂજા કરનાર પ્રાણિ વસ્ત્ર વડે કરીને એટલે અષ્ટપુટ વડે કરી પોતાના મુખકમલને બાંધી અથવા તો પોતાને જે પ્રકારે સમાધિ થાય તે પ્રકારે મુખકોશ બાંધી લીધા પછી શરીરને વિષે ખાજ આવે તો ખણવાદિકને ત્યાગ કરે તથા જગબંધવ એવા પરમાત્માની પૂજાને કરતો કાયાના ખણવાનો ત્યાગ કરી મુખમાથી તેમજ નાસિકામાથી કફ તેમજ શ્લેષ્માદિકના કાઢવાને પણ દુર કરે એટલુંજ નહિ પરંતુ તે સમયે સ્તુતિ સ્તોત્રને બોલવા પણ બંધ કરે ત્યારેજ પૂજા કરનાર પૂર્ણ લાભને પામી શકે છે.

હે મહાનુભાવો! પૂજા કરવાના સમયે સ્તુતિ સ્તોત્ર ભણવાને માટે શાસ્ત્રકાર મહારાજા મનાઇ કરે છે આધુનિક સમયમા પૂજાના અવસરે જે બુમો મારવાની ધમાલ ચાલે છે તેને ડાહ્યા માણસોયે શીઘ્રતાથી દુર કરી પોતાના માનવભવને સફલ કરવો જોઇયે

**वस्त्रशुद्धि:**

હે ઉત્તમ પૂજા કરવાના સમયે વસ્ત્રશુદ્ધિ ધારણ કરવાની પણ પૂરેપુરી ફરજ છે, જે માટે કહ્યુ છે કે,—

**यदुक्तं-न कुर्यात् संहित वस्त्रं, देवकर्मणि भूमिप ।**
**न दग्धं न तु वै छिन्न, परस्य तु न धारयेत् ॥ १ ॥**

ભાવાર્થ—હે રાજન્! દેવ પૂજાને વિષે સાધેલુ વસ્ત્ર પહેરવું નહિ તેમજ બળેલુ તથા છેદાયેલ વસ્ત્રને પણ ધારણ કરવુ નહિ તથા પરના વસ્ત્રને પણ પહેરવુ નહિ.

**पुनरपि-कटिस्पृष्टं तु यद्वस्त्रं, पुरीषं येन कारितम् ।**

मूत्रं च मैथुन चापि, तद्वस्त्रं परिवर्जयेत् ॥ २ ॥

ભાવાર્થ—વળી પણ પૂજા કરવાને વિષે કટિસ્પૃષ્ટ થયેલુ તથા મલમૂત્ર કરેલુ તથા મૈથુન સેવેલુ વિગેરે વસ્ત્રોને ત્યાગ કરવા.

अपि च-खंडित संहितं छिन्नं रक्तं रौद्रं कुवर्णकैः ।
दानं पुजा तपो होमसंध्यादिनिष्फलं भवेत् ॥ ३ ॥

ભાવાર્થ—ખડિત થયેલુ તથા સાધેલું તથા છેદાયેલુ તથા લાલ તેમજ રૌદ્ર અને કુવર્ણાદિક વડે કરી ઉચ્છિષ્ટભાવને પામેલુ વિગેરે અનેક પ્રકારના વસ્ત્રના પહેરવાવડે કરી દાન પૂજા તપ હોમ જાપ સધ્યાદિ વિગેરે અનેક પ્રકારના ધર્મકર્ત્તવ્યો જે તે કરેલા હોય તે સર્વ નિષ્ફલ થાય છે.

વિવેચન-દરેક કર્ત્તવ્યોને વિષે મુખ્યવૃત્તિથી વિવેકને ધારણ કરવો તેજ મનુષ્યોનુ મુખ્ય કર્તવ્ય છે. ચાલતા જમાનામા વ્યવહાર-માર્ગમા દુનિયાદારીનો દેખાવ વિવેકમા એટલો તો પ્રવેશ કરી ગયો છે કે જેટલો વિવેક વ્યવહારમાર્ગમા જૈનો ધારણ કરે છે તેનો અશ પણ પૂજા કરતી સમયે ભાગ્યેજ જોવામા આવી શકશે ! કેટલાક શાણા અને સમજુ માણસો તો વસ્ત્ર શુદ્ધિ સાચવે છે પરતુ તેવાઓ પણ ઘણાજ છે કે જેને વસ્ત્રશુદ્ધિ શુ છે તેવું ગ્નાન પણ ભાગ્યેજ હશે.

વિવેકરહિત જૈનો આજકાલ પૂજા સામાયક પ્રતિક્રમણ અને પૌવષધને વિષે ફાટેલા તુટેલા સાધેલા તેમજ છેદાયેલા ભેદાયેલા તેમજ બળેલા ઝળેલા તેમજ ખડન થયેલા અને મલીન વસ્ત્રો ધારણ કરી તમામ પ્રકારની ધાર્મિક ક્રિયાને કરતા બાહુલ્યનાથી જોવામા આવે છે, આ પણ એક મહા અફસોસની વાત છે.

મનુષ્યોને એટલો વિચાર કરવાનો છે કે સસારવ્યવહાર-

માર્ગમા ક્યા પ્રકારના વસ્ત્રો વપરાય છે, લગ્નાદિક પ્રસંગને વિષે તથા શ્રીમંતાદિક કર્ત્તવ્યને વિષે તથા રાજદરબારમા ગમનને વિષે તથા સભા સમાજ મિત્રમંડળ અને મેળાને વિષે તથા નાટકાદિકના પ્રેક્ષણ સમયે તથા બહારગામ ફરવા જવાને વિષે તેમજ મોજ શોખ નિમિત્તે જૈનો જે ઉત્તમ અને ભારે વસ્ત્રોને પહેરે છે એટલુજ નહિ પરંતુ જેવી રીતે વસ્ત્રશુદ્ધિ રાખે છે તે પ્રકારે ધાર્મિક કર્ત્તવ્યોમા લેશમાત્ર રાખતા હોય તેમ જાણવામા આવી શકતું નથી.

કિં બહુના જૈનોની, વ્યવહારમાર્ગને વિષે જેટલી વસ્ત્રશુદ્ધિ જોવામા આવે છે તેટલી ધર્મના કર્ત્તવ્યોમા લેશમાત્ર દેખાતી નથી તો આવા અજ્ઞાનિ મનુષ્યોએ વિચાર કરવો જોઇયે કે પરમાત્માની પૂજાના સમયે વસ્ત્રને વિષે જેટલી ખામી રાખે છે તેટલીજ ખામી ના પુન્યમા આવી પડે છે કારણ કે અખંડ અને ઉજવલ વસ્ત્ર વડે કરી પરમાત્માની પૂજા કરવાથી અખંડ અને ઉજવલ શુભ કર્મ બંધાય છે અને ખંડિત થયેલા તેમજ છેદાયેલા ભેદાયેલા ઉપરોક્ત વસ્ત્ર વડે કરી પૂજા કરવાથી કરેલી ધાર્મિક ક્રિયાઓ સર્વથા નિષ્ફલ થાય છે એટલુજ નહિ પરંતુ લાભને બદલે કેવલ હાનીજ થાય છે. આવુ જાણી ઉત્તમ મહાનુભાવ પૂજા કરવામા ભાવિક ભવ્ય બંધુઓયે શુદ્ધ સ્વચ્છ અખંડ ઉજવલ વસ્ત્રને ધારણ કરી પરમાત્માની પૂજા કરી અખંડ લાભ મેળવવા ચુકવુ નહિ.

વિચાર પણ એટલોજ કરવાનો છે કે વ્યવહારમાર્ગમા વસ્ત્રોને ધારણ કરી ઉપરલા ડોલની દેહયુક્ત ક્રિયા કરી પુદ્ગલને શોભાવી દુનિયાદારીમા આ જરા ઠીક છે આવા વર્ણાક્ષરો પ્રેક્ષક લોકો બોલે છે તેટલુજ કાને શ્રવણ કરી આનંદ માને છે. શિવાય બીજો કાંઇપણ

લાભ મળી શકતો નથી અને પરમાત્માની પૂજા કરતા વસ્ત્રશુદ્ધિ રાખવાથી મહા લાભ ઉત્પન્ન થાય છે માટે ઉત્તમ જીવોયે પૂજા કરવામા મલીન વસ્ત્રો ત્યાગ કરી અવશ્ય શુદ્ધ વસ્ત્રોને ધારણ કરી માનવ ભવ સફલ કરવો તેજ યોગ્ય છે

## पृथिवीशुद्धिः

વલી પણ પૂજા કરવાના સમયને વિષે ભૂમિશુદ્ધિ કરવી જોઇયે. મલશ્લેષ્માદિક અશુચિમય પદાર્થોના સંગરહિત શુદ્ધ પવિત્ર કરવી જોઇયે કારણ કે ભૂમિ અશુદ્ધ અને અપવિત્ર હોય તો પણ લાભ લેશ માત્ર પ્રાપ્ત થતો નથી માટે ઉત્તમ જીવોયે પૂજા કરતી વેળાયે ભૂમિને પણ અશુચિ પદાર્થો વડે કરી રહિત કરવી.

## पूजोपकरणशुद्धि

વલી પણ પૂજા કરનારા ઉત્તમ જીવોયે પૂજાના ઉપકરણોની શુદ્ધિને રાખવી શ્રેયસ્કર છે કારણ કે જો પૂજાના ઉપકરણો મલીન હોય તો અંદર સ્થાપન કરેલી વસ્તુઓ પણ મલીન ભાવને પામે છે એટલુજ નહિ પરંતુ આત્માના અધ્યવસાયના પરમાણુઓ પણ મલીન દશામા મગ્ન થવાથી પૂજા કરનારા જીવો જોઇયે તેવા લાભને મેળવી શકતા નથી માટે કલશો તથા લોટા તથા રકાબીયો તથા વાટકીયો શુદ્ધ અને સ્વચ્છ રાખવા જોઇયે તેમજ પૂજાના ઉપકરણો પોતાના ઘર-કર્ત્તવ્યને વિષે કોઇપણ દિવસ વાપરવા પણ નહિ

## स्थितिशुद्धिः

પરમાત્માના પ્રાસાદને વિષે પ્રવેશ કર્યા બાદ ચોરાશી આશાતનાને દુર થકી દુર કરવી જોઇયે તેમજ દશ મહા આશાતનાને ત્યાગ કરવી તથા ચૈત્યવંદન કરવાના સમયે મર્યાદાપૂર્વક બેસવુ તેમજ કાર્યો-

ત્સર્ગ કરતી વેળાયે પણ શરીરને વિષમ અવસ્થાયે સ્થાપન નહિ કરતા સ્થિરતાથી સ્થિતિ કરી સ્થિતિશુદ્ધિ ધારણ કરવી. આવી રીતે સાત પ્રકારની શુદ્ધિને ધારણ કરી વીતરાગ મહારાજની પૂજા કરનારા જીવો સ્વલ્પ કાલને વિષેજ અજરામર પદને પ્રાપ્ત કરવા સમર્થમાન થાયછે.

## पुष्पपूजास्वरूपम्

હવે સાત પ્રકારની શુદ્ધિને સાચવતા અને કેશરઅરાસાદિક સુગંધ પદાર્થવડે કરી પરમાત્માની પૂજા કર્યા પછી ભવ્યજીવો સુગંધિ છટાદાર પુષ્પના સમુહ વડે પરમાત્માની પૂજે છે અને તેમ કરવાથી શાસ્ત્રકાર મહારાજાયે પુષ્પપૂજા કરનારને મહાન્ લાભ સૂચવેલો છે.

यथोक्तं च-संसारपारगं वीतरागं मुक्तिसुखप्रदम् ।
चंपकादिकसद्यस्ककुसुमै पूजयेद् बुधः ॥ १ ॥

ભાવાર્થ—સંસારના પારને પામેલા તેમજ મુક્તિના સુખને આપવાવાળા એવા શ્રીમાન્ વીતરાગ મહારાજની ચંપકાદિક તેજ દિવસના સુગંધિ તથા પ્રફુલિત પુષ્પો વડે કરીને પંડિત પુરૂષ પૂજાને કરે-તેજ દિવસના પ્રફુલિત વિવિધ પ્રકારના પુષ્પ વડે કરી જૈનો પરમાત્માની પૂજાને કરે, પરંતુ અપવિત્ર પુષ્પો વડે કરી તેમજ નિર્ગંધ તથા મલીન પુષ્પો તેમજ જૂના પુષ્પ વડે કરી પૂજા કરવાને માટે શાસ્ત્રકાર મહારાજા નિષેધ કરે છે માટે તેવા પ્રકારના અપવિત્ર પુષ્પો પૂજાદિક કર્તવ્યોને વિષે વાપરવા નહિ. કહ્યું છે કે—

उक्तं च-हस्तात्प्रस्खलितं क्षितौ निपतितं लग्नक्वचित्पादयो-
र्यन्मूर्द्धोर्ध्वगतं धृतंकुवसनैर्नाभेरधो यद्धृतम् ।
स्पृष्टं दुष्टजनघनैरनैभिहतं यद् दूषितं कीटकै-
स्त्याज्यं तत्कुसुमं दलं फलमथो भक्तैर्जिनप्रीतये ॥ २ ॥

ભાવાર્થ—હાથ થકી સ્ખલના પામેલ તથા પૃથ્વીને વિષે પડી ગયેલ તથા પગને વિષે લાગેલ તથા મસ્તક થકી ઉંચે ગયેલ તથા ખરાબ વસ્ત્રમા ધારણ કરેલ તથા નાભિકમલથી નીચે રાખેલ તથા દુષ્ટ લોકોયે સ્પર્શ કરેલ તથા મેઘથી હણાઈ ગયેલ તથા કીડાઓથી દૂષિત થયેલ પત્ર પુષ્પ અને ફલને ભક્તિવાલા માણસોયે જિનેશ્વર મહારાજની પ્રીતને માટે ત્યાગ કરવુ જોઇયે અર્થાત્ ઉપરોક્ત પ્રમાણે દૂષિત થયેલા પત્રપુષ્પ અને ફૂલો જિનેશ્વર મહારાજને ચડાવવા નહિ. વળી પણ કહ્યું છે કે—

**तथा च—न शुष्कै पूजयेद्देवं, कुसुमैर्न महीगतै।**
**न विशीर्णदलैः स्पृष्टैर्नाशुभैर्नाविकाशिभि ॥ ३ ॥**

ભાવાર્થ—શુષ્ક તથા ભૂમિ ઉપર પડેલા તથા શટન પટન થયેલા તથા અશુભ પદાર્થથી સ્પર્શ થયેલા તથા વિકસ્વરપણાને નહિ પામેલા એવા પુષ્પ તથા પત્રો વડે કરી જિનેશ્વર મહારાજની પૂજાને કરવી નહિ. વળી પણ કહ્યું છે કે—

**अन्यच्च—पूतिगन्धान्यगन्धानि, अम्लगन्धानिवर्जयेत्।**
**कीटके शापविद्धानि, शीर्णपर्युषितानि च ॥ ४ ॥**

ભાવાર્થ—વળી પણ દુગધવાલા તેમજ અન્ય ગધવાલા તથા તથા અમ્લ ગધવાલા તથા કીડાઓ તેમજ અન્ય જીવજતુઓ તથા કેશાદિક વડે કરી વિધાયેલા તથા વિશીર્ણભાવને પામેલા તેમજ કમલાઇ ગયેલા ગ્લાનપણાને પામેલા એવા પુષ્પ પત્રોને પણ ઉત્તમ જીવોયે પરમાત્માની પૂજા કરતાં ત્યાગ કરવા. વળી પણ કહ્યુ છે કે—

**किं च—पुजांकुर्वेणंगलग्नैर्धरायां पतितैः पुनः।**
**य. करोत्यर्चनं पुष्पै रुच्छिष्टः सो हि जायते ॥**

ભાવાર્થ—પૂજાને કરનાર માણસ પૂજા કરતો સતો શરીરને વિષે લાગેલા તેમજ પૃથ્વીને વિષે પડેલા પુષ્પો વડે કરી વીતરાગ મહારાજની પૂજાને કરે તો તે માણસને ઉચ્છિષ્ટ એટલે નીચ કુલને વિષે જન્મને પામે છે માટે વિચક્ષણ જીવોયે પૂજા કરતા પુષ્પ ચડાવતી વેળાયે ઉપયોગતાથી સાવચેતી રાખવાની ખાસ સાવચેતી રાખવી.

**पद्मपुराणेऽपि**

**कीटकेशापविद्धानि, शीर्णपर्युषितानि च ।**
**वर्जयेदूर्णनाभेन, वासितं यदि शोभनम् ॥ १ ॥**

ભાવાર્થ—કીડાઓ તથા કેશાદિક વડે કરી વિધાયેલ તેમજ વિશીર્ણભાવને પામેલ તથા મ્લાન થઈ ગયેલ પુષ્પોને ત્યાગ કરવા તથા ખરાબ વસ્તુથી વાસિત થયેલ પુષ્પ જો કે સારૂ હોય તો પણ ત્યાગ કરવુ.

વિવેચન-શાસ્ત્રકાર મહારાજા કથન કરે છે કે ઉપયોગે ધર્મ છે અને તેથી કરી જે જે કર્ત્તવ્યો ઉપયોગપૂર્વક કરવામા આવે છે તેમા બહુજ આનંદ ઉપજે છે એટલુજ નાહ પરંતુ લાભ પણ ઘણોજ થાય છે પરમાત્માની પૂજા કરનારા ભવ્ય બાંધવોને સર્વ કર્ત્તવ્યો કરતા પુષ્પને વિષે વિશેષ પ્રકારે ઉપયોગ રાખવાની આવશ્યકતા છે હાલમા પુષ્પશુદ્ધિનો ઉપયોગ ઘણોજ અલ્પ જોવામા આવે છે, પરમાત્માની પૂજા કરવામા પુષ્પ ચડાવનાર બહુજ નજરે પડે છે પરંતુ તેમાં વિચારશીલ માણસો ઘણાજ કમી હોય છે, ખરૂ પુછાવો, તો પ્રથમ પુષ્પોને ભવ્ય જીવોયે પોતાના હસ્તથીજ છોડ ઉપરથી ચુટવા જોઇયે તે પણ એવા તો કોમળપણાથી કે પુષ્પના છોડના જીવને તો શુ પરંતુ પુષ્પના જીવને પણ કીલામણા થાય નહિ. તેની રીતે કરવાથીજ જૈનોનો પ્રથમ

રૂપયોગ સચવાય છે આધુનીક સમયને વિષે હલકા વર્ણના માણુસે પાસે પુષ્પો મગાવવામા આવે છે અને હલકા માણુસોયે લાવેલા પુષ્પો લઇને પૂજા કરવામા આવે છે તે વર્જ્યજ અનુચિત છે કારણુ-કે લાવનાર માણુસ હલકા વર્ણનો હોય છે તેથી તેમના શરીરની તેમજ વસ્ત્રની શુદ્ધિ તેમજ પુષ્પ લાવવાની છાબડી તેમજ ટોપલીની પણ શુદ્ધિ હોતી નથી તેમજ પુષ્પના છોડ ઉપરથી પુષ્પોને ક્યા પ્રકારે ગ્રહણ કરવા તેમા તેમના ભાન સાનની સ્વપ્ને પણ ખબર હોતી નથી. વળી તે માણુસ અજ્ઞાનિ હોવાથી પુષ્પ ભરેલ છાબડી ટોપલા તેમજ વસ્ત્રને ઉચ્છિષ્ટ ભૂમિ ઉપર મુકે છે તેથી પુષ્પો અપવિત્ર થાય ને પણ તેને ખબર નહિ હોવાથી દરેક જૈન ભાઇયોને વિચાર કરવ-લાયક છે પુષ્પોને ગ્રહણ કર્યા પણ તપાસ કરવાની પરવા પણ કેને હતી જેના તેવા હોય તોપણ આખો મીંચીને ચડાવી દેવામા આવે છે, પરતુ એમ નહિ કે આપણે તપાસ કરીને ચડાવીયે પ્રથમ ને ચક્ષુ વડે કરીને પુષ્પોને તેમજ પુષ્પોની માલાને તેમજ ડમરાના પત્ર તથા કેવડાના પાન વિગેરેની તપાસ કરી જોઇયે જો તેના અદર કોઇપણ જીવો હોય તો મહાયતનાથી તે મરણ પામે નહિ તેવી રીતે એકાત સ્થાને સ્થાપન કરવા જોઇયે ત્યારબાદ ઉપરોક્ત પ્રમાણે શટન પટન વિધ્વંસભાવ તેમજ દુર્ગંધ તથા મ્લાનીભાવને પામેલાને તથા અદર જે જે સ્થળે ખરાબ દેખવામા આવે તેને યતનાથી ગ્રહણ કરી દુર મુકવા જોઇયે કે જેના ઉપર કોઇપણ માણુસોના પગલા વિગેરે પડે નહિ હાલમા ઘણાજ લોકો રસ્તાને વિષે પુષ્પો પત્રો વિગેરેને ફેકી દે છે તે ઘણુ શોચનીય છે કારણકે તેથી જૈનોના નિધ્વસ પ્રણામનું અનુમાન કરી શકાય છે માટે તેમ નહિ કરના યતનાથી કાળજીપૂર્વક કાર્ય કરવામા આવે ત્યારેજ જૈનોની બલીહારી કહેવાય.

વલી ઘણા વિવેકરહિત જીવોને પુષ્પો વિંધાવીનેજ હાર કરાવવાની ટેવ પડી હોય છે તો તે પણ ખેદકારક છે વિધાવ્યાથી દયાનો ગંધ પ્રથમ તો રહેતો નથી અને બીજી રીતે પુષ્પોને વિંધાવ્યા શિવાય ગુંથીને હાર કરાવવાથી મનહર અને દેદીપ્યમાન હાર થાય છે અને દોષાપત્તિ સર્વથા દુર થાય છે તેમજ મહા લાભ પણ ઉત્પન્ન થાય છે માટે પુષ્પોને વિધાવવા રહેવા દુઇ ગુથેલને વિષે ઉધમવત થવુ જોઇયે.

વળી એક બીજો પણ અન્યાય ઘણે ઠેકાણે ઘણા જૈનોને વિષે જોવામા આવે છે તે એ છે કે કાચી કલીયો કે જે વિકસ્વરભાવને પામેલી નહિ હોવા છતા તેમને વિંધવવામા તથા ગુથાવવામા આવે છે આવુ કર્તવ્ય કરવુ પણ જૈનોને લાયક નથી જો કે પરિણામે બધ છે અને ભાવના પ્રમાણે લાભ પ્રાપ્ત થઇ શકે છે તો પણ એટલું તો જરૂર યાદ રાખવુ જોઇયે કે કાચી કલીયોના હાર ગુથાવવા વિધાવવા નહિ તેમજ કાચી કલીયોથી પરમાત્માની પુજા પણ કરવી નહિ વિકસ્વર પુષ્પો ચડાવવા તથા તેનાજ હારો ગુથાવી પરમાત્માને ચડાવવામા આવે તો કોઇપણ પ્રકારનો બાદ આવી શકતો નથી.

તથા ગ્લાની પામેલા તેમજ કરમાઈ ગયેલા પુષ્પ પત્રો પણ ચડાવતા પહેલા વિચાર કરવો અને ચક્ષુથી નિહાલી દષ્ટિશુદ્ધિ કરી કાયાથી પણ બરાબર તપાસ કરી અસાર ભાગને દુર કરી સારી પુષ્પાદિકથી પૂજા કરી પૂર્ણ લાભ મેળવવા જૈનોએ તત્પર થવું તેજ લાભદાયક છે.

વળી વાસી પુષ્પો પણ ચડાવવા નહિ. પૈસાના લોભી રાત્રિયે પુષ્પો લાવી રાખી મુક છે અને પાણિ છાટવાથી થોડા ઘણા

જોવાને તેવા રહે છે અને તે પુષ્પો ઘણા ખરા જૈનો વિચાર કર્યા શિવાય તેમજ તપાસ કર્યા સિવાય ગૃહણ કરી પરમાત્માને ચડાવે છે અને લાભને બદલે તોટો લેવાવાળા થાય છે માટે દરેક જૈન બાધ વોયે ઉપરોક્ત કથન પ્રમાણે સર્વથા પુષ્પોના દોષોને ત્યાગ કરી પરમાત્માને પુષ્પોને ચડાવી અખડ લાભને ઉત્પન્ન કરવો તેજ સર્વોત્કૃષ્ટ શ્રાવકપણાનુ ભૂષણ છે

## पुजा कर्या बाद पुजान" उपकरणोने विषे बेदरकारपणुं त्याग करवानी आवश्यकता.

રૂઢીયો એવી તો ખરાબ થઈ ગઇ છે કે લોકોને ધાર્મિક ઉપકરણો સાચવવાનુ ભાન પ્રાય ઓછુજ લક્ષબિંદુમા આવી શકે છે પૂજા કર્યા બાદ રકાબીયો કેશરની વાડકીયો કલશો વિગેરે જ્યા ત્યા રખડતા મુકી બેદરકારવાળા જૈનો ઘર પ્રત્યે ગમન કરવા દોડ ધામ કરી મુકે છે પરન્તુ તે લોકોને ખાસ જણાવવામા આવે છે કે પૂજા કર્યા બાદ તમામ ઉપકરણો જ્યાથી એટલે જે સ્થળેથી ગૃહણ કર્યા હોય તેજ સ્થળે પાછા યતનાપૂર્વક સ્થાપન કરવા પરતુ રખડતા મુકવા નાહ કારણકે તેમ કર્યાથી દોષ ઉત્પન્ન થાય છે વળી પૂજાના પહેરેલા વસ્ત્રો પણ તેજ સ્થળે સાચવીને મુકવા પરતુ જ્યા ત્યા ફેંકી દેવા નહિ.

તથા કામલીયો પહેરી નીચે આવતા ધોતિયુ પહેરતા જે મૂર્ખાઇ કરવામા આવે છે તે મૂર્ખતાને સર્વથા ત્યાગ કરવી. આજકાલ બહુ લોકો ધોતિયુ પહેરતી વખતે કામળીને કેવલ ભ્રષ્ટતાજ કરે છે કામળી કાઢી ખાસડા ઉપર ફેંકે છે તેમજ જે સ્થળે ખાસડા પડેલા હોય છે તેજ સ્થળે બદલીને નાખીને ચાલતા થાય છે તથા ઉચ્છિષ્ટને અપવિત્ર

જગ્યાને વિષે નાખી દે છે આવી ક્રિયા પ્રાય કદી કોઇજ ગામને વિષે દેખવામા નહિ આવે

અર્થાત્ ઘણા ભાગે તો તેમજ જોવામા આવે છે એવી રીતે ઉપરોક્ત પ્રમાણે કામલીયોને ભ્રષ્ટ કરે છે અને તે ભ્રષ્ટ થયેલી કામલીયોને પૂજા કરનારા નિરતર પહેરે છે તેથી સ્નાન કરી પવિત્ર થયેલા હતા ભ્રષ્ટ કામલીયોને પણ અપવિત્ર થઇ પૂજા કરે છે અને તેથી પાપકર્મ બાધે છે તે પાપકર્મના ભાગીદાર બેદરકારિપણાથી ઉચ્છિષ્ટ જગ્યાના ઉપર ફેકનાર જૈનોજ થાય છે માટે મહાનુભાવો સમજો અને સર્વથા દોષાપત્તિને ત્યાગ કરી નિર્મલતાથી પરમાત્માની પૂજા કરી સદ્ગતિના ભોક્તા થાઓ

## पूजा करनारा जनोना हितार्थे शिक्षा.

૧ પૂજા કરનારાયે પ્રથમ સ્નાન કરવાનુ વસ્ત્ર શુદ્ધ રાખવુ અને તે સ્નાન શિવાય બીજા કે ઇપણ કર્તવ્યોમા વાપરવુ નહિ

૨ સ્નાન કરતી વેળાય ભૂમિ શુદ્ધિ કરવી અને જીવાકુલ ભૂમિને છોડી સ્વચ્છ ભૂમિ ઉપર યતનાથી બેસી પ્રાસુક પાણિથી સ્નાન કરવુ જોઇયે.

૩ સ્નાન કર્યાબાદ પહેરેલ ધોતિયાયે શરીરનુ લછન કરવુ નહિ કિંતુ બીજુ વસ્ત્ર રાખવુ જોઇય

૪ સ્નાન કર્યાબાદ અશુચિ પાણિના તેમજ મેલ વિગેરેના છાટાઓ શરીરના ઉપર પડવા દેના નહિ

૫ કામલીયો સ્વચ્છ પહેરવી, સાધારણ ખાતાની પહેરવી નહિ પરતુ પોતાના ઘરની રાખવી કારણ- સાધારણ ખાતાની કામલીયો દરેક ભાઇયોયે પહેરેલી હોવાથી ઘણીજ બીની રહે છે તેના અદર કદાચ જીવજતુઆદિકની ઉત્પત્તિ થઇ જાય છે તથા લીલી પહેરવાથી

કમ્મર વિગેરેને વિષે દાદર થાય છે ને ખણવાથી રૂધિર નીકળે છે તેથી પરમાત્માની પૂજા કરતાં અટકી પડવુ પડે છે માટે સાધારણ ખાતાની કામનીયો નહિ પહેરતા ઘરની કામલી રાખવી તથા આઠ દિવસે પ્રાસુક પાણિથી શુદ્ધ કરવી તેમજ વાયુ છુટેલ હોય તો પણ પ્રાસુક પાણિ વડે ફરી સાફ કરી શુદ્ધ કર્યા બાદ તેને વાપરવી તથા ઘ ની કામળીજ રાખવી કારણકે તેને વિષે ફક્ત આઠ દશ આનાનોજ ખર્ચ છે અને પોતાના ઘરની હોવાથી પોતેજ પહેરવાથી લાબો કાળ ચાલે છે અને ફક્ત આઠ દશ આનાના પૈસામા પોતાનો પરમ પવિત્ર પૂજા ધર્મ સચવાય છે માટે દરેક ઉત્તમ જીવોયે પોતાના ઘરની કામલી રાખવી શ્રેયસ્કર છે,

૬ પૂજા કરવાના વસ્ત્રો પણ જુદાજ રાખવા અને તે પણ સાધારણ ખાતાના વાપરવા નહિ ઘરના રાખવાથી શુદ્ધતાઇ સારી રહે છે આઠ દિવસે પ્રક્ષાલન કરી શકાય છે અને વિશેષ લાભ પ્રાપ્ત થાય છે માટ પુજા કરવાના વસ્ત્રની જોડ પોતાના ઘરનીજ રાખવી લાયક છે

૭ ચાદલા કરતી વખતે તેમજ પૂજા કરતી વખતે સાધારણ ખાતાન કેશર ઉપયોગપુર્વક વાપરવુ પરતુ મસ્તકા ચદન ઘસ એ લાલીયા કરવુ નહિ કારણકે તેમ કરવાથી મહાપાપ કર્મ લાગે છે અને કેશર થોડુજ બાકી રહેવાથી કેટલાક લોકો પૂજા કરતા અટકી પડે છે અને તેથી તે પાપના ભાગીદાર બેદરકારપણે કેશર વાપરનારાઓ થય છે

૮. કેશર બરાસ ધૂપ રકાબી વાટકી કલશ તથા કામલી તેમજ

પૂજાના વસ્ત્રની જોડ પણ પોતાના ઘરના રાખવા શ્રેયસ્કાર છે ખ હુઓ વિચાર કરો કે સંસારમાર્ગમા બાર માસને વિષે કોઇના પાચસો કોઇના હજાર કોઈના હજાર કોઇના બે અને પાચ હજાર કોઇના તેથી વિશેષ પણ ખર્ચ થાય છે તે તો કેવલ પાપનો પૈસો પાપ માર્ગમાજ જાય છે અને તેથી દુનિયાના હિત્રાના લોકો દેખતે દીવે કેવળ ભવકૂપમાજ પડે છે અસ્તુ. તોપણ વિચાર કરે તો લાભપ્રદ છે. વ્યવહાર માર્ગના રૂા. પાપમા જાય છે ને જો પૂજાના ઉપકરણોની જુજ રકમો ઉપર પ્રમાણે ઘરની રાખવામા આવે તો લાભ ઘણોજ થાય છે ને સંસારના લાબા ખર્ચમા ધાર્મિક કર્ત્તવ્યો કરવા માટે જુજ ખર્ચ હોય છે તે બીલકુલ જણાઈ શકતો નથી એકી વખતે રૂા. ખર્ચવા જૈનોને છાતીયે લાગે છે પરતુ આવી રીતે કેશર બરાસ કામલી વસ્ત્રો વિગેરેમા જો અલ્પ અલ્પ વાપરવામા આવે તો છાતીયે નહિ લાગતા મહાલાભને આપવાવાળા થાય છે માટે સમજુ જૈનો ! સમજો અને ચેતો તથા અલ્પ પૈસે મહા લાભ બધાય તેવા પૂજાના ઉપકરણો ઘરના રાખી તમારા જૈનપણાને શોભાવા સમર્થમાન થાઓ

૯ પૂજા કરતી વેળાયે પરમાત્માની આશાતના ન થાય તેવી રીતે મર્યાદાપૂર્વક બેસવુ ઉભુ રહેવુ ચૈત્યવદન કરવુ તથા કાઉસ્સગ્ગ વિગેરે કરવા.

૧૦ દહેરાસરજીને વિષે પ્રવેશ કર્યા બાદ કોઇના સાથે લડાઈ ટટો કરવો નહિ ગાળો દેવી તેમજ ખાવી પણ નહિ તથા ક્ષમા રાખી કષાયોને ત્યાગ કરવા

૧૧. કોઇપણ સ્ત્રિ નાની મોટી આવેલી હોય તેના સન્મુખ તેમજ શરીર તરફ જોવુ નહિ કારણકે તેમ કરવાથી ચપલ ચિત્ત જો

તેમના પ્રત્યે ગમન કરે છે તો મહા અનર્થ થાય છે અને આત્મા એકાતરીતે પાપનો ભોક્તા થાય છે માટે કોઈપણ સ્ત્રિના સન્મુખ દૃષ્ટિ નહિ દેતા તમામ સ્ત્રિયોને માતા બેન પુત્રીપણે ગણવી.

૧૨. સ્ત્રિયો પૂજા કરતી હોય તો તેના ટોળામા નહિ ઘુસી જતા દુર ઉભા રહેવુ તથા સ્ત્રિયો પૂજા કરીને ગમન કરે ત્યારબાદ પૂજા કરવી કારણકે સ્ત્રિમડલમા પ્રવેશ કરવાથી સ્ત્રિના અગો-પાગોને પુરૂષોનો સઘટ્ટ થવાથી કોઇક કમનશીબ જીવોના પ્રણામ મલીન થઈ જાય છે અને તેથી કરી મહા ચીકણા કર્મ બાધવા માટે તે સમર્થમાન થાય છે માટે ડાહ્યા તેમજ વિવકી બધુઓયે સ્થિરતા કરી શાત વૃત્તિ રાખી સ્ત્રિયોયે પૂજા કર્યા બાદ પૂજા કરવી શ્રેયસ્કર છે.

૧૩. ધૂપ દીપ કરતી વખતે પણ મર્યાદા સહિત સાવચેતી રાખવી અને ચામર વીજતી વેળાયે પણ પરમાત્માને ચામરના વાળ સ્પર્શ ન કરે તેવી રીતે વીંજવા

૧૪. સ્નાત્ર કરાવતી વખતે પરમાત્માના કોઈપણ બિબોને ઠપકો લાગે નહિ તથા આશાતના થાય નહિ તેવીરીતે વર્ત્તવુ વાલા-કુચી તથા અગલુછણા ઉપયોગપૂર્વક કરવા

૧૫ શાતચિત્ત રાખી ઉત્કૃષ્ટ પ્રણામ ધારણ કરી દહેરાસરજીના તમામ ઉપકરણોની સાર સભાલ કરી વિધિ તથા વિવેક સહિત ઉત્તમ ભાવના ભાવતા અને પરમાત્માની પૂજાને કરી કષાયોને દુર કરી સમાન શુદ્ધ વાસના ધારણ કરી વૈરાગ્યયુક્ત થઇ પરમાત્માના ગુણગ્રામ કરતા સતા જૈન મદિરમાથી પાછુ ફરવુ તેજ ભવ્યજીવોના ભયને દુર કરી પરમપદ આપનાર છે માટે મુક્તિના અભિલાષી

જીવોએ પૂજાના સ્વરૂપમા કથન કર્યાં પ્રમાણે વર્ત્તી વીતરાગ મહારા- જની આજ્ઞાના પ્રતિપાલન કરનારા થવુ તેજ શોભાભૂત છે.

કિબહુના, પરમાત્માની ત્રિકાલ પૂજા કરવાથી ઘણા ભવોના કરેલા પાપકર્મ જે તે વિનાશભાવને પામે છે. કહ્યું છે કે—

**यत —जिनस्य पुजन हंति, प्रात पाप निशाभवम् ।**
**आजन्मविहितं मध्ये, सप्त जन्मकृतं निशि, ॥ १ ॥**

ભાવાર્થ—પ્રાત કાલને વિષે જિનેશ્વર મહારાજની પૂજા કરવાથી રાત્રિને વિષે ઉત્પન્ન થયેલુ પાપ કર્મ નાશ પામે છે તથા મધ્યાન્હે- પૂજા કરવાથી આ જન્મ પર્યંત કરેલા પાપ કર્મ નાશ પામે છે તથા સાયકાલે પૂજા કરવાથી સાત જન્મને વિષે કરેલા પાપ કર્મ નાશ પામે છે પ્રભાતે વાસક્ષેપ પૂજા ૧ મધ્યાન્હે કેશર ચન્દન ધૂપ દીપ નૈવેદ્ય અક્ષત વિગેરે વડે પૂજા ૨ તથા સાયકાલે ધૂપપૂજા ૩ આવી રીતે ત્રિસધ્ય પૂજા કરવાથી મનુષ્યો ઘણા પાપકર્મને ક્ષીણ કરેછે

વિવેચન—અહુઓ પરમાત્માની પૂજા ઇહિલોક પરલોકને વિષે સુખસમૃદ્ધિ ઋદ્ધિ વૃદ્ધિ તથા તુષ્ટિ પુષ્ટિ આપી આનન્દ પમાડનારી છે એટલુજ નહિ પરંતુ તીર્થંકર નામ કર્મ પરમાત્માની પૂજાથી પ્રાપ્ત થાય છે માટે શ્રદ્ધા ધારણ કરી મન વચન કાયાને પવિત્ર કરી પ્રશાન્ત ચિત્ત ધારણ કરી પૂજાના ઉપકરણો સર્વે યથાશક્તિ પોતાના ઘરના રાખી નિર્મલ વૈરાગ્યદશા જાગૃત કરી અંતરંગ શત્રુઓના નાશને કરી એકાતરીતે શુભભાવના અંગીકાર કરી વિવેક દીપકને નમ્મા પ્રગટ કરી મિથ્યા તિમર પટલને દુર કરી વીતરાગ મહારાજની આજ્ઞા પ્રમાણે ત્રિકાલ પરમાત્માની પૂજા કરી સ્વર્ગ તેમજ અપવર્ગના ભોક્તા થવા સમર્થમાન થાઓ

## दृष्टान्तो यथा.

ભોજ રાજાની સભાને વિષે વસનારા પાચસો પંડિતોનો શિરોમણિ ધનપાલ મહાન્ પંડિત હતો. પોતાના બંધવ શોભન મુનિએ જૈની દીક્ષા લીધા પછી જૈન મુનિઓના ઉપર વૈર થવાથી ભોજ રાજાનો માનીતો હોવાથી માળવા દેશમા જૈન મુનિના પ્રવેશને પણ બંધ કરાવ્યો ત્યારબાદ શોભન મુનિને અન્ય સાધુઓયે કથન કરવાથી શોભન મુનિયે જઇને પોતાના બંધવ ધનપાળ પંડિતને બોધ કરવાથી મિથ્યાત્વને છોડી તે શુદ્ધ જૈનધર્મનો આરાધક થયો અને મન વચન કાયાથી જૈન ધર્મનું સેવન કરી દેવગુરૂધર્મનુ આરાધન કરવા લાગ્યો. હવે જ્યારથી ધનપાલ પંડિતનુ મિથ્યાત્વ ગયુ, ત્યારથી તે પરમાત્માના પૂજનમા વિશેષ ટાઇમ વ્યતીત કરવાથી અને ભોજ રાજાની સભામા પોતાની હાજરી થોડી આપવાથી ભોજ રાજાયે પ્રશ્ન કર્યો કે હે પંડિત શિરોમણિ! તમે માહારી સભામા આવવાનુ કમી કેમ કરી નાખ્યુ? એટલે ધનપાળે કહ્યું કે નવીન પ્રભુની સેવા કરવામા ચિત્ત વ્યગ્ર રહેવાથી વિશેષ વાર મહારાથી સભાને વિષે આવી શકાતું નથી ત્યારે રાજાયે કહ્યુ કે અહો મહારાથી પણ બીજો કોઇ અન્ય પ્રભુ વળી છે કે? ધનપાલ પંડિતે કહ્યુ કે હા સાંભળો-પ્રથમ મિથ્યાત્વના પ્રબળ ઉદયથી કેટલાયેક પુરનો સ્વામી મતિમૂઢતાથી મેં સેવ્યો અને રાગદ્વેષાદિકને ભજનારાનું સેવન કર્યું, પરંતુ હાલમા મને સમ્યક્ત્વનો ઉદય થવાથી પરમ સુખને આપનાર ત્રણ લોકનો નાથ મળવાથી નિર્મલ બુદ્ધિ ધારણ કરી હું તે ત્રિભુવનપતિનીજ એકાગ્રતાથી સેવા કરૂ છુ ફક્ત માહારો પ્રભુસેવા વિનાનો કાળ જે દિવસરાત્રિરૂપ વ્યર્થ ગયો છે તેજ મહારા મનને પરમ સંતાપ કરે છે કે હાહા, સત્ય

દેવની સેવા વિનાના માહારા દિવસો નિષ્ફળ ગયા હવે જે ત્રણ લોકના નાથની પૂજા કરૂ છુ, તેમનો પ્રભાવ હે રાજા તમે સાભળો.

માતા પિતા બાળક ઉપર તુષ્ટમાન થાય છે ત્યારે દર દાગિના અને ખાનગી વસ્તુ આપે છે શેઠ નોકરના ઉપર તુષ્ટમાન થાય ત્યારે પગાર વધારી નામાઠામાની ખાનગી રિતિ ભાતિયો બતાવી બક્ષિસ કરે છે ગુરૂ શિષ્યના ઉપર તુષ્ટમાન થાય, ત્યારે જ્ઞાનના ગૃઢ ગભીર અર્થને બતાવે છે નાના ગામડાનો સ્વામી તુષ્ટમાન થાય ત્યારે એક ક્ષેત્ર (ખેતર) આપે છે મોટા ગામનો અધિપતિ તુષ્ટમાન થાય ત્યારે એક નાનુ ગામ આપે છે દેશનો અધિપતિ તુષ્ટમાન થાય ત્યારે મોટુ ગામ આપે છે ત્રણ ખડનો સ્વામી વાસુદેવ તુષ્ટમાન થાય ત્યારે આખો દેશ આપે છે અને ચક્રવર્તિ તુષ્ટમાન થાય ત્યારે અનગલ ઋદ્ધિ આપે છે ત્યારે હુ જેની પૂજા કરૂ છુ તે મહારો સ્વામી તુષ્ટમાન થાય ત્યારે પોતાની તીર્થંકરની ઋદ્ધિ આપી અખડ અવિચળ મુક્તિના સુખને આપે છે. તો તેવા મુક્તિના ઉત્તમોત્તમ સુખ મેળવવા માટે હુ પ્રતિદિન માહારા નવીન પ્રભુની સેવા કરૂ છુ, તેથીજ હે મહારાજા આપની સભાની અદર વિશેષ હાજરી મહારી થઇ શકતી નથી ધનપાલ પડિતના આવા વચનો સાભળી ભોજ રાજા બહુજ ખુશી થયો અને ધનપાલ પડિત પણ વીતરાગકથિત દેવગુરૂધર્મનુ આરાધન કરી પરમાત્માનુ પૂજન કરી સમાધિ પામી દેવલોકમા ગયો. આ દૃષ્ટાતથી ધનપાલ પડિત તમામ ઉત્તમ જીવોને એવુ સુચવે છે કે, પ્રથમ મિથ્યાત્વના ઉદયથી પરમાત્માના પૂજન કર્યા સિવાયના વ્યર્થ ગયેલા દિવસો મહારા મનને પરિતાપ કરાવે છે અને ત્યાર બાદ સમ્યક્ત્વને પામી દેવગુરૂધર્મનુ આરાધન કરવાથી પરમાત્માના

પૂજનમા ગયેલા દિવસો માહારા મનને અત્યત આનદ આપે છે તો ઉત્તમ જીવો મહારા પેઠે પરમાત્માના પૂજનમા વિશેષ વખત ગાળી કર્મનુ નિકદન કરવા શક્તિમાન થાઓ ને સદ્‌ગતિને મેળવો.

## દૃષ્ટાન્ત બીજું.

દેવપાળ નામનો એક ગોવાળીયો નિરંતર ગાયોના સમુહને ચારતો હતો. તેણે એકદા પ્રસ્તાવે ગાયોને ચારતા નદીના પડેલા કાઠાને વિષે જિનેશ્વર મહારાજની મૂર્ત્તિ દીઠી. તેમને પ્રણામપૂર્વક અગીકાર કરી વગડાને વિષે એક ઝુપડી કરી, તેમા તે પ્રતિમાજી સ્થાપન કર્યા અને મહારે પૂજા કર્યા વિના ભોજન કરવુ નહિ. એવો નિયમ અગીકાર કરી નિરંતર તે મૂર્ત્તિનુ ભાવથી પૂજન કરવા લાગ્યો. એક દિવસ વર્ષાઋતુમા નદીને વિષે સખત પાણિનુ પૂર આવવાથી નદી પાણિ વડે કરી છલાછલ એ કાઠામા થઇ રહી, તેથી દેવપાળને ભોજન કર્યા વિના સાત ઉપવાસ થયા. આઠમે દિવસે નદીનુ પૂર ઉતરવાથી પરમાત્માની પૂજા કરી પછી ભોજન કર્યું. તેમના ઉત્તમ ભાવ તથા સત્ત્વ જોઇને શાસન દેવતા તુષ્ટમાન થયા ને કહ્યુ કે વર માગ તેથી દેવપાળે તે પોતે વસતો હતો તે નગરનુ રાજ્ય માગ્યુ તેથી દેવતાયે આપ્યુ રાજ્ય મળ્યુ પરતુ સામતવર્ગાદિ અહકારથી દેવપાળની અવજ્ઞા કરવા માડયા, તેથી દેવતાયે ચિત્રામણના સૈન્યને વિષે ઉતરી સામતાદિક વર્ગને વશ કર્યો, અને જીદગી પર્યંત રાજ્યનુ પ્રતિપાલન કરી પરમાત્માનું વિશેષ પૂજન કરી તે દેવલોકમા ગયો. અનુક્રમે મુક્તિના સુખને પામશે. હલકી જાતના એક ગોવાળીયાયે પરમાત્માની પૂજા કર્યા શિવાય ભોજન કરવુ નહિ, આવો નિયમ ગ્રહણ કરી યાવત્ જીવ સુધી પાળ્યો, ત્યારે જૈન વર્ગને તો વિશેષે કરી પરમાત્માના

પૂજનમા રક્ત રહી આળસ પ્રમાદનો ત્યાગ કરી સંસાર સ્વરૂપ કરવાને માટે તત્પર રહેવુ જોઇયે.

## દૃષ્ટાન્ત ત્રીજું

એક પર્વતને વિષે એક ભીલ ભીલડી વસતા હતા કર્મયોગે ત્યા મુનિ મહારાજનુ આગમન થયુ તેમણે બન્નેના પાસે પરમાત્માના પૂજનનુ ફળ કહ્યુ હળવાકર્મી હોવાથી જલ્દી તે ઉપદેશ ભીલડીને રૂચ્યો અને ભીલડી પૂજા કરવાનો નિયમ લીધો. હવે ત્યા વનને વિષે શ્રી આદિનાથ મહારાજનુ દેવળ હતુ, તેના અંદર જઈ ભીલડી નિરંતર વનવૃક્ષના પુષ્પો અને પત્રો વડે કરી પરમાત્માનુ પૂજન કરવા લાગી તે મને પૂજા કરતી જોઈ ભીલ કહે છે કે, આ તો વાણિયાનો દેવ છે, માટે તુ પૂજા ન કર તેમ વારવાર નિષેધ કરવા માડયો પણ ભીલડીયે ભીલના વચનને સાભળ્યુ જ નહિ પરમાત્માના પૂજનને કરતી કેટલાયેક દિવસે ભીલડી મરીને રાજાની પુત્રી થઈ અનુક્રમે યૌવન અવસ્થા પામી એક દિવસ તે કુમારી મહેલના ઝરુખામા બેઠી હતી, તેવામા નીચે પોતાના પૂર્વ ભવના સ્વામી ભીલડાને દેખી જાતિસ્મરણ પામી અને ભીલને બોલાવીને કહ્યુ કે, તુ મને ઓળખે છે? ભીલે કહ્યુ કે, તું રાજાની પુત્રી છો, એહવુ તને કોણ ઓળખતુ નથી? અર્થાત્ સર્વ જનસમુદાય તને પીછાણે છે? કુમારીયે કહ્યુ કે, એમ નહિ હુ પૂર્વ ભવમા તાહારી સ્ત્રી હતી, પરમાત્માનુ પૂજન કરનાથી રાજાની પુત્રી થઈ અને તુ મને પૂજા કરવાને નિષેધ કરતો હતો તે અત્યાર સુધી આવા ભીલના નીચ વેષ અને દુખમાજ રહ્યો છે માટે હજી પણ તહારે ઉત્તમ સુખ મેળવવું હોય તો પરમાત્માની પૂજા કરી સદ્‌ગતિ મેળવ. આવી રીતે ભીલને કહી પર-

આત્માની પૂજામા દઢ કર્યો અને તે કુમારી રાજ્યસુખનો અનુભવ કરી સ્વર્ગે ગઈ અનુક્રમે મોક્ષે જશે. એ પણ એક વાત આશ્ચર્યની છે કે, વગડાને વિષે રહેનાર ભીલડીને મુનિનો ઉપદેશ જલ્દી લાગ્યો ને તે સુખી થઇ ત્યારે ચાલતા જમાનામા કેટલાયેક આળસુ પ્રમાદી જીવોને શહેર નગર ગામને વિષે વારવાર પૂજા કરવાનો ઉપદેશ આપે છે છતા લવલેશ માત્ર બોધ લાગતો નથી ને પૂજામા અગર પૂજા કરવાની વસ્તુઓમા કાઇને કાઈ ખોડખાપણુ કાઢી ઉપદેશ કરનાર અને શાસ્ત્રકાર મહારાજના લખાણને ઉત્થાપિ અજ્ઞાનિ જીવોને પોતાના પેઠે સસારવૃદ્ધિના કારણભૂત બનાવે છે, આવા જીવોને આવા ભીલ ભીલડીના દષ્ટાતને વાચી મનન કરી પોતાના કદાગ્રહ હઠવાદાદિકને ત્યાગ કરી વીતરાગ મહારાજાના વચનનુ પ્રતિપાલન કરી પરમાત્માનુ પૂજન કરવામા કટિબદ્ધ થવુ જોઇયે

## દ્દષ્ટાન્ત ચોથું

કુસુમપુર નગરને વિષે ધનસાર નામનો શ્રેષ્ટિ વસતો હતો અને તે નિરન્તર ત્રિકાલ પ્રભુપૂજામા તત્પર રહી પુન્યકર્મની વૃદ્ધિ કરતો હતો. તેમણે ન્યાય વડે કરી ઉપાર્જન કરેલા પોતાના પૈસાથી જૈન-પ્રાસાદ કરાવ્યો અને અદર મનોહર પરમાત્માની મૂર્તિ સ્થાપન કરી. તે પાપકર્મના ઉદયથી તેમના પુત્રોને રૂચતુ નહોતું હવે અભાગ્યના ઉદયથી શ્રેષ્ટિ નિર્ધન થયો તેથી હીનપુન્ય છોકરા કેહેવા લાગ્યા કે જૈનમદિર કરાવ્યુ તેથીજ નિર્ધન તુ થયો છે, આવી રીતે છોકરાઓયે કહ્યા છતા પણ લક્ષ્મીના અભાવે શ્રેષ્ટિ થોડુ થોડુ પુન્ય કરવા લાગ્યો. એકદા ગુરૂ મહારાજે પુછ્યુ કે તને સુખ છે, ત્યારે તેણે કહ્યુ કે સંતોષ સુખ છે પણ લોકોને વિષે ધર્મની નિદા થાય છે કે જૈનમદિર

કરાવ્યુ તેથી નિર્ધન થયો. મને પૈસાની ઇચ્છા નથી પણ ધર્મનો ઉફ્રાહ થતો બધ થાય તેની ઇચ્છા છે આવી રીતે શ્રવણ કરવાથી ગુરૂ મહારાજે મહામત્રાધિરાજ પાર્શ્વનાથ મહારાજનો મત્ર તેને આપ્યો તે મંત્રને પોતે બનાવેલ જૈનપ્રસાદને વિષે સ્થાપન કરેલ પરમાત્માની પ્રતિમાજીના પાસે ઉત્તમ પ્રકારના પૂજન સહિત તેમજ કમલની માળાની પૂજા સહિત સાધ્યો-જાપ કર્યો તેથી ધરણેદ્ર સતુષ્ટ થયો ને આવીને વર માગવાનુ કહ્યુ, ત્યારે શ્રેષ્ટિયે કહ્યુ કે પુષ્પની માળાનું પ્રભુને પૂજન કર્યું ને જેટલુ પુન્ય ઉપાર્જન કર્યું તેટલુ દ્રવ્ય આપો ધરણેદ્રે કહ્યુ કે તેટલુ પુન્ય ચોસઠ ઇંદ્રો ભેગા થાય તો પણ આપવા શક્તિવત નથી. જે માટે શાસ્ત્રકાર મહારાજાયે કહ્યુ છે કે સાગરોપમના આયુષ્યવાળો તથા સર્વ શાસ્ત્રમા પ્રવિણ તેમજ શરીરે સર્વથા નિરોગી હોય અને મુખને વિષે હજાર જીહ્વા હોય પણ પરમાત્માના પૂજનના ફલનુ વર્ણન કરવા તે માણસ સમર્થ થતો નથી ત્યારે શ્રેષ્ટિયે કહ્યુ કે એક પુષ્પનું દ્રવ્ય આપો ધરેણદ્રે ના પાડી તે પણ શક્તિ નથી ત્યારે વળી શેઠે કહ્યુ કે એક પત્રનુ ફળ આપો તે પણ ના પાડી એટલે શ્રેષ્ટિયે કહ્યુ કે આપ આપના સ્થાનકે પધારો તેથી ધરણેદ્રે કહ્યુ કે દિવસને વિષે વીજલી થાય તે અમોધ છે એટલે જરૂર વરસાદ પડે તેમજ દેવનું દર્શન પણ અમોધ છે, કદાપિ નિષ્ફળ થાયજ નહિ એમ કહી કહ્યુ કે તાહારા ઘરના ચારે ખુણાને વિષે રત્નથી ભરપૂર ભરેલા કલશોને સ્થાપન કરી જાઉં છુ એમ કહી અતર્ધ્યાન થયા. ત્યારબાદ પોતાના નાસ્તિક પુત્રોને પુણ્યનું ફલ દેખાડી રત્નના કલશો પ્રગટ કરી ધર્મિષ્ટ બનાવ્યા પોતાનુ કુટુબ પણ ધર્મિષ્ટ બનાવી સુખી ભોગી થઈ એકાગ્રતાથી પરમાત્માનુ પૂજન કરી શ્રેષ્ટિ સદ્ગતિનો ભોક્તા થયો.

સુજ્ઞ વાચક બલીહારી છે પરમાત્માના પૂજનની કે પરમાત્માના પૂજ-કને ચોસઠ ઇંદ્રો પણ એક પુષ્પની માળા એક પુષ્પ અને એક પત્રના ફળને પણ આપવા શક્તિમાન નથી એટલુ બધુ પુન્યકર્મ થાય છે ત્યારે પ્રતિદિન ભાવ સહિત પરમાત્માનુ પૂજન કરનારનો બેડો પાર થઈ શીઘ્રતાથી મુક્તિ મળે તેમા શુ આશ્ચર્ય છે, બસ કાંઇજ નહિ. તે માટે હે જૈન બાધવ! અજ્ઞાન દશાને અશ્રદ્ધાને છોડી ઉત્તમોત્તમ પ્રકારના પદાર્થો ને ઉત્તમોત્તમ પુષ્પો વડે કરી પરમાત્માનું પૂજન કરી ઉત્તમોત્તમ ગતિ મેળવવા ઉજમાળ થા, જૈનશાસ્ત્રને વિષે પરમાત્માની પૂજાના ફળના દૃષ્ટાંતોનો પાર નથી કેટલા લખવા, તને કંટાળો આવશે માટેજ થોડામા વિશેષ સમજી પરમાત્માનુ પૂજન એકાગ્રતાથી કરી શીઘ્રતાથી મુક્તિ મેળવ.

---

## रात्रिभोजन स्वरूपम्.

હે ઉત્તમ માનવ શ્રીમાન્ ચરમ તીર્થંકર મહાવીર મહારાજના મનો-હર વચન સમુદાય શુ કહે છે તેના ઉપર તું સંપૂર્ણ ધ્યાન આપ કે જેથી કરીને વીરવચન તહારા અંતઃકરણને વિષે રમી રહેવા પામે. પરમ પવિત્ર શ્રીમહાવીર મહારાજા તથા તેમના વચનો તથા તેમનો સિદ્ધાંત તથા વીરઅનુયાયિ ગણધર પૂર્વધરાદિ અનેક મહાપુરૂષો ભલા ભદ્રિક ભાવી ભવ્યજન સમુદાયને તથાપ્રકારે કહે છે, સમજાવે છે ઉપદેશ આપે છે ફરમાન કરે છે અને પ્રરૂપણા કરે છે કે રાત્રિભોજન કરવામા મહા પાપ છે અને તેથી કરી ઘણા ભવો સુધી ભવાટવીમા ભટ-કવું પડે છે, તે કારણ માટે સંસારને અંત કરવાની અભિલાષાવાળા જીવોયે રાત્રીભોજન અવશ્ય ત્યાગ કરવું જોઇયે.

**यदुक्तं सिद्धान्ते.**

**बहु दोसा आऊ थोवं, तह भोयण राइ भणेमि किंपि दोसस्स।**
**भवछिन्नुवई हणई, जीवा सर सोसए इक्कं तं पावं ।१॥**

ભાવાર્થ—શાસ્ત્રકાર મહારાજા કથન કરે છે કે રાત્રિભોજન કરવામા મહાન્ દોષ છે અને તે દોષના કિંચિત્ સ્વરૂપને હુ કહુ છુ આ હડહડતા દુષમ કાલને વિષે પ્રાણિયોના આયુષ્ય સ્વલ્પ રહેલા છે અને આત્માને દુષણો ઘણા, દોષો ઘણા અને પાપકર્મ પણ ઘણાજ લાગે છે, બીજા સર્વની વાર્તા અલગ રહો પરંતુ ફકત એક રાત્રિ-ભોજન કરવાને વિષે પણ વિશેષ દોષો કહેલા છે છન્નુ ભવોને વિષે જીવનો ઘાત કરવાથી જે પાપકર્મ ઉત્પન્ન થાય છે તેટલુ પાપકર્મ એક સરોવરના પાણીને શોષણ કરવાથી થાય છે.

**तथाच—सरस्सोसई अठोत्तर, भवमि करेई ज पावं।**
**तं पावं दव्व इक्के मुके हवई जीवस्स ॥ २ ॥**

ભાવાથ—અઠયોતેર ભવોને વિષે સરોવરોના પાણિનુ શોષણ કરવાથી જેટલુ પાપકમ ઉત્પન્ન થાય છે તેટલું પાપકર્મ એકવાર દાવાનલ મુકવાથી ઉત્પન્ન થાય છે.

**पुनरपि—एकोत्तरभवमि दव्वे, जं पावं समुपज्जई पाओ।**
**कूवाणिज्जे तं पावं, भवसय चुआल होई कुकम्मे ॥३॥**

ભાવાર્થ—ઈકોતેર ભવોને વિષે દાવાનલ મુકી પાપિષ્ટ માણુસ જે પાપકર્મ ઉપાર્જન કરે છે, તેટલુ પાપકર્મ એકવાર કુવ્યાપાર કરવાથી ઉપાર્જન કરે છે અને એકસોને ચુમ્માલીશ ભવોને વિષે કુવ્યાપાર કરીને જેટલુ પાપકર્મ ઉત્પન્ન થાય છે તેટલું પાપકર્મ એકવાર કુકર્મ કરવાથી પાપિષ્ટ જીવ ઉત્પન્ન કરે છે

अपि च-जं कुकम्मे पावं, तं पावं होइ आलमेगं च ।
भवसय एगावन्ने, अणंतं गमण परइत्थी ॥ ४ ॥

ભાવાર્થ—એકસો એકાવન ભવોને વિષે કુકર્મ કરવાથી જેટલું પાપ-કર્મ ઉત્પન્ન થાય છે, તેટલું નિર્દોષિત માણસને એકવાર કલંક ચડાવવાથી ઉત્પન્ન થાય છે, અને અનંત વાર પરને કલંક ચડાવવાથી જે પાપકર્મ ઉત્પન્ન થાય છે તે પાપકર્મ એકવાર પરસ્ત્રીનું સેવન કરવાથી ઉત્પન્ન થાય છે.

तथा च-सय नवाणु भव, परत्थीगमणेण होई जं पावं ।
तं पाव रयणीए भोयणकरणेण जीवाणं ॥ ५ ॥

ભાવાર્થ—એકસોને નવાણુ ભવોને વિષે પરસ્ત્રિના સેવન કરવાથી જેટલુ પાપકર્મ ઉત્પન્ન થાય છે તેટલુ પાપકર્મ એકવાર રાત્રિભોજન કરવાથી જીવોને ઉત્પન્ન થાય છે.

तत्र-पाणाइदुगुणं साइमं, साइमतिगुणेण खाइमं होइ ।
खाइमतिगुणं असणं, राईभोयणे मुणेयव्वं ॥ ६ ॥

ભાવાર્થ—રાત્રિને વિષે ફક્ત એક પાણિનાજ પાન કરવાથી જે પાપકર્મ ઉત્પન્ન થાય છે તેના કરતા બમણુ પાપકર્મ સ્વાદિમ (મુખવાસાદિકના ભક્ષણ કરવાથી થાય છે અને મુખવાસાદિકના પાપકર્મથી ત્રણગણુ પાપકર્મ ખાદિમ (ફુલફલાદિકના) ભક્ષણ કરવાથી થાય અને ખાદીમના પાપકર્મથી ત્રણગણુ પાપકર્મ અન્નાદિકના ભક્ષણ કરવાથી થાય છે.

अन्यत्र-जे चेव राईभोयणे, ते दोसा अंधयारंमि ।
जं चेव अंधकारे, ते दोसा संकडमुहंमि ॥ ७ ॥

ભાવાર્થ—રાત્રિભોજન કરવાને વિષે જે દોષો કહેલા છે તેજ અંધકારમા બેસી ભક્ષણ કરવામાં કહેલા છે અને જે દોષો અંધકારમા ભોજન કરવાથી કહેલાછે તે દોષો સાંકડા મુખવાળા ભાજનમા-વાસણમા ભોજન કરવાથી લાગે છે

**किं च-नयणे न दीसई जीवा, रयणीए अंधयारंमि ।**
**रयणीए विनिप्पन्नं, दीणं भुत्तं राईभोयणं ॥ ८ ॥**

ભાવાર્થ—રાત્રિભોજન કરવાથી જીવો ચક્ષુવડે કરીને અંધકારને વિષે દેખતા નથી તથા ભક્ષ-ભોજનને વિષે ઘણા જીવોનો સંતાપ થવાથી મહાન્ પાપકર્મ લાગે છે તેમજ રાત્રિને વિષે પકાવેલુ રાંધેલું અન્ન જે તે દિવસે ભક્ષ-ભોજન કરવાથી પણ રાત્રિભોજન કરવા જેટલુજ પાપકર્મ ઉત્પન્ન કરે છે.

વિવેચન—આવી રીતે રાત્રિભોજન કરવામા અનેક પ્રકારે દોષોને તેમજ અનંત પાપકર્મને જ્ઞાનિ મહારાજાએ કથન કર્યા છતા પણ તેઓના વચનોના ઉત્થાપકો હાલમા રાત્રિભોજન કરતા બાહુલ્યતાથી જોવામા આવે છે. કેટલાયેક જીવોને તો વળી એવી કુટેવ પડેલી હોય છે કે દિવસને છોડી વિના પ્રયોજને નિરંતર રાત્રિનેજ વિષે ભોજન કરવુ બહુજ અચ્છુ અને પ્યારૂ લાગે છે, તેવાઓને કદાચ કોઇ શિક્ષા આપે કે રાત્રિભોજન કરવામા વીતરાગ મહારાજની મનાઈ છે ત્યારે તેમને ઉત્તર આપે છે કે તમારી શીખામણ તમારી પાસે રાખો અમારે તો તે જોઈતી નથી, ક્ષુધા લાગે ત્યારે શુ ખાધા વિના તે મરી જવુ કે શુ? આવી રીતે હિતશિક્ષા આપનારનો તિરસ્કાર કરી રાચી માચીને નિરંતર રાત્રિભોજન કરી માનવજન્મને એળે

ગુમાવી અપાર કર્મના બોજાથી ભારે થઈ નરકાદિક દુષ્ટ ગતિને વિષે ઉત્પન્ન થઈ અનેક પ્રકારના અનહદ દુઃખોને ભોગવે છે અને ત્યા પરમાધામિની તથા અન્યોન્ય તેમજ ક્ષેત્રવેદનાઓને પરાધિનપણે ભોગવે છે અને ચિતા સતાપ તેમજ પશ્ચાતાપ કરે છે પરતુ પછી છુટી શકતા નથી. માટેજ ઉત્તમ જીવોને રાત્રિભોજનનો પરિહાર કરવો શ્રેયસ્કર છે, છતા પણ નથી કરતા તેથી મહાન્ પાપકર્મ અને દુખની પરપરાને પામે છે

**यदुक्तवत श्रीहेमचन्द्रसूरिपादा श्रीयोगशास्त्रे–**

**अन्नं प्रेतपिशाचाद्यै संचरद्भिर्निरंकुशै ।**
**उच्छिष्टं क्रियेत यत्र, तत्र नाद्यादिनात्यये ॥ १ ॥**

ભાવાર્થ—રાત્રિને વિષે નરતર નિરકુશપણાથી ફરતા એવા પિશાચાદિકો જે તે અન્નને ઉચ્છિષ્ટ કરે છે માટે રાત્રિને વિષે ભોજન કરવુ લાયક નથી,

**घोरान्धकाररुद्धाक्षैः, पतन्तो यत्र जन्तव ।**
**नैव भोज्ये निरीक्ष्यन्ते, तत्र भुंजीत को निशि? ॥२॥**

ભાવાર્થ—ઘોર ગાઢ અધકારને વિષે ચક્ષુ પણ મીંચાઈ જાય છે અને તેવા સમયે ચક્ષુના મીચાઈ જવાથી ભોજન પણ દેખવામા આવતું નથી, તેમજ તે ભોજનને વિષે પણ ઘણા જતુઓ પડે છે, તો એવા ભોજનને રાત્રિને વિષે કોણ કરે?

**नाप्रेक्ष्य सूक्ष्मजन्तूनि, निश्यद्यात् प्रासुकान्यपि ।**
**अप्युद्यत्केवलज्ञानैर्नादृत यन्निशाशनम् ॥ ३ ॥**

ભાવાથ—સૂક્ષ્મ જંતુઓની તપાસ કર્યાં શિવાય અર્થાત્ કોઇપણ

વસ્તુને વિષે પડેલા સૂક્ષ્મ જીવોનો તપાસ કર્યા શિવાય રાત્રિને વિષે પ્રાસુક પદાર્થનુ પણ ભક્ષણ કરવુ નહિ કારણકે પ્રાસુક વસ્તુને વિષે પણ રાત્રિને વિષે જીવો પડે છે, તેજ કારણ માટે કેવલજ્ઞાનિ મહારાજે રાત્રિભોજન નિષેધ કરેલ છે.

धर्मविन्नैव भुंजीत, कदाचन दिनात्यये ।
बाह्या अपि निशाभोज्य, यदभोज्यं प्रचक्षते ॥ ४ ॥

ભાવાર્થ—ધર્મને જાણનાર પુરૂષ દિવસના અસ્ત થયા પછી કદાપિકાલે ભોજન કરતા નથી તેમજ અન્યદર્શનીયો પણ રાત્રિભોજન ત્યાગ કરવાનુ કથન કરે છે.

तद्यथा—त्रयी तेजोमयो भानुरिति वेदविदो विदु ।
तत्करै पूतमखिलं शुभं कर्म समाचरेत् ॥ ५ ॥

ભાવાર્થ—વેદાતને જાણનારા સૂર્યને ત્રણ તેજોમય કથન કરે છે અર્થાત્ ઋગવેદ સામવેદ અને યજુર્વેદ આ ત્રણ વેદમય સૂર્ય છે તેમ વેદાતીયો માને છે અને કહે છે કે સૂર્યના કિરણો વડે કરી પવિત્ર થયેલા સમગ્ર શુભ કર્મોનુ આચરણ કરવુ જોઇયે તો તેના અર્થ પણ એ ભાવાર્થ આવી જાય છે કે સૂર્યના કિરણો હોય ત્યા સુધીજ ભોજન કરવુ, આ શિવાય વેદાતશાસ્ત્રકાર પણ રાત્રિભોજનનો નિષેધ કરે છે

अन्यच्च—नैवाहुतिर्न च स्नानं, न श्राद्धं देवतार्चनम् ।
दानं वा विहित रात्रौ, भोजनं तु विशेषत ॥ ६ ॥

ભાવાર્થ—વળી પણ રાત્રિને વિષે આહુતી તથા સ્નાન તથા શ્રાદ્ધ તથા દેવતાનુ પૂજન તથા દાન વિગેરે કર્ત્તવ્યો કરવા નહિ અને તેમા પણ રાત્રિ ભોજન તો વિશેષે કરીને કરવુંજ નહિ. ત્યાગ કરવુ.

तथा च-दिवसस्याष्टमे भागे, मंदीभूते दिवाकरे ।
नक्तं तद्विजानीयात्, न नक्तं निशिभोजनं ॥१॥

ભાવાર્થ-દિવસના આઠમા ભાગને વિષે સૂર્ય મંદ થયે છતે બાકી રહેલા કાળને નકત-રાત્રિ કહે છે અને તેથી નક્ત વખતે પણ ભોજન કરવુ ઉચિત નથી.

पुनरपि-देवैस्तुभुक्तं पूर्वान्हे, मध्यान्हे ऋषिभिस्तथा ।
अपरान्हे च पितृभि., सायान्हे दैत्यदानवैः ॥ २ ॥

ભાવાર્થ-પૂર્વાન્હે દેવતાઓ ભોજન કરે છે તથા મધ્યાન્હે ઋષિયો ભોજન કરે છે તથા અપરાન્હે પિતૃઓ ભોજન કરે છે તેમજ સાયકાલે દૈત્ય દાનવો ભોજન કરે છે.

अपि च-सध्यायां यक्षरक्षोभि', सदा भुक्तं कुलोद्वह ।
सर्ववेलां व्यतिक्रम्य, रात्रौ भुक्तमभोजन ॥ ३ ॥

ભાવાર્થ-હે કુલોદ્દહ-હે યુધિષ્ઠિર ! સંધ્યાને વિષે યક્ષ અને રાક્ષસો સદા ભોજન કરે છે તે માટે સર્વ વેલાને અતિક્રમણ કરી રાત્રિને વિષે ભોજન કરનાર ભોજન કરવાને માટે બેસે તે કુભોજન કહેવાય છે પણ ભોજન કહેવાતું નથી અર્થાત્ રાત્રિને વિષે ભોજન કરવુ તે સર્વથા નિષેધ કરેલું છે. आयुर्वेदेप्युक्त—

हृन्नाभिपद्मसंकोचश्चडरोचिरपायत: ।
अतो नक्तं न भोक्तव्यं, सूक्ष्मजीवादनादपि ॥ १ ॥

ભાવાર્થ-સૂર્યને કષ્ટ પડવાથી અર્થાત્ સૂર્યનો અસ્ત થવાથી હૃદયગત નાભિકમળ સંકોચભાવને પામી જાય છે તથા રાત્રિને વિષે ભોજન કરવા બેસનારના ભોજનને વિષે ઘણા સૂક્ષ્મ જીવો પડે છે.

તેથી ઘણા જીવો સૂક્ષ્મ જીવો જેના અદર પડે છે તેવા જીવો સહિત ભોજન કરવાથી કેવળ જીવમયજ આહાર થાય છે તે કારણ માટે રાત્રિભોજન કરવુ નહિ

अपि च-ससक्तजीवसंघात, भुजाना निशिभोजनम ।
राक्षसेभ्यो विशिष्यंते, मूढात्मन कथं न ते ? ॥१॥

ભાવાર્થ-કરવાથી સૂક્ષ્મ જીવોથી સપૂર્ણ વ્યાપ્ત થયેલા ભોજનને રાત્રે ભક્ષણ કરનાર મૂઢ જીવો રાક્ષસ થકી પણ અધિક કેમ કહેવાય નહિ ? અર્થાત્ કહેવાયજ, કારણકે રાક્ષસો તો સધ્યાને વિષે ભોજન કરે છે, તેથી રાત્રિને વિષે ભોજન કરનારા મૂઢ જીવો રાક્ષસ થકી પણ નીચા કહેવાય તેમા આશ્ચર્ય નથી

तथा-वासरे च रजन्यां च, य खादन्नेव तिष्ठति ।
श्रृंगपुच्छपरिभ्रष्ट स्पष्टं स पशुरेव हि ॥२॥

ભાવાર્થ-રાત્રિ ને દિવસે જે પ્રાણિ ભોજનથી વિરામ પામતો નથી તે શ્રૃગ પુચ્છ વિનાનો નિશ્ચય પશુજ કહેવાય છે, કારણકે પશુ પણ રાત્રી દિવસ ભક્ષણ કર્યા કરે છે તેથી રાત્રિભોજન કરનાર પણ પશુજ કહેવાય છે.

पुनरपि-अन्हो मुखेऽवसाने च, यो द्वे द्वे घटिके त्यजन् ।
निशाभोजनदोषज्ञोऽश्नात्यसौ पुन्यभोजनम् ॥ ३ ॥

ભાવાર્થ-રાત્રિભોજનના દોષને જાણનાર સૂર્યના ઉદય પહેલા અને સૂર્યના અસ્ત થયા પહેલા બબે ઘડીને ત્યાગ કરે છે અને ત્યાર બાદ પુન્યને પોષણ કરનાર ભોજનને કરે છે. તાત્પર્ય એ છે કે સૂર્ય ઉદય થયા પછી બે ઘડીયે અને સૂર્ય અસ્ત થયા પહેલા બે ઘડી

રાત્રિભોજનના પરિહારવાળા જીવોને શાસ્ત્રકાર મહારાજાયે ભોજન કરવાનું ફરમાન કરેલ છે.

अपि च–अकृत्वा नियमं दोषा, भोजनाद्दिनभोज्यपि ।
फलं भजेन्न निर्व्याजं, न वृद्धिर्भाषितं विना ॥४॥

ભાવાર્થ–રાત્રિભોજનનો નિયમ કર્યા વિના જે પ્રાણિ દિવસે ભોજન કરે છે તે લાભને પામી શકતો નથી કારણકે જયા સુધી નિયમમા આવી શકતો નથી ત્યા સુધી તેને લાભની પ્રાપ્તિ ભોજનના રાત્રિ થઇ શકતી નથી જેમકે કોઇ માણસે બીજાને રૂા ધીર્યા હોય પરંતુ વ્યાજની બોલી કર્યા વિના જેમ વ્યાજની વૃદ્ધિ થતી નથી તેમજ રાત્રિભોજનનો નિયમ કર્યો હોય તોજ તેને લાભ મળી શકે છે

पुनरपि–ये वासरे परित्यज्य, रजन्यामेव भुंजते ।
ते परित्यज्य माणिक्यं, काचमाददते जडाः ॥५॥

ભાવાર્થ–દિવસને ત્યાગ કરી રાત્રિને વિષે જે માણસ ભોજન કરે છે, તે મૂઢશિરોમણિ માણિક્યનો ત્યાગ કરી કાચને ગ્રહણ કરેછે.

अन्यच्च–वासरे सति ये श्रेयस्काम्यया निशि भुंजते ।
ते वपंत्युषरे क्षेत्रे, शालीन् सत्यपि पल्वले ॥ ६ ॥

ભાવાર્થ–દિવસ છતા પણ જે પ્રાણિ કલ્યાણની અભિલાષા વડે કરી રાત્રિયે ભોજન કરે છે તે પ્રાણિ પાણિ વડે કરી ભરપૂર ક્યારો ભરેલ છતા ઉખર ખેત્રને વિષે શાલીને વાવે છે.

तथ–करोति विरतिं धन्यो, यः सदा निशिभोजनात् ।
सोऽर्द्धं पुरुषायुषस्य, स्यादवश्यमुपोषितः ॥ ७ ॥

ભાવાર્થ-જે ધન્ય માણુસ નિરંતર રાત્રિભોજનના પ્રત્યાખ્યાનને કરે છે તે પુરૂષ અર્ધ આયુષ્ય ઉપવાસના ફલને નિશ્ચય પામે છે.

तथा च-रजनीभोजनत्यागे, ये गुणाः परतोऽपि तान् ।
न सर्वज्ञादृते कश्चिदपरो वक्तुमीश्वरः ॥ ८ ॥

ભાવાર્થ-રાત્રિભોજનના ત્યાગ કરવામા જે સમગ્ર ગુણો રહેલા છે, તે ગુણોને સર્વજ્ઞ શિવાય બીજો કોઇપિણ કહેવાને સમર્થ નથી

अन्यत्राऽपि मार्कंडेयपुराणे मार्कंडमहर्षिणा उक्तम्-
यो रात्रौ सर्वदाहार वर्जयन्ति सुमेधस. ।
तेषां पक्षोपवासस्य, फल मासेन जायते ॥ १ ॥

ભાવાર્થ-જે સારી બુદ્દિવાળા માણુસો રાત્રિને વિષે નિરતર આહારાદિકને ત્યાગ કરે છે, તેઓને એક માસના અદર ૫દર ઉપવાસનુ ફલ પ્રાપ્ત થાય છે

नोदकमपि पीतव्य, रात्रावत्र युधिष्ठिर ।
तपस्विना विशेषेण, गृहीणा च विवेकिना ॥ २ ॥

ભાવાર્થ- હે યુધિષ્ઠિર ! રાત્રિને વિષે પાણિ સરખુ પણ પાન કરવું લાયક નથી, તેમા પણ તપસ્વિને તો વિશેષ થકી પાણિ પણ ત્યાગ કરવુ જોઇયે અને વિવેકી એવા સસારી ગૃહસ્થ માણુસોને પણ પાણિનુ પાન કરવુ રાત્રિને વિષે લાયક નથી તો ભોજન કરી શકાયજ કેમ ?

मृते स्वजनमात्रेऽपि, सुतकं जायते किल ।
अस्तं गते दिवानाथे, भोजनं क्रियते कथं ? ॥ ३ ॥

ભાવાર્થ-પોતાના સ્વજન સંબધિ કુટુબ વર્ગના માણુસના

મરવાથી સૂતક લાગે છે તો સૂર્ય અસ્ત થયે છતે ભોજન કેવી રીતે કરી શકાય? અર્થાત્ કરી શકાયજ નાહ.

**अस्त गते दिवानाथे, आपो रुधिरमुच्यते ।**
**अन्नं मांससमं प्रोक्तं, मार्कंडेय महर्षिणा ॥ ४ ॥**

ભાવાર્થ—સૂર્યના અસ્ત થયા પછી પાણિને રૂધિર તથા અન્નને માસ માર્કંડઋષિ કહે છે તેથી માસ અને રૂધિર તુલ્ય અન્નપાણિનો ઉત્તમ માણુસોયે ત્યાગ કરવો જોઇયે

વિવેચન—શ્રીમાન્ જ્ઞાનિ મહારાજા રાત્રિભોજનને વિષે અનેક જીવોનો સહાર અને અનતુ પાપ કહે છે તે સત્યજ છે અને તેથી કરીને ઉત્તમ જીવોને જ્ઞાનિ મહારાજના વચન ઉપર આસ્તા થાય છે તેથીજ ઉત્તમ જીવો કુગતિથી ભયને પામી દુર્ગતિના મૂળ સબળ કારણરૂપ રાત્રિભોજનને જાણી તેનો પરિહાર કરે છે.

વર્ત્તમાન કાલને વિષે સુધારાની સિદ્ધિ સપાટી ઉપર ચાલનારા સુદર શાકડાઓને વીતરાગ મહારાજના આ ઉપરોક્ત કોઇપણ વચનો રૂચતા નથી અને સુધારાવાળા તેમજ કુધારાવાળા અને કેટલાક જાણનારા ડાહ્યા ડમરા તેમજ કેટલા અજ્ઞાન અને મૂઢ મતિમદ રાત્રિ-ભોજન કરતા બાહુલ્યતાથી અત્યારે પ્રત્યક્ષ જોઇ શકવામા આવે છે.

એવું કોઇ નગર પુર શહેર ગામ નહિ હોય કે જ્યા રાત્રિભોજન કરનારા જૈન નામધારી જૈનો વસતા નહિ હોય? તેઓ રાત્રિભોજન કરી પોતાના પિંડમા અગ્નિ મુકી માનવજન્મને એળે ગમાવે છે અને રાત્રિભોજનને ત્યાગ કરનારા માનવજન્મને સફલ કરી સદ્‌ગતિના ભોક્તા થાય છે.

यदुक्तं पउमचरिये-

अणथन्ते दिवसयरे, जो चयइ चउव्विहपि आहारं ।
सो जगजगेन्तसोहे, वसइ विमाणे चिरं कालं ॥१॥

ભાવાર્થ-સૂર્ય અસ્ત થયા પ્રથમ જે જીવ ચારે આહારને પ્રત્યાખ્યાન વડે ત્યાગ કરે છે, તે જીવ જગજગાયમાન છે શોભા તે જેની એહવા ઉત્તમ વિમાનને વિષે ઘણા લાબા કાળ સુધી વાસ કરે છે, અર્થાત્ સૂર્ય અસ્ત થયા પહેલા ભોજન કરનાર જીવ રાત્રિ-ભોજનને ત્યાગ કરી ઉત્તમ વૈમાનીક દેવપણુ પામી તેના અંદર એકાત સુખનો ભોકતા થઇ ઘણો કાળ વસે છે.

तत्तो चुओ समाणो, उप्पन्नो एत्थ माणुसे लोए;
बहुनयरखेडकब्बडरहगयवरसामिउ होइ ॥२॥

ભાવાથ-અને ત્યા થકી ચવીને મનુષ્યલોકને વિષે ઉત્તમ જાતિકુલ સપન્ન થઈ બહુ નગર કર્બટ રથ અને શ્રેષ્ઠ હસ્તિયોનો સ્વામી અર્થાત્ મહાન્ રાજા થાય છે

पुणरवि जिणवरविहिए, धम्मे काऊण दृढयरं चित्तं।
आराहिय तवनियमो, कमेण सिवसासय लहइ ॥३॥

ભાવાર્થ-વળી ત્યા પણ શ્રીમાન્ જિનેશ્વર મહારાજે કથન કરેલ ધર્મને વિષે પોતાના અત્યત દૃઢ ચિત્તને ધારણ કરી તેમજ તપ નિયમાદિકના સમારાધને કરી અનુક્રમે શાશ્વત શિવસુખને પામે છે.

जे पुण रयणीसु नरा, भुंजति असंजया वयविहूणा ।
ते नरयतिरियवासे, हिंडन्ति अणतयं कालं ॥ ४ ॥

ભાવાર્થ-વળી પણ વ્રત વિનાના જે અવિરતિ મનુષ્યો રાત્રિને

વિષે ભોજન કરે છે, તે મનુષ્યો તિર્યંચાદિક ગતિને વિષે અનંતકાળ પરિભ્રમણ કર્યા કરે છે

**अणुहविऊण य दुक्खं, जइ कहवि लहन्ति माणुस जम्म ।**
**तत्थवि होन्ति अणाहा, जे निसिभत्तं न वज्जन्ति ॥५॥**

ભાવાર્થ-અને ત્યા પણ મહાન્ દારૂણ દુખને ભોગવી અકામ નિર્જરા વડે કરી કેટલાએક કર્મને ક્ષીણ કરી જો કદાપિ મહાકષ્ટે પણ માનવજન્મને પામે છે, તો ત્યા પણ રાત્રિભોજનનો ત્યાગ નહિ કરવાથી અનાથ દીન દુસ્થિત ગરીબ અને કેવલ દુઃખીજ થાયછે

**महिला य जा न रत्तिं, भुंजइ आहारखाणपाणविहिं ।**
**जिणधम्मभावियमई, साविय देवत्तणं लहइ ॥ ६ ॥**

ભાવાર્થ-જેનધર્મને વિષે વાસીત છે બુદ્ધિ તે જેની એવી સ્ત્રી જો પણ રાત્રિને વિષે આહાર ખાનપાનને કરતી નથી તો તે સ્ત્રી પણ દેવગતિને પામે છે

**तत्थ विमाणम्मि चिर, विसयसुहं भुंजिउं चुयसमाणी ।**
**आयाइ माणुसत्ते, उत्तममहिला सुरूवा य ॥ ७ ॥**

ભાવાર્થ-અને ત્યા વિમાનને વિષે પણ ઘણા કાળ સુધી વિષય સુખને આસ્વાદન કરી ઉત્તમ માનવભવને વિષે ઉત્તમ સ્ત્રી થાય છે. તેમજ અતિ રૂપાળી થાય છે.

**तीर हवइ पकामं, कंचणमणिरयणरुप्पयपवाल ।**
**धणवज्ञ च बहुविहं, जीए न भुत्तं वियालम्मि ॥८॥**

ભાવાર્થ-વળી જે સ્ત્રી રાત્રિને વિષે ભોજન કરતી નથી તે સ્ત્રીને કચન મણિરત્ન રૌપ્ય પ્રવાલ ધન ધાન્ય બહુજ પ્રકારે પ્રાપ્ત થાયછે.

**सेज्जाहि सुह निसगा, विज्झिजइ चामरेहि विलयाहिं ।**
**आभरण भूसीयगी, जा निसिभत्तं विवज्जेइ ॥ ९ ॥**

ભાવાર્થ-વળી જે સ્ત્રી રાત્રિને વિષે ભોજનાદિકને ત્યાગ કરે છે તે સ્ત્રી ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકારને ધારણ કરી શય્યાને વિષે સુખે કરી સુની થકો વિવિધ પ્રકારના વિસ્તાર યુક્ત ચામરોથી વિંજાય છે. અર્થાત્ કોઇ મહાન્ પુરૂષની સ્ત્રીપણાને પામી ઉત્તમ રિદ્ધિ સિદ્ધિની ભોક્તા થાય છે

**चक्कहरवासुदेवाण, होन्ति महिलाउ ललियरूवाओ ।**
**भुंजंति विसयसोक्खं, जाउ विवज्जति निसिभत्तं ॥१०॥**

ભાવાર્થ-વળી પણ જે સ્ત્રિયો રાત્રિભોજનનો ત્યાગને કરે છે તે સ્ત્રિયો સુંદર રૂપ સંયુક્ત થઇ અને ચક્રવર્તિ તથા વાસુદેવાદિકની સ્ત્રિયો થઇ વિષયસુખને ભોગવનારી થાય છે.

**जाओ पुण महिलाओ, रत्तिं जेमन्ति धम्मरहियाओ ।**
**ताओ विहु दुक्खाइं, अणुहवन्ति बहुप्पयाराइं ॥ ११ ॥**

ભાવાર્થ-વળી પણ ધર્મરહિત જે સ્ત્રિયો રાત્રિને વિષે ભોજન કરે છે, તે સ્ત્રિયો અનેક પ્રકારે બહુવિધ દુખની પરંપરાને અનુભવે છે પામે છે.

**हीणकुलसभवाओ, धणधन्नसुवणरूवरहियाओ ।**
**जायन्ति महिलाओ जाओ भुंजंति निसिभत्तं ॥ १२ ॥**

ભાવાર્થ—વળી જે સ્ત્રિયો રાત્રિને વિષે ભોજન કરે છે તે મરણ પામીને નીચકુલને વિષે ઉત્પન્ન થાય છે અને ધન ધાન્ય સુવર્ણ તેમજ રૂપવડે કરી રહિત થાય છે.

**दारिद्ददूहवाउ, निच्चं करचरणफुट्टकेसीओ।**
**होन्ति इह महिलियाउ, जाउ भुंजंति निसिभत्तं ॥१३॥**

ભાવાર્થ—વળી જે સ્ત્રિયો રાત્રિને વિષે ભોજન કરે છે તે સ્ત્રિયો દારિદ્ર દુઃખ વ્યાધિ વડે કરી વ્યાપ્ત થાય છે તથા ફુટી ગયેલ હાથ પગ કેશ વિગેરે યુક્ત તેમજ અનેક પ્રકારના દુઃખોને ભોગવનારી થાય છે.

**जइवि हु किंचि निओगं, करेन्ति अन्नाणधम्मसद्धाए।**
**तहवि य तं अप्पफलं, होइय निसिभोयणरयाण ॥१४॥**

ભાવાર્થ—યદ્યપિ અજ્ઞાન ધર્મશ્રદ્ધાથી કાઇપણ સત્કર્તવ્યને કોઇપણ જીવ કરે છે તો પણ રાત્રિભોજનને વિષે રક્ત જીવોને તે સ્વલ્પ ફળ આપનાર થાય છે.

**अत्थमिए दिवसयरे, जो भुंजइ मूढभावदोसेणं।**
**सो चउगइवित्थिण्णं, संसारं भमइ पुनरुत्त ॥ १५ ॥**

ભાવાર્થ—સૂર્યના અસ્ત થયા પછી જે માણસ મૂઢ ભાવ દોષ વડે કરી ભોજનને કરે છે તે માણસ ચાર ગતિ રૂપ વિસ્તારવાળા સંસાર ચક્રવાલને વિષે વારવાર પરિભ્રમણને કરે છે.

**लिंगी वा अलिंगी वा, जो भुंजइ सव्वरीसु रसगिद्धो।**
**सो न य सोग्गगमणं, पावइ अचरित्तदोषेणं ॥ १६ ॥**

ભાવાર્થ—લિંગી વા અલિંગી રસગૃદ્ધિ યુક્ત જે માણસ રાત્રિને વિષે ભોજન કરે છે તે રાત્રિભોજન કરવાના દોષથી વ્યાપ્ત થયેલો સ્વર્ગસુખને પામી શકતો નથી.

**जे सव्वरीसु पुरिसा, भुंजंतिह सीलसंजमविहूणा।**
**महुमज्जमंसनिरया, ते जन्ति मया महानरयं ॥१७॥**

ભાવાર્થ—શીયલ અને સયમ રહિત તેમજ મધુ મદ્ય માસને વિષે રક્ત રહેલા જે પુરૂષો રાત્રિને વિષે ભોજન કરે છે તે પુરૂષો મરીને મહાન્ ઘોરાતિઘોર નરકને વિષે ગમન કરે છે-જાય છે

**हीणकुलंसभवाचि हु, पुरिसा उच्छिन्नदारधणसयणा ।**
**परपेसणाणुकारी, जे भुत्ता रयणिसमयम्मि ॥ १८ ॥**

ભાવાર્થ—જે માણુસો રાત્રિભોજનને કરે છે તે માણુસો હીન નીચ કુલને વિષે ઉત્પન્ન થયા છતા પણ જેના નાશ પામ્યા છે સ્ત્રિ પુત્ર પૈસા કુટુબ સ્વજન પરિવાર તે જેના એહવા થઇ પરનુ દાસત્વપણુ કરવાવાળા થાય છે.

વિવેચન–સાપ્રતકાલને વિષે એહવુ કોઇ ગામ નગર શહેર પુર પાટણ નહિ હોય કે જેને વિષે જૈન નામ ધારણ કરનાર રાત્રિભોજનને કરનાર નહિ હોય અર્થાત્ બાહુલ્યતાથી ઘણા માણસો રાત્રિભોજન કરનારા પ્રત્યક્ષ અત્યારે માલુમ પડે છે. હવે જો તે જીવોને રાત્રિભોજન ત્યાગ કરવા માટે કહેવામા આવે તો મરણ પામવુ તેને સારૂ લાગે પણ રાત્રિભોજનને ત્યાગ કરવુ સારૂ લાગે નહિ શેહેરોને વિષે ઘણા ખરા શોખીલા જીવોને વ્યસનજ પડી ગયેલુ કે કાતો ઘરને વિષે અને બાહુલ્યતાથી હોટલને વિષે જઇ ચાહ દુધ દુધપાક શીખડ શીરો બાસુદી પુરી કસાર ભજીયા કચોરી રીગણા બટાકા કુગલી વિગેરેના ભજીયા અને અને શાકો વિગેરેનુ ભક્ષણ કરી પૈસાનુ પાણિ કરે છે એટલુજ નહિ પોતાના પુન્યનુ એટલુજ નહિ પોતાના માનવભવનુ એટલુજ નહિ પરતુ ભવોભવની જીદગીનું પાણિ કરી મહાન્ સસાર ઉપાર્જન કરી ચારે ગતિને વિષે હડકાયા કુતરાની પેઠે રઝળ્યા કરે છે. અરેરે રાત્રિભોજન કરનાર મતિમંદ મૂઢ જીવોને

રાત્રિભોજન કરી નર્ક તિર્યંચોને વિષે પરિભ્રમણ કરવુ અત્યત પ્યારૂં લાગે છે અને રાત્રિભોજનનો ત્યાગ કરવુ બહુજ ખારૂ લાગે છે આ તેમના કેવલ બહુલકર્મીપણાને સૂચવે છે કેટલાક જીવો પાસે પૈસા કદાચ ઓછા હોય અગર હોટલમા જઈ ઉપરોક્તનુ ભક્ષણ કરવું પોતે પ્રસન્ન ન કરતા હોય છતા તેમને પણ એવી ટેવ પડેલી હોય છે કે તે પણ ઘરને વિષે પણ નિરતર રાત્રિભોજન કરે છે. વળી કેટલાયેક-ને તો એવી કુટેવ હોય છે કે કોઈપણ કાર્ય પ્રસગ શિવાય પણ જાણી-બુઝીનેજ રાત્રિયેજ ભોજન કરે છે આવા રાત્રિભોજનના રસીયા જીવોને કુગતિમા પડતા બચાવ કરવા નિમિત્તે વીતરાગ મહારાજે અને શાસ્ત્રકાર મહારાજે ઉપદેશનો વરસાદ વરસાવવામા કાંઇ ક્યાશ રાખી નથી છતા પણ ભારેકર્મી જીવડાઓ. તેમના ઉપર લક્ષ નહિ આપતા રાત્રિભોજનમાજ રક્ત રહી એકાત પાપકર્મના ભોક્તા થઇ કુગતિમા ગમન કરે છે રાત્રિભોજન ત્યાગ કરવામા ઘણા ગુણો અને સદ્ગતિમા ગમન કરવાપણુ તેમજ રાત્રિભોજન કરવાથી સસારમા રઝળવાપણું આ બન્ને તો પરલોકને વિષે બતાવેલ છે પરતુ ઇહલોકને વિષે પણ રાત્રિભોજન કરનારા એકાત દુ ખના ભોક્તા થાય છે અને શરીરમા અનેક પ્રકારની ઉપાધિયુક્ત થાય છે તેનું દિગ્દર્શન કરાવવા નિમિત્તે કલિકાલસર્વજ્ઞ મહાત્મા હેમચદ્રસૂરી મહા-રાજ સ્વકૃત્ યોગશાસ્ત્રને વિષે નીચે પ્રકારે કહે છે—

**मेधां पिपीलिका हन्ति, युका कुर्याज्जलोदरम् ।**
**कुरुते मक्षिका वान्ति, कुष्टरोगं च कोलिकः ॥१॥**
**कंटको दारुखंडं च, वितनोति गलव्यथाम् ।**
**व्यंजनान्त र्निपतितस्तालुर्विध्यति वृश्चिकः ॥ २ ॥**

**विलग्नश्च गले वाल., स्वरभंगाय जायते ।**
**इत्याद्यो दृष्टदोषा:, सर्वेषां निशिभोजने ॥ ३ ॥**

ભાવાર્થ—રાત્રિભોજન કરનારા માણસ રાત્રિને વિષે ભોજન કરવા બેસે છે તેમા ભોજનના કોઇ પણ પદાર્થને વિષે કીડીયો આવી હોય અને તેનુ ભક્ષણ કરવામા આવે તો તે કીડીયો બુદ્ધિનો નાશ કરે છે વળી ભોજનના અદર જૂ આવી હોય તો જલોદરના રોગને ઉત્પન્ન કરે છે તથા ભોજનને વિષે માખી આવી હોય તો વમન કરાવે છે અને ભોજનને વિષે કરોલીયો આવ્યો હોય તો કુષ્ટરોગને ઉત્પન્ન કરે છે તથા ભોજનને વિષે કાટો તેમજ લાકડાનો ખડ આવેલો હોય તો ગળાને વિષે પડાને ઉત્પન્ન કરે છે તથા શાકાદિને વિષે પડેલો વિછી ભક્ષભોજન કરનારના તાળવામા દશ મારે છે તથા ભક્ષભોજનને વિષે વાળ આવેલ હોય તે ગળામા ચોટી જવાથી સ્વરભગને કરે છે એવી રીતે સર્વ પ્રાણિયોને રાત્રિભોજન કરવામા શાસ્ત્રકાર મહારાજાયે એ ઉપરોક્ત દોષોને દેખેલા છે ૩

હેમહાનુભાવ! રાત્રિભોજન કરવાથી ઉપરોકત દોષો પ્રત્યક્ષ ઇહિભવના અદર શાસ્ત્રકાર મહારાજાયે કહેલા છતા તને કેમ સમજણ પડતી નથી શુ તારી બુદ્ધનો વિનાશ થાય તે તને સારૂ લાગે છે શુ જલોદરનો રોગ થાય તે તને વહાલુ લાગે છે શુ વમનાદિક થાય તે તને પ્યારૂ લાગે છે તારા શરીરમા કુષ્ટ કોઢ રોગ થાય તે તને બહુજ ગમે છે શુ તારા ગળામા પીડા થાય તેમા તું રાજી છે શુ તારા તાળવામા વીછી ડક મારે તે તને ઠીક લાગે છે શુ તારો સ્વર કઠ ખરાબ થઈ જાય બેસી જાય તેમા તુ મજા માને છે અરે હે પામર જીવ! તને તહારૂ શરીર વહાલુ નથી તો બીજા જીવોની

ઉપર તને દયા આવેજ શાની, અરેરે તને તારો આત્મા વહાલો નથી તો તુ બીજાના આત્માનુ સરક્ષણ કરેજ ક્યાથી હે ગમાર તું વિચાર કરજે, તુ એમ માનતો હોઇશ કે ઇંહા તો મોજ મારી ખાઈપી લઇને પછી પરભવની વાત પરભવ પાસે, પરભવ કોણે દેખેલ છે, એમ જાણી રાત્રિભોજન કરતો હોઇશ પણ ના ના ભાઈ ભવાતરનુ તારૂ પુન્ય છે તેથી તેના પ્રતાપથી તું તાતો માતો થઈ રાત્રી ભોજન કરે છે પણ નિરતર રાત્રિભોજન કરવાના એકત્ર થયેલા પાપોદયથી જ્યારે તારો પાપનો ઘડો ભરાઇ જશે ત્યારે તેના વિરૂપ કડવા મીઠા ફલો આ ભવમાજ તારે ચાખવા પડશે અને મરણ પામીને પણ તુ ખરાબ તિર્યંચ અને નર્કાદિક કુગતિમા જઇ અનેક પ્રકારના દુખોનો એકાત ભોક્તા થઇશ. જોને કળિકાળ સર્વજ્ઞ મહાત્મા હેમચદ્રસુરિવર્ય શુ કહે છે તે તપાસ કર.

**उलूक काकमार्जारगृध्रशंबरशूकरा ।**
**अहिवृश्चिकगोधाश्च, जायन्ते रात्रिभोजनात् ॥ १ ॥**

ભાવાર્થ–રાત્રિભોજન કરનારા જીવો મરણ પામીને ઘૂવડ કાગડા બીલાડા ગૃધ્ર શબર એટલે એક જાતનો મૃગલો યા એક જાતનુ માછલુ ડુક્કર સર્પ વિછી અને ઘો ઇત્યાદિક અવતારોને પામે છે.

વિવેચન અરેરે જીહ્વેદ્રિયના લોલુપી જીવો રાત્રિભોજનને જ્ઞાનિમહારાજાયે એકાત નિષેધ કર્યા છતા તથા તેના અદર, અનેક પ્રકારના દૂષણો છતા ઇહલોકને વિષે પણ મહાન્ અનર્થ કરનાર છતા પરલોકને વિષે પણ ઉપરોક્ત દુષ્ટ ભવોને વિષે જન્મ આપતા છતા તેમજ સસાર ચક્રવાલને વિષે દીર્ઘકાળ પરિભ્રમણ કરાવનાર છતા રાત્રિભોજન શું તને ગમીજ રહેલુ છે, શું તેને તું ઇચ્છીજ રહેલ છે, શુ તેને તુ

ત્યાગ નહિજ કરે. શુ વીતરાગના વચનો તહારા અંતઃકરણમા નહિજ ઠસે શુ રાત્રિભોજન કરવાથી તું પાકો નહિજ પરે અરેરે તેમ કરી તું સંસારસમુદ્રને નહિજ તરે, અરેરે નાદાન ચેતન અરેરે મૂર્ખ જીવ અરેરે, જંગલી આત્મા સમજ સમજ રાત્રિભોજન કરી તારે કેટલા કાળ જીવવાનુ હતુ રાત્રિભોજન કરવાથી તારા આત્માને શુ સુખ થવાનુ હતું રાત્રિભોજન કરવાથી તારૂ શરીર શુ પુષ્ટ થવાનું હતું, રાત્રિભોજન કરવાથી શુ તારૂ આયુષ્ય અમર થવાનુ હતું તેનો વિચાર કર, વિચાર કર, અરેરે ભાઇ રાત્રિભોજન ત્યાગ કર, ત્યાગ કર ચિંતામણિરત્નના સમાન દુષ્પ્રાપ્ય માનવભવને એળે મગમાવી દે રાત્રિભોજનના ક્ષણ માત્ર સુખને માટે અનંતી દુખની રાશી તહારા મસ્તકના ઉપર ન ધારણ કર પછી તુ પસ્તાઇશ રીબાઇશ મરાઇશિ કુટાઇશ ખાસડા ખાઇશ પરંતુ તારાથી બાજી હારી ગયા પછી કોઈ પણ તહારૂ હિત થઇ શકવાનુ નથી માટે હે મહારા વહાલા બંધવ હે મહારા પ્રેમી બંધવ આજ સુધીમા થયુ તે થયુ હવે કરેલા રાત્રિભોજનનો પશ્ચાતાપ કર આત્માની નિંદા કર ગુરૂ મહાગજ પાસે તેના દોષોને નિવારણ કરનારૂ પ્રાયશ્ચત અંગીકાર કર, હવે પછી રાત્રિ ભોજન કરવાના યાવત્ જીવ પ્રત્યાખ્યાન કર, વીતરાગના માર્ગને વચનોનો આદર કર પાપકર્મને ક્ષીણ કર સદ્દગતિને વર અને સંસારસમુદ્રને તર તેજ અમારી તને હિતશિક્ષા છે

## દ્રષ્ટાન્ત ૧

કોઇક એક શ્રેષ્ટિનો પુત્ર રવિગુપ્ત નામનો હતો તે વિષયાદિક અને વ્યસનોને વિષે વિશેષ લંપટપણુ ધારણ કરી યૌવન અવસ્થાના મદમા ચકચૂર થઇ રાત્રિને વિષે આખી રાત્રિ ખાધા કરી ગામમા ફર્યા

કરતો હતો એટલુજ નહિ પણ પોતે આખી રાત્રિ ભક્ષ્યાભક્ષ્યનું ભક્ષણ કરી ધર્મિષ્ટ મહાત્મા જીવોની પાછી તે નિંદા કરતો હતો અને ઉચ્છૃંખલપણે બોલતો હતો કે તે બિચારા પામર જીવોને રસના સ્વાદની શી ખબર પડે આવી રીતે નિરતર રાત્રિભોજન કરવાથી શરીરમા કોઇક દિવસે મહા વ્યાધિ ઉત્પન્ન થયો તેની વેદના શરીરમા સખત ઉપડી અને પાપકર્મથી ભારે થયેલ હોવાથી આર્તરૌદ્રધ્યાન શરૂ થયુ નરકગતિના નગારા ગડગડવા માડયા નરકગતિની લેશ્યા નરકગતિની આનુપૂર્વીના પોટલામા બાધી ત્યાથી મરીને ત્રીજી નરકમા ઉત્પન્ન થઇ નરકની મહાન્ વેદનાનો અનુભવ કરવા લાગ્યો એટલુજ નહિ પણ તેને અનત કાળ સસારમા ભટકવુ પડયુ આવુ જાણી હે ઉત્તમ જીવો નરકના દુખથી ત્રાસ પામી તમે રાત્રીભોજનને જલાજલી આપી સુખી થાઓ.

## દૃષ્ટાન્ત ૨.

એક ગામને વિષે શ્રાવક ભદ્રક મિથ્યાત્વી ત્રણ મિત્ર હતા અન્યદા પ્રસ્તાવે તે ત્રણે જૈનગુરૂ પાસે ગયા અને ગુરૂ મહારાજ તેમને ઉપદેશ આપ્યો કે રાત્રિભોજનને વિષે મહા પાપ છે પાણિનુ પાન કરવાથી બમણુ પાપકર્મ સાઇમનનુ ભક્ષણ રાત્રિયે કરવામા છે તથા સાઇમથી ત્રણગણુ પાપકર્મ ખાઇમ રાત્રિયે ભક્ષણ કરવામા છે ને ખાઇમથી અશનાદિકનુ ભક્ષણ રાત્રિયે કરવાથી ત્રણગણું પાપકર્મ છે વળી રાત્રિને વિષે અધારામા નજરે જીવો જોઇ શકાતા નથી તેમજ રાત્રિયે તૈયાર કરેલુ અન્ન દિવસે પણ ભક્ષણ કરવાથી રાત્રિભોજન કહેવાય છે વિગેરે પ્રથમ છઠ્ઠી સાતમી ગાથામા કહ્યા પ્રમાણે ઉપદેશ આપી ફરીથી પણ કહ્યું કે જે કુકદાગ્રહથી મોહીત

થઇ મૂઢ મૂર્ખ મણુઓ રાત્રિભોજનના પરિહારને કરતા નથી તે એડકાક્ષ અને મરૂકની પેઠે દુ ખોને પામે છે.

દશાર્ણપુર નગરને વિષે શ્રાવકની પુત્રી ધનશ્રી નામની હતી તેણે પોતાના સ્વામીને મહા મુશીબતે સમજાવીને રાત્રભોજનના પચ્ચખ્ખાણ કરાવ્યા ત્યારબાદ તેની પરિક્ષા નિમિત્તે શાસનદેવતાયે રાત્રિને વિષે તેની બ્હેનનુ રૂપ કરી ભક્ષ્ય ભોજન પોતે લાવેલ તે જમવાને માટે આગ્રહ બહુજ કરવાથી પોતાની સ્ત્રિયે ના પાડયા અને વાર્યા છતા ભોજન કરવા બેઠો તેથી દેવતાયે ચપેટા વડે કરી મારવાથી તેની બન્ને ચક્ષુ તુરત નીકળી પડી અને આંધળા થયો. પોતાના સ્વામીની આવી સ્થિતિ જોઇ તેની સ્ત્રિયે દેવતાને આરાધવા નિમિત્તે કાઉસ્સગ્ગ ધ્યાન કરવાથી દેવતાયે પ્રસન્ન થઇ તેજ સમયે કોઇયે એડક ( બોકડો ) મારેલ હોવાથી તેની ચક્ષુ લઈ ચોટાડી દેવ થી તે જગતમા એડકાક્ષ નામે પ્રસિદ્ધ થયો

વલી મરૂકનું દ્રષ્ટાંત પણ શ્રાદ્ધદિનકૃત્ય બૃહત્ વૃત્તિમા છે એ પ્રમાણે ગુરૂમહારાજે રાત્રિભોજન પરિહારનો ઉપદેશ આપવાથી ત્રણ જણમા જે શ્રાવક હતો તેણે તો પોતાના ઉત્તમ કુળનો આચાર હોવાથી રાત્રિભોજનનો નિયમ શીઘ્રતાથી કર્યો અને બીજો ભદ્રક હતો તેણે વિચાર કરી કરીને એક નિયમ અ'ગીકાર કર્યો પરંતુ મિથ્યાત્વી કોઇપણ પ્રકારે પ્રતિબોધ પામ્યો નહિ ત્યારબાદ શ્રાવક અને ભદ્રકના કુટુંબો અનુક્રમે નિયમમા તત્પર થયા કર્મના યોગે શ્રાવક પોતાના નિયમમા શિથિલ થયો પ્રભાત કાલે અને સાયંકાલે પણ નહિ ભોજના કરવાના સમયે ભોજન કરવા લાગ્યો કદાચિત્ રાત્રિને વિષે પણ ભોજન કરવા લાગ્યો. એક દિવસ શ્રાવક અને

ભદ્રક બન્ને જણા પ્રભાતકાલે ભોજન કર્યાં શિવાય રાજ્યકાર્યમાં વ્યગ્ર થવાથી રાત્રિ પડી ગઈ, તેથી હજી વખત છે. આવી રીતે મિત્રાદિક પ્રેરણા કરવા માંડી પણ ભદ્રકે ભોજન કર્યું નહિ. અને શ્રાવક તો બોલવા માંડયો હજી ક્યા રાત્રિ પડી છે, હજી ક્યા અંધારૂ થયુ છે, હાથની રેખા તો દેખાય છે ટાઇમ છે ભોજનનું અસુર થયુ નથી એમ કહી રાત્રિયે પણ ભોજન કરવા લાગ્યો, અંધકારયુક્ત ઠેકાણે બેસી જમવા લાગ્યો જારી ચબુ કુપો વિગેરે સાંકડા મુખવાળા ભોજનમાંથી ત્રસ જીવોયુક્ત ગળ્યા ને દેખ્યા વિના પાણીનુ પાન કરવા લાગ્યો, આવી રીતે નિરંતર કરતા એક દિવસ ભોજનને વિષે જુ પડવાથી ઉદરમા ગઈ ને તે શ્રાવકને જલોદરનો રોગ થયો મહાવ્યાધિથી પીડા પામી બિલાડો થયો ત્યાપણ જીવહિંસા કરી મરીને પેહેલી નરકે ગયો શ્રાવક છતા અને રાત્રિભોજનના નિયમને અંગીકાર કર્યો છતા નિધ્વંસ પણે રાત્રિભોજન કરવાથી નરકને વિષે ઉત્પન્ન થયો અને ભદ્રક હતો તેણે નિયમ પાળવાથી પુન્યકર્મ બાધ્યું ને કાળે કરી શુભ ધ્યાનથી પ્રથમ સૌધર્મ દેવલોકને વિષે ગયો ત્યાર બાદ શ્રાવકનો જીવ નરકથી નીકળી દરિદ્ર બ્રાહ્મણનો શ્રીપુજનામે પુત્ર થયો અને જે ત્રીજો મિથ્યાદષ્ટિ હતો તે પણ અનુક્રમે તેનો નાનો ભાઇ થયો ભદ્રક જે દેવ થયેલ હતો તેણે બન્નેને બોધ આપી રાત્રિભોજન તથા અભક્ષ્યભક્ષણ કરવાનો નિયમ કરાવી દઢતા રાખવાને ફરમાવ્યુ તેથી બન્ને ભાઇયોયે દઢતા રાખી નિયમનો નિર્વાહ કરવા માંડયો. તેમના માતા પિતા મિથ્યાત્વી કદાગ્રહી હોવાથી રાત્રિયે ભોજન કરાવવા બહુજ મેહેનત કરી પરંતુ બન્ને જણા રાત્રિયે નહિ જમતા નિયમમા દઢ રહ્યા આવી રીતે ત્રણ લાધણ થઇ. હવે ત્રીજી

રાત્રિયે ભદ્રકજીવ દેવે રાત્રિભોજનપરિહારના પ્રત્યક્ષ મહિમા વધારવા માટે રાજાના પેટમા મહા પીડા ઉત્પન્ન કરી તે અનેક ઉપાય કરતા પણ શાત થઈ નહિ ત્યારે દેવે આકાશમા રહી કહ્યુ કે રાત્રિભોજનના નિયમને અગીકાર કરનાર શ્રીપુજના હાથના સ્પર્શથીજ રાજાની પીડા શાત થઇ જશે આવી રીતે દેવવાક્ય શ્રવણ કરી મત્રિવર્ગાદિ શ્રીપુજને રાજા પાસે લઈ ગયા તેથી શ્રીપુજ ઉચે સ્વરે બોલ્યો કે રાત્રિભોજન કરવાનુ મે જે વ્રત લીધુ છે તેનો સત્ય પ્રતાપ હેય તો મહારા હાથના ફક્ત સ્પર્શથીજ રાજાની પીડા શાત થઈ જશે આવી રીતે કહી હસ્તસ્પર્શો કરવાથી રાજાનુ શરીર તુરત પીડા રહિત થયુ લોકોમા જયજયકાર થયો રાજાયે શ્રીપુજને પાચસો ગામો બક્ષીસ કર્યાં ને શ્રીપુજે પોતાના બધવ સહિત નગરના સમગ્ર જનોને રાત્રિભોજનના નિયમયુક્ત બનાવી જૈનધર્મવાસિત કર્યાં અનુક્રમે બન્ને ભાઇયો સૌધર્મદેવલોકમા ગયા ને કાલે કરી ત્રણે જણા સિદ્ધિપદ પામશે

## दृष्टान्त ३

અન્ય દર્શનીયોના શાસ્ત્રો રામાયણાદિકને વિષે રાત્રિભોજન કરવામા મહા પાપકર્મ બતાવ્યુ છે. રામ લક્ષ્મણ સીતા જ્યારે વનવાસ ગયા અને માર્ગનુ ઉલ્લઘન કરવા માડયા ત્યારે વચ્ચે કુર્બર નામના નગરના બાહેર વડલાના વૃક્ષ નીચે કોઇક દિવસે વાસ કર્યો, આ સમયને વિષે તે નગરના મહીધર રાજાની પુત્રી વનમાલા નામની લક્ષ્મણના ઉપર અનુરાગવાળી હતી, તે લક્ષ્મણનો વનવાસ સાભળી કર્મયોગથી તેજ રાત્રિમા તેજ વડલાના વૃક્ષ નીચે આવી ત્યા ગળાફાસો ખાવા લાગી, તેને લક્ષ્મણે જાણી લીધી તેથી પાશ તોડી

નાખી ને ગળાફાસા ખાવાનુ કારણ પુછ્યુ એટલે હું લક્ષ્મણ ઉપર રાગવાળી છુ પણ તેમને વનવાસ થયો હવે તે મને મળનાર નથી માટે ગળાફાસો ખાઉં છુ, તેનો વિયોગ મહારાથી સહન નહિ થાય આવી રીતે સત્ય હકીકત કેહેવાથી લક્ષ્મણે પણ હુ લક્ષ્મણ છુ એમ કહ્યુ અને વનમાલયે પણ શુભ લક્ષણ અને ચેષ્ટા ી લક્ષ્મણનેજ માની ત્યાજ પાણિગૃહણ કર્યું ત્યારબાદ લક્ષ્મણે કહ્યુ કે હાલમા તું તહારા પિતાને ઘરે રહે વળતી વખતે હુ તને તેડી જઇશ. વનમાલાયે માન્યુ નહિ ત્યારે લક્ષ્મણે સ્ત્રિહત્યા બાલહત્યા ગૌહત્યાદિ અનેક સોગન ખાવા તો પણ વનમાલાયે ન માન્યુ ત્યારે લક્ષ્મણે કહ્યુ કે તું કહે તેના સોગન ખાઉ ત્યારે તે બોલી કે જો હુ વળતા તને ન લઇ જાઉ તો રાત્રિભોજન કરવામા જેટલુ પાપ છે તેટલુ પાપ મને લાગે એમ સોગન ખાઓ, લક્ષ્મણે ઉપર પ્રમાણે સોગન ખાવાથી વનમાલાયે લક્ષ્મણને છોડયો ને પોતાના પિતાને ઘરે રહી. લક્ષ્મણે પણ વનવાસને અ તે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વનમાલાને સાથે લીધી

કેમ વાચક ! જોયુ કે અન્યદર્શનીયોના પુરાણોની અ દર પણ બાળહત્યા ગૌહત્યા ને સ્ત્રિહત્યાદિકના પાપકર્મ કરતા પણ રાત્રિભોજન કરવામા મહા વિશેષ પાપકર્મ કથન કરેલ છે, છતા પણ મહા આશ્ચર્યની વાર્તા છે કે રાત્રિભોજન કરનારા રાત્રિભોજનથી વિરામ પામતા નથી માટે સમજો વિચારો મનન કરો અને રાત્રિભોજનને ત્યાગ કરો આ શિવાય જૈન પુસ્તકોને વિષે રાત્રિભોજન સબધિ હસ કેશવ વિગેરેના અનેક દષ્ટાતો વિદ્યમાન છે.

---

## पाणिस्वरूपम्—

સુજ્ઞ વાચકવર્ગ ! દુનયામા જ્ઞાન અને અજ્ઞાનિ જીવોની બલીહારી

છે. જ્ઞાન સૂર્યના પેઠે અનેક વસ્તુને પદાર્થને સ્પષ્ટ રીતે દેખાડે છે. તે જ્ઞાનને મેળવનારા મહાત્મા લોકો જ્ઞાનિ કહેવાય છે અને આવા અલૌકિક શ્રુતજ્ઞાન અને અવાધ મનઃપર્યવાદિ તથા કેવલજ્ઞાનાદિ ભૂત ભવિષ્ય વર્તમાનકાલાદિ તેમજ અનેક અસખ્યાતા અનત ભવાદિકને દેખનારા વીતરાગ મહારાજા મહાજ્ઞાનિ કહેવાય છે. આ મહાત્મા ચૌદે રાજલોકના અદર વસનારા જીવોનુ તથા તમામ વસ્તુ પદાર્થનું સ્વરૂપ યથાર્થ રીતે જાણે છે દેખે છે અને તે જગતના જીવોનો ઉદ્ધાર કરવા નિમિત્તે પોતાના અમૃત થકી પણ મિષ્ટ એવા વચનો બોધ કરી વરસાવી ભવ્ય પ્રાણિઓને સિચી ભવ્ય જીવોના તરણ તારણપણાનો પ્રાદુર્ભાવ કરી દેખાડે છે. ચૌદ રાજલોકમા વસનારા સ્થૂલ અને સૂક્ષ્મ જીવોના સ્વરૂપને જૈનસિદ્ધાતેને વિષે અનેક રીતે કથન કરેલ છે તેમાથી સાર રૂપે ઉદ્ધૃત કરી પરમાત્માના વચન આધારે પાણિનુ સ્વરૂપ ચાલુ જમાનાના જીવોને બોધરૂપે દિગ્દર્શન કરાવવા સારૂ આ લેખ લખવાની લેખકને આવશ્યકતા પડી છે. કદાચ કોઇ કહેશે કે પૃથ્વીકાયાદિક સર્વનુ વર્ણન નહિ કરતા અપ-કાય–પાણીનુ વર્ણન કેમ લખ્યુ તો ઉત્તરમા જણાવવાનુ કે જીવને અજી-વને જે માણસો સમજ્યા નથી તેમને પૃથ્વીકાયાદિક સર્વનુ સમજુતી-પણુ આવતું નથી ને કદાચ આવે તો સદ્વર્તન કરતા નથી. વળી ઘણા સૂત્રો સિદ્ધાતો ગ્રંથોના અદર તમામનુ વર્ણન છે. પાણિનુ પણ છે, પરતુ અત્યારે સમજુ માણસ વિના કારણે પાણિનો એટલો બધો ગેરવ્યય કરે છે કે બસ કાંઇ ન પુછો તે જીવોને સમજણ આપી અનત જીવોના બચાવ કરવા નિમિત્તે આ લેખ લખવાની લેખકને જરૂર પડી છે તે આદિથી ઇતિ સુધી વાચી જવાથી વાચકવર્ગને

ખબર પડશે કે વીતરાગ મહારાજે પાણિના એક બિંદુના અંદર અસંખ્યાતા જીવો કહેલા છે ને તેનું રક્ષણ કરવાને માટે ફરમાન કર્યું છે તે બરાબર સત્ય માની પાણિનો ઉપયોગ ઓછો કરી જીવો બચાવા જોઇએ જુઓ. यदुक्त संबोधप्रकरणे हरिभद्रसुरिभिः-

**एगम्मि उदगबिंदुम्मि, जे जीवा जिणवरेहिं पन्नत्ता।**
**ते जइ सरिसवमित्ता, जंबूदीवे न माइंति ॥ १ ॥**

ભાવાર્થ—શ્રીમાન્ જિનેશ્વર મહારાજાયે પાણિના એક બિંદુમા જેટલા જીવો કથન કરેલા છે તેટલા જીવો જો સરસવના પ્રમાણમા મોટા હોય તો લાખ યોજનના જમ્બુદ્વીપને વિષે પણ માઈ શકતા નથી.

વીતરાગ મહારાજના આવા અમોઘ પરમ હિતાવહ વચનો હોવા વડે કરી દરેક જૈન બચ્ચાએ ઉપયોગ રાખી પાણિનો વ્યય ઓછો કરી અપકાયના જીવોનો બચાવ કરી પુન્ય કર્મના ભાગીદાર થવુ તેજ શ્રેયસ્કર છે. શાસ્ત્રકાર મહારાજા શુ કહે છે, જુઓ.

यदुक्तं उपदेशप्रासादे-

**परिसुद्धं जलगहणं, दारुय धन्नाइयाण य तहेव।**
**गहियाणय परिभोगो, विहीइ तसस्स रक्खणठाए ॥ १ ॥**

ભાવાર્થ—ત્રસજીવોના રક્ષણ માટે ગળીનેજ પાણિને ગ્રહણ કરવુ જોઇયે અને લાકડા તથા ધાન્યાદિક જે તે પણ શુદ્ધ કરી તપાસ કરી અંગીકાર કરવા (ઉપયોગમા લેવા) જોઇયે અને જે જે વસ્તુઓ ગૃહણ કરી હોય તેને પણ વિધિ સાહત ઉપયોગમા લેવી જોઇયે આવી રીતે કરવાથીજ ત્રસ જીવોનુ રક્ષણ રૂડે પ્રકારે થાય છે પરમાત્માના ખાસ વચન છે કે જે જે વસ્તુઓ વાપરવાની ઇચ્છા થાય તે તે વસ્તુઓ પ્રથમ દૃષ્ટિથી નીહાળી જોઈ તપાસી ઉપયોગમાં

લેવી અને પાણિ તો પ્રાણાતે પણ ગળ્યા વિના વાપરવુ નહિ

પાણીને ગળ્યા વિના વાપરનારો તામલી તાપસ મહા તપસ્વી છતા પણ પૂર્ણ તપના ફળને અજ્ઞાનતાથી મેળવી શકયો નહિ, જુઓ

**यदुक्तं आगमे-तामलीतापसपरलोकगतिस्वरूपम्-**
**सट्ठिवाससहस्सा तिसत्त खुत्तोदएण धोएण ।**
**अणुचिन्नं तामलिणा, अन्नाणतवोति अप्पफलो ॥१॥**
**तामलितणे तवेणय, जिणमए सिज्जइ सत्तजणा ।**
**अन्नाणहदोसेणं, तामली गओ इसाणमि ॥ २ ॥**

ભાવાર્થ—તામલી નામના તાપસે સાઠ હજાર વર્ષ સુધી છઠને પારણે છઠ એવી રીતે સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યાં અને છઠને પારણે પણ એકવીશવાર પાણિથી ધોયેલ અન્નનુ પારણુ કર્યું પણ અળગણ પાણિથી તે ધોવા વડે અજ્ઞાન તપ કરવાથી અલ્પ ફળ તેને મળ્યુ ૧ હવે જે તાલીમ તાપસે જે પ્રકારે તપ કર્યો પણ તે પ્રમાણે તપ જૈનમતના આચાર વિચારપણાથી જૈનધર્મની શૈલી પ્રમાણે કરે તો તેવા તપના કરવાથી સાત જીવો મોક્ષે જાય પરતુ અજ્ઞાન-દોષથી ઉપરોક્ત તપ કરવાથી તામલિ તાપસ ઇશાન દેવલોકમા ઇંદ્ર થયો ૨

જ્ઞાનિ મહારાજા વિધિ અને જ્ઞાનપૂર્વક કર્તવ્યો કરવાનુ આપણને ફરમાન કરે છે તે આટલાજ માટે કે જ્ઞાનથી અને સમજણથી કરેલ ધાર્મિક કાર્યો મહા લાભને આપવાવાળા થાય છે અને અજ્ઞાનથી કરવાથી જોઇયે તેવો લાભ જીવોને મળી શકતો નથી. કયા તો ઇશાનઇંદ્રપણુ અને કયા તો સાત જણાને મુક્તિ મેળવવાપણુ વીતરાગ મહારાજાના અપૂર્વ જ્ઞાન શિવાય આવુ સ્ફુટ

જ્ઞાન અજ્ઞાનપણાનું ફળ અન્ય કોણુ સમજાવી શકે? બસ કોઇજ નહિ, માટે જ ઉત્તમ જીવોએ પાણિને ગળ્યા વિના ઉપયોગ કરવો નહિ

કેટલાયેક અણુસમજુ પાણિમા ટાઢું પાણિ નાખે છે, પણુ તેમ કરવુ નહિ કારણુકે તેમ કરવાથી કાચા પાણિના જીવો વિનાશ પામે છે આવી ભુલો ઘણા ભાગે આપણા જૈનવર્ગમા જોવામા આવે છે માટે ઉત્તમ જીવોયે સાવચેતી રાખવી તથા ખારા પાણિમા મીઠુ પાણિ પણ મેળવવુ નહિ તેમ કરતા પણુ જીવોનો નાશ થાય છે. જનની સ્ત્રીયો સ ખ'ગને પણુ અવળસવળ સેળભેળ કરે છે, એટલે કુવાનો સ ખારો નદી તલાવ વાવ કે સરોવરમા ઓળે છે, અગર કુવા વાવનો નદીમા એટલે નદીનો કુવામા નદીનો તલાવ વાવ વિગેરેમા કુવાનો નદી તલાવ વાવ વિગેરેમા વાવનો કુવા નદી તલાવ વિગેરેમા તલાવનો નદી કુવા વાવ વિગેરેમા અને ખારાનો મીઠામા ને મીઠાનો ખારામા ઉનાનો ટાઢા પાણિમા ટાઢ' પાણિનો ઉના પાણિમા આવી રીતે ઘણીજ ગરબડ કરી નાખે છે તેથી ઘણા જીવોનો સ'હાર થાય છે માટે જે ઠેકાણેથી પાણિ લઇને ગળ્યુ હોય તેજ ઠેકાણે તેનો સ'ખારો હોવો જોઇયે આ વાત દરેક મહાનુભાવોને બરાબર લક્ષમા રાખવાની છે ને ઉપર પ્રમાણે કરવાથીજ પોતાના સાચા જૈનપણાની સાબીતી થાય છે. પાણિ ગળીનેજ વાપરવુ તેને માટે અન્ય દર્શનીયોના પુરાણો અને સ્મૃતિયો પણ સાક્ષી આપે છે, જુઓ તપાસો. **यथोक्तं पुराणादौ—**

**त्रैलोक्यमखिलं दत्वा, यत्पुन्यं वेदपारगे ।**
**ततः कोटिगुणं पुण्यं, वस्त्रपूतेन वारिणा ॥ १ ॥**

ભાવાર્થ—વેદના પારગામીને સમગ્ર ત્રિલોકી સમર્પણુ કરવાથી

જેટલુ પુન્ય ઉપાર્જન થાય છે તેના થકી કોટીગણું વિશેષ પુન્ય વસ્ત્ર વડે કરી ગળીને પાણિ વાપરવાથી થાય છે મતલબ કે પાણિ ગળીને ઉપયોગમા લેવાથી મહત્ પુન્ય થાય છે. આમા સાફ લખ્યુ છે કે ત્રણ લોકના દાન કરતા પણ કોટિગુણ પુન્ય પાણિ ગળીને વાપરવા થાય છે તેને કોણ ડાહ્યો માણુસ ચુકે અર્થાત્ કોઇજ નહિ.

तथा–ग्रामाणा सप्तकं दग्धे, यत्पाप जायते किल ।
तत्पापं जायते राजन्, नीरस्यागलिते घटे ॥ २ ॥

ભાવાર્થ—સાત ગામોને બાળી ભસ્મીભૂત કરવાથી જે પાપકર્મ ઉત્પન્ન થાય છે તેટલુ પાપકર્મ નહિ ગળેલ (અળગણ) પાણિનો ઘડો વાપરવાથી હે રાજા ઉત્પન્ન થાય છે અર્થાત્ વિષ્ણુ ભગવાનને અર્જુન રાજાયે અળગણ પાણિ વાપરવા સબધી પ્રશ્ન કરવાથી કૃષ્ણ મહારાજાયે કહ્યું કે સાત ગામોને બાળી ભસ્મીભૂત કરનાર તથા એક ઘડો અળગણ પાણિ વાપરનાર સમાન પાપના ભાગીદાર થાય છે ઉપર લખેલ પાપકર્મનો બોજો મસ્તક ઉપર લેવો તેના કરતા પાણિ ગળીને વાપરવુ તેજ ઉત્તમ માણુસનું પરમ કર્તવ્ય છે अथ विष्णुपुराणे—

संवत्सरेण यत्पाप, कैवर्तस्येह जायते ।
एकाहे न तदाप्नोति, अपूतजलसंग्रही ॥३॥

ભાવાર્થ—માછીમાર નિરતર માછલા મારી એક વર્ષ સુધીમા જેટલુ પાપકર્મ ઉપાર્જન કરે છે તેટલુ પાપકર્મ અળગણ પાણિનો સગ્રહ કરનાર ફક્ત એકજ દિવસમા ઉપાર્જન કરે છે મતલબ કે પ્રતિદિન કોટિ ગમે માછલાના સહાર કરવાથી માછીમારને જે પાપ થાય છે તેટલું પાપ અળગણ પાણિના સગ્રહ કરનારને ઉપલક્ષણથી

વાપરનારને વ્યય કરનારને ફક્ત એકજ દિવસમા થાય છે.

આવું અઘોર પાપકર્મ બાધીને મરવા કરના પાણિ ગળીને વાપરી જીદગી ઉજવળ કરે તેજ મનુષ્યના જન્મને ધન્યવાદ ઘટે છે

तथा-य कुर्यात्सर्वकार्याणि, वस्त्रपूतेन वारिणा ।
स मुनि स महासाधु, स योगी स महाव्रती ॥ २ ॥

ભાવાર્થ—જે માણસ નિરત્તર પાણિને ગળીને તમામ કાર્યો કરે છે તેંજ મુનિ કહેવાય છે તેજ મહા સાધુ કહેવાય છે તેજ યોગી કહેવાય છે અને તેજ મહાવ્રતધારી કહેવાય છે પાણિ ગળીને વાપરવાથી જ્યારે આપણને મહાનુભાવની મહાવ્રતી આદિની પદવી તેમજ પુન્યકર્મનો ઉજવળ ઢગલો મળે છે તો તેને છોડી આપણે અળગણુ પાણિ વાપરીયે તો આપણા સમાન બીજો મૂર્ખ માણસ કોણ ગણાય? બસ કોઇજ નહિ.

अपि च म्रियन्ते मिष्टतो येन, पूतरा. क्षारसंभवा ।
क्षारतोयेन मिष्टाश्च, न कुर्यात्संकर तत. ॥ ३ ॥

ભાવાર્થ—મીઠા પાણિના નાખવાથી ખારા પાણિમા ઉત્પન્ન થયેલા પૂરાઓ મરણ પામે છે અને ખારા પાણિના નાખવાથો મીઠા પાણિના પૂરાઓ મરણ પામે છે તે કારણ માટે મીઠુ પાણિ તથા ખારૂ પાણિ એકત્ર કરવુ નહિ અર્થાત્ પાણિ પાણિમા ફેર હોવાથી ખારા પાણિમા ઉત્પન્ન થયેલા જીવો અંદર મીઠુ પાણિ મળવાથી મરણ પામે છે અને મીઠા પાણિમા ખારૂ પાણિ મળવાથી મીઠા પાણિમા ઉત્પન્ન થયેલા જીવો મરણ પામે છે એમ અરસપરસ ખારાને મીઠા પાણિના જીવોનો વિઘાત થવાથી ડાહ્યા ને ઉત્તમ જીવોયે ખારૂ તથા મીઠુ પાણિ એકત્ર સેળભેળ કરવું નહિ.

**अथ सांख्यशास्त्रे-षट्त्रिंशदंगुलायामं, विंशत्यंगुलविस्तृतम् ।**
**दृढ गलनकं कार्यं, भूयो जीवान् विशोधयेत् ॥**

ભાવાર્થ—સાંખ્યશાસ્ત્રકાર સ્વઅનુયાયીઓને પાણિ ગળીને વાપરવા નીચે મુજબ ફરમાન કરે છે કે પાણિ ગળવાનુ ગળણું છત્રીશ આગળ લાંબુ અને વીશ આગળ પોહોળું વિસ્તારવાળું દૃઢ લુગડાનુ અર્થાત્ જાડા લુગડાનુ ગળણું કરવુ અને ફરીથી પણ જીવોને શોધવા, મતલબ કે જાડા લુગડાનુ પાણિ ગળવાનુ ગળણું ઉપરોક્ત પ્રમાણનુ કરવુ અને પાણિ તેમનાથી એકેવાર ગળ્યા છતા પણ ફરીથી બીજીવાર ગળી જીવોની શુદ્ધિ-શોધખોળ કરવી કારણકે એકવાર ગળ્યાથી પણ બરાબર પાણિ ગળી શકાતું નથી તેમ ઉપરના શ્લોકથી સિદ્ધ થય છે.

**अथ लिंगपुराणे तथोत्तरमिमांसायाम्—**

**त्रिंशदंगुलमानं तु, विंशत्यंगुलमायतम् ।**
**तद् वस्त्रं द्विगुणीकृत्य, गालयित्वोदक पिबेत् ॥ १ ॥**
**तस्मिन्वस्त्रे स्थितान् जंतून्, स्थापयेज्जलमध्यतः ।**
**एवं कृत्वापिबेत्तोयं, स याति परमा गतिम् ॥ २ ॥**

ભાવાર્થ—ત્રીશ આગળ માનયુક્ત અને વીશ આગળ વિસ્તારવાળું વસ્ત્ર લઇ તે વસ્ત્રને બમણું કરી તેનાથી પાણિ ગળીને વાપરવુ ? અને તે વસ્ત્રને વિષે રહેલા જીવોને જળના અંદર સ્થાપન કરવા-નાખવા આવી રીતનું વર્તન કરી જે માણસ પાણિનુ પાન કરે છે તે ઉત્તમ ગતિને પામે છે ૨ માટે ઉત્તમ જીવોએ જરૂરાજરૂર પાણિ ગળ્યા વિના વાપરવું નાહ ઠેકાણે ઠેકાણે ગળણું રાખવાનુ કહે છે માટે શાસ્ત્રકારના મહાન્ વચનોને આદરમાન આપી પાણિ ગળવા ઉપર લખ્યા મુજબ ગળણું જરૂર રાખવુ જ જોઇયે.

अथोत्तरमिमांसायाम्–

लूतास्यततुगलिते, ये बिन्दौ सन्ति जंतवः।
सूक्ष्मभ्रमरमानास्ते, नैवमान्ति त्रिविष्टपे ॥

ભાવાર્થ—કરોલીયાના મુખમાથી ગળી પડેલ લાળના તંતુઓ-ના બિંદુને વિષે જેટલા સૂક્ષ્મ જીવો રહેલા છે તે જો ભમરાના પ્રમાણમા મોટા હોય તો સ્વર્ગ મૃત્યુ ને પાતાળ ત્રિલોકિને વિષે સમાઈ શકતા નથી આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે પાણિમા અનેક જીવો રહેલા છે માટે ગળ્યા શિવાય પાણિને વાપરવુ નહિ.

જૈનના સિદ્ધાંતોમા પણ કહેવામા આવેલ છે ને ઉપર પ્રમાણે અન્ય દર્શનીયોના ગ્રંથોમા પણ કહે છે તેથી ગળ્યા વિના પાણિ વાપરનાર મહાઅજ્ઞાનિ કહેવાય તેમા જરાપણ શંકા કરવી નહિ.

अथ नगरपुराणे—

कुसुंभकुंकुमांभोवन्निचितं सूक्ष्मजतुभिः।
तदूदृढेनापिवस्त्रेण, शक्यं शोधयितुं जलम् ॥ १ ॥

ભાવાર્થ—કસુબા અને કેસરના પાણિના પેઠે સૂક્ષ્મ જીવજંતુઓથી પરિપૂર્ણ વ્યાપ્ત રહેલું પાણિ હોય છે તે પાણિ અત્યંત દૃઢ જાડા મજબૂત વસ્ત્રથીજ શુદ્ધ કરી શકાય છે—ગળી શકાય છે પણ સામાન્ય ઝીણા સૂક્ષ્મ વસ્ત્રથી ગળી શકાતું નથી ઇહા પણ પાણિ ગળવાનું લુગડું જાડુ રાખવાનું ખાસ સૂચવવામા આવેલ છે.

આવા ઉપર લખ્યા પ્રમાણે દૃઢ વસ્ત્રથી પણ પાણિ ગળી શકાતું નથી તો સિદ્ધ થયુ કે પાણિ ગળવા વિશેષ જાડું લુગડું રાખવું ને પ્રાણાંતે પણ ગળ્યા વિના વાપરવું નહિ.

अथ मनुस्मृतौ-नासूर्ये हि व्रजेन्मार्गे, नादृष्टां भूमिमाक्रमेत् ।
परिपूताभिरद्भिश्च, कार्यं कुर्वीत नित्यश ॥ १ ॥
दृष्टिपूतं न्यसेत्पादं, वस्त्रपूतं पिबेज्जलम ।
सत्यपूतां वदेद्वाणीं, मन पूतं समाचरेत् ॥ २ ॥

ભાવાર્થ—સૂર્યના ઉદય વિના માર્ગને વિષે ગમન કરવુ નહિ તથા નહિ દેખેલી ભૂમિને વિષે પણ ગમન કરવુ નહિ અર્થાત્ જવુ નહિ તથા નિરતર વસ્ત્રવડે કરી ગળેલા પાણિથીજ નિરતર કાર્ય કરવુ અર્થાત્ જે જે કાર્યો કરવા તે વસ્ત્ર વડે કરી પાણિ ગળીનેજ કરવા તથા ભૂમિઉપર ચાલતી વખતે દૃષ્ટિથી ભૂમિને નિહાળીનેજ પગલુ ભરવુ તથા વસ્ત્રથી પાણિને ગળીનેજ પાન કરવુ તથા સત્ય વચન વડે કરી પવિત્રતાયુક્ત વાણિ-વચનોની શ્રેણિને વદવી બોલવી અર્થાત્ સત્ય વચનો બોલવા તેમજ મનને પવિત્ર કરી જે જે કાર્યો કરવા હોય તે કરવા મેલા મનથી કરવા નહિ મનુ પણ પાણિ ગળવાનુ કહે છે છતા કેટલાક વૈષ્ણવો ગળતા નથી તે ખોટુ છે.

यदुक्तं धर्मशास्त्रे—

सूक्ष्माणि जंतूनि जलश्रयाणि, जलस्य वर्णाकृतिसंश्रितानि ।
तस्माज्जल जीवदयानिमित्त, निर्ग्रंथशूरा परिवर्जयन्ति ॥ १ ॥

ભાવાર્થ—ઘણા એવા સૂક્ષ્મ જીવો પાણિના વર્ણના આકારવાળા પાણિને આશ્રિને રહેલા હોય છે તે કારણ માટે નિગ્રથ શૂરવીર મહાત્મા ધીરવીર પુરૂષો જીવદયાન પાળવા નિમિત્તે પાણિને ત્યાગ કરે છે એટલે સસારી ભવ્ય જીવો ઉત્તમ પ્રકારના આગળ ઉપર વર્ણન કરેલા જાડા વસ્ત્રથી ગળીનેજ પાણિનો ઉપયોગ કરે છે-વાપરે છે અને યોગી પુરૂષો સર્વથા સચિત કાચા પાણિનો ત્યાગ

કરી કલ્પનીય ઉષ્ણોદકને તે પણ પરમાણોપેત વાપરે છે ઇહા પણ ખાસ કાર્ય પ્રસંગેજ ધીની પેઠે થોડું પાણિ તે પણ ગળીનેજ વાપરવાનુ ફરમાન કરવામા આવેલું છે.

अथादित्यपुराणे–अहिंसा तु परो धर्म सर्वेषां प्राणिनां यतः।
तस्मात्सर्वप्रयत्नेन, वस्त्रपूतेन कारयेत् ॥ १ ॥

ભાવાર્થ—જે કારણ માટે કહ્યુ છે કે આહસા તેજ સર્વે પ્રાણિયોનો ઉત્કૃષ્ટ ધર્મ છે માટે પ્રયત્ન વડે કરી વસ્ત્રથી પાણિ ગળી સર્વ કાર્ય કરવુ પાણિ ગળીનેજ વાપરવુ તેજ શ્રેયસ્કર ઉત્તમ જીવોને છે.

જેવી રીતે ગળીને પાણિ વાપરવાનુ કહે છે તેવીજ રીતે પાણિ ગળાનેજ સ્નાન કરવાનું કહે છે પણ અળગણુ પાણીથી. સ્નાન કરાવાનુ કહેતા નથી. અત્યારે દુનિયામા શૌચધર્મ ચાલી રહેલ છે પણ તેમા પરમાર્થની કોઇને ખબર પડતી નથી દુનિયા માને છે કે અળગણુ પાણિમા કુવા વાવ નદી તળાવ સરોવર ખાબોચીયામા ન્હાયા એટલે પવિત્ર થઇ ગયા પણ તેમ નથી તે તો જીવોનો ઘાત અને આત્માને પાપથી ભારે કરનાર છે, જુઓ તપાસો.

उक्तं चैकादशपुराणे–

पीड्यन्ते जतवो येन, जलमध्यव्यवस्थिता।
स्नानेनाऽनेन किं पार्थ ! पुण्यं पाप समाचरेत् ॥ १ ॥

ભાવાર્થ—પાણિના અંદર સ્નાન કરવાથી પાણિને વિષે રહેલા જીવો પીડા પામે છે તો હે પાર્થ ! આવા જીવના હિસા અને ઘાત કરનારા તેમજ દુખ પીડા ઉત્પન્ન કરનારા સ્નાન વડે કરી શુ પુન્ય થાય છે અર્થાત્ કાઇજ નાહ, પુન્યને બદલે પાપ કર્મને ઉપાર્જન

કરે છે માટે જીવને પીડા કરનારા સ્નાન રૂપી પુન્યની વાછા કરનારા સ્નાન કરવાથી કેવળ પાપ કર્મનેજ આચરે છે. આવુ જાણી ડાહ્યા ઉત્તમ જીવોએ ગળ્યા વિનાના પણિથી સ્નાન કરવાના પ્રત્યાખ્યાન (બાધા) કરવાને માટે તત્પર રહી તે પ્રમાણે વર્તન કરવાથીજ પુન્ય ઉપાર્જન કરવાની આશા રાખવી જોઇયે.

**स्कंदपुराणेऽप्युक्तम्-मृद्दोभारसहस्रेण, जलकुंभशतेन च ।**
**न शुध्यन्ति दुराचारा, स्नातास्तीर्थशतैरपि ॥ १ ॥**

ભાવાર્થ—હજાર ભાર માટીના સમુહ વડે કરીને તથા પાણિના સેકડો ઘડા વડે કરીને સ્નાન કરનારાઓ તથા સેકડોતીર્થમા સ્નાન કરનારાઓ દુરાચારી માણસો કદાપિ કાળે શુદ્ધ થતા નથી આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે દુરાચારી માણસોની શુદ્ધિ ઘણી માટી વડે કરીને, પાણિ વડે કરીને થતા ઘણા તીર્થોમા ઘણીવાર સ્નાન કરવા વડે કરીને પણ છેજ નાહિ.

**तथा–न शरीरमलत्यागान्नरोभवति निर्मलः ।**
**मानसे तु मले त्यक्ते, भवत्यंतः स निर्मल· ॥ २ ॥**

ભાવાર્થ—શરીરના મેલને ત્યાગ કરવાથી માણસ નિર્મલ થતો નથી પરતુ માનસીકના મેલને ત્યાગ કરવાથી અતરથી નિર્મલ થાય છે અર્થાત્ પાણિ વડે કરી બાહ્ય શરીર મેલને ત્યાગ કરનાર માણસ શુદ્ધ કહેવાતો નથી પણ આતર મેલ માનસીક ભાવના વડે કરી દુર કરવાથીજ માણસ નિર્મળ કહેવાય છે માટે બાહ્ય મળશુદ્ધિના આડ-બરને છોડી આતરમેલ દુર કરવા પ્રયત્ન કરનાર માણસ ખરી નિર્મળતા ધારણ કરે છે.

**पुनः-जायन्ते च म्रियन्ते च, जलेष्वेव जलौकसः ।**
**न च गच्छन्ति ते स्वर्गमविशुद्धमनोमलाः ॥ ३ ॥**

ભાવાર્થ—પાણિને વિષે જલોકા નામના બેઈંદ્રિય જીવો ઉત્પન્ન થાય છે ને પાણિને વિષે મરે છે, પરંતુ તેઓની મન ભાવના શુદ્ધ નહિ હોવાથી તેઓ સ્વર્ગને વિષે ગમન કરતા નથી. પાણિમા સ્નાન કરવાથીજ જો શુદ્ધિ થતી હોય તો ઉપર લખેલા જીવો પાણિમાજ ઉત્પન્ન થઇને મરે છે પણ તેમને સ્વર્ગ મળતું નથી, કારણકે તેમની મનોભાવના શુદ્ધ નથી, માટેજ પાણિ કરતા નિર્મળ અંત કરણ વિશેષ શુદ્ધ ગણાય છે અને શુદ્ધ મનવાળા જીવોજ સ્વર્ગના ભોકતા થાય છે.

पुनरपि-नक्तं दिन निमज्जन्त , कैवर्त्ताः किमु पावना ।
शतशोऽपि तथास्नाता, न शुद्धा भावदूषिता ॥ ४ ॥

ભાવાર્થ—માછીમાર લોકો રાત્ર દિવસ પાણિને વિષેજ પડયા રહે છે તેથી તેઓ શુ પવિત્ર થાય છે? અર્થાત્ નહિજ, પવિત્ર થતાજ નથી, તેરીજ રીતે સેંકડોવાર પાણિને વિષે સ્નાન કરનારા ભાવના શુદ્ધિ વિનાના જીવો કદાપિકાલે શુદ્ધ થતાજ નથી. આ ઉપરથી પણ રાત્ર દિવસ પાણિના અદર પડયા રેહેનારા જીવોને ખાસ વિચાર કરવાનો છે કે પાણિથી શુદ્ધિ નથી પણ ખાસ ઉત્તમ ભાવનાથીજ શુદ્ધિ છે આતરશુદ્ધિનુ મૂળ કારણ નિર્મળ મનની ભાવનાજ છે ને ઇહલોક પરલોકને વિષે આત્માનું કલ્યાણ શુદ્ધ ભાવનાથીજ થાય છે ને થશે પરતુ પાણિથી તો નહિ નહિ ને નહિજ. વળી પણ કહ્યું છે કે.

तथा च-मृत्तिकोदकसंपर्काद्यदि शुध्यन्ति जंतवः ।
कुलालः सकुटुंबोपि, तर्हि स्वर्गं गमिष्यति ॥ ५ ॥

ભાવાર્થ—માટી તથા પાણિના સબધથી જો પ્રાણિયો શુદ્ધ થતા હોય તો કુંભાર જે તે પોતાના કુટુંબના સહિત સ્વર્ગે જશે, કારણકે કુભાર તેમજ કુભારપણાના ધંધાને કરનાર કુંભારનુ કુટું-

બ જે તે નિરંતર માટી અને પાણિના સ્પર્શથીજ અનેક પ્રકારના ભાજનોને તૈયાર કરે છે તેથી તે પણ સહકુટુંબ સ્વર્ગે જવો જોઇયે પણ તેમ થતું નથી, કારણકે કુંભારને ષટ્કાયની હિંસા કુંભારના ધંધામા હોવાથી સ્વર્ગપ્રાપ્તિની ભજનાજ સમજવી તેમ માટી પાણિથી શુદ્ધિ માનનારા અજ્ઞાનિ જીવોને સ્વર્ગપ્રાપ્તિની ભજના સમજવી કારણકે માટી પાણિ સચિત હોવાથી અનેક પ્રકારે જીવોની હિંસા થાય છે.

વલી પણ અનેક પ્રકારના પાપકર્મ કરનારાઓની શુદ્ધિ તીર્થ-સ્નાન કરવાથી થતી નથી. કહ્યુ છે કે.

**यतो भागवते-कामरागमदोन्मत्ता, स्त्रीणां ये वशवर्त्तिन ।**
**न ते जलेन शुध्यन्ति, स्नाता तीर्थशतैरपि ॥ ६ ॥**

ભાવાર્થ—જે માણસો કામરાગને વિષે મદોન્મત્તપણું ધારણ કરી સ્ત્રિયોને આધિન રહેલા હોય છે તે માણસો પાણિ વડે કરી તેમજ સેંકડો વાર તીર્થના પાણિને વિષે સ્નાન કરતા છતા પણ શુદ્ધ થતા નથી, અર્થાત્ વિષયી માણસોને પાણિના સ્પર્શ તેમજ સ્નાનાદિકથી શુદ્ધિ થતીજ નથી વળી પણ કહ્યુ છે કે.

**यतः स्कंदपुराणे-यो लुब्धः पिशुनः क्रूरो,दांभिको विषयात्मकः।**
**सर्व तीर्थेष्वपि स्नातः, पापो मलिन एव सः ॥ ७ ॥**

ભાવાર્થ—જે માણસ લુબ્ધ હોય ચાડીયો હોય ક્રૂર હોય અને વિષયી હોય તે માણસ સમગ્ર તીર્થને વિષે સ્નાન ભલે કરે પણ શુદ્ધ નહિ થતા પાપિષ્ટ અને મલીનજ રહે છે, કારણકે એવા માણસની શુદ્ધિ બાહ્ય એવા પાણિના સ્નાનથી થતી નથી. વળી પણ કહ્યુ છે કે—

तथापि-चित्तमंतर्गतं दुष्ट, तीर्थस्नानान्न शुध्यति ।
शतशोऽथ जले धौतं, सुराभांडमिवाशुचिः ॥ ८ ॥

ભાવાર્થ—જેવીરીતે દારૂનુ ભાજન સેકડોવાર પાણિથી ધોવાથી પણ શુદ્ધ થતું નથી તેવી રીતે પ્રાણિઓનુ આતરચિત્ત દુષ્ટતાયુક્ત હોવાથી તીર્થને વિષે સ્નાન કરવાથી શુદ્ધ થતું નથી.

पद्मपुराणेपि-अन्तःकरणशुद्धा ये, तान्विभूतिः पवित्रयेत् ।
किं पावना प्रकीर्त्यन्ते, रासभा भस्मधूसराः ॥ ९ ॥

ભાવાર્થ—જે માણસો અત કરણથી શુદ્ધતાને પામેલા હોય તેનેજ વિભૂતિ પવિત્ર કરે છે કારણકે ભષ્મ વડે કરી ચિત્ર વિચિત્ર દેહને ધારણ કરનારા ગધેડા શુ પવિત્ર કહેવાય છે ? અર્થાત્ નહિજ.

पुनरपि-सस्नातः सर्वतीर्थेषु, स सर्वमलवर्जित ।
तेनक्रतुशतैरिष्टं, चेतो यस्येह निर्मलम् ॥ १० ॥

ભાવાર્થ—જે માણસનું ચિત્ત ઇહા નિર્મળ ભાવને પામેલ છે અર્થાત્ જે માણસ પોતાના ચિત્તનું નિર્મળપણુ ધારણ કરનાર છે તે માણસે સર્વે તીર્થોને વિષે સ્નાન કરેલ છે તેમ જાણવુ તથા તે માણસ સર્વ મલથી મુક્ત થયેલ છે એમ જાણવું તથા તે માણસે સેકડો યજ્ઞોને કરેલ છે એમ જાણવુ. આ ઉપરોક્ત લખાણથી પણ સિદ્ધ થાય છે કે મનશુદ્ધિ કરનારા જીવોને તીર્થોને વિષે સ્નાન કરવાની તેમજ યજ્ઞો કરવાની જરૂર રહેતી નથી.

स्कंदपुराणेऽपि-न मृत्तिका नैव जलं, नाप्यग्निः कर्मशोधनम् ।
शोधयन्ति बुधाः कर्म, ज्ञानध्यानतपोजलै ११

ભાવાર્થ—પ્રાણિયોના કર્મની શુદ્ધિનું કારણ માટી નથી તથા પાણિ નથી તથા અગ્નિ નથી પરતુ પડિત પ્રાણિયો પોતાના કર્મને

જ્ઞાન ધ્યાન તપ રૂપી પાણિ વડે કરીને શુદ્ધ કરે છે બસ આ ઉપરોક્ત વાક્યથી પણ કર્મશોધન કરવાનું મૂળ કારણ જ્ઞાન ધ્યાન ને તપ રૂપી પાણિ છે પણ પાણિ નથી.

तथा च-आत्मानदीसयमतोयपूर्णा, सत्यावहा शीलतटादयोर्मि ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र ! न वारिणा शुध्यति चानरात्मा॥१२॥

ભાવાર્થ— જે નદીને વિષે સયમ રૂપી પૂર્ણ પાણિ ભરેલુ છે તથા સત્યતા રૂપી જે નદીનો પ્રવાહ વહેતો રહેલો છે વળી જે નદીના શીયલ રૂપી બન્ને કાંઠા રહેલા છે વળી જે નદીના દયા રૂપી પાણિના કલ્લોલા છે એવી આત્મા રૂપી નદીને વિષે હે પાડુ-રાજાના પુત્ર અર્જુન ! તું સ્નાન કર, કારણકે આત્મા રૂપી નદી સયમ પાણિથી ભરપૂર ભરેલી છે સત્યતા રૂપી પ્રવાહને વહે છે શીયલ-બ્રહ્મચર્ય રૂપી તટોને ધારણ કરે છે અને દયા રૂપી પાણિના કલ્લોલા જેમા ઉછળી રહ્યા છે આવી નદીને વિષે સ્નાન કરવાથીજ આત્માની શુદ્ધિ થાય છે, પરતુ પાણિને વિષે સ્નાન કરવાથી અતરાત્મા શુદ્ધ થતો નથી

કેટલાયેક માણસો આખી જીદગી પાપકમ કરે છે ને પછી કહે છે કે ચાલો ગગામા સ્નાન કરી આવી પવિત્ર થઈ જઇયે પણ તેમ કરવાથી પવિત્રતા થતી નથી, જુઓ તપાસો.

यदुक्तं भागवते-चित्तं रागादिभि• क्लिष्टमलीकवचनै र्मुखम्।
जीवहिंसादिभि• कायो, गगा तस्य पराङ्मुखी ॥ १ ॥

ભાવાર્થ—જે માણુસનુ ચિત્ત રાગાદિક વડે ક્લિષ્ટ ભાવને પામેલુ હોય તથા અસત્ય વચનો વડે કરી મુખ ક્લિષ્ટતાને પામેલ હોય તથા જીવોથી હિસાદિક કરવા વડે કરી શરીર ક્લિષ્ટપણાને

પામેલ હોય તે માણુસથી ગંગા પરાઙ્મુખ-વિપરીતમુખવાળી રહે છે, અર્થાત્ જેમના મન વચન કાયા રાગાદિક શત્રુથી તથા અસત્ય પ્રલાપથી તેમજ હિંસાદિકના કરવાથી કલુષિત ભાવને પામેલા હોય તેવાઓની ગંગા પણ કદાપિ ઇચ્છા નહિ કરતા સદા પરાઙ્મુખી રહે છે.

तथा च-चित्त शमादिभि शुद्धं, वदनं सत्यभाषणैः ।
ब्रह्मचर्यादिभि' कायः, शुद्धो गंगाविनाप्यसौ. ॥ २ ॥

ભાવાર્થ—જેનુ ચિત્ત શમ શાંતિ આદિકથી શુદ્ધ છે તથા જેનું મુખ સત્ય ભાષણ વડે કરી શુદ્ધ છે તથા શરીર બ્રહ્મચર્યાદિકથી શુદ્ધ છે તે ગંગા વિના પણ શુદ્ધ છે, અર્થાત્ જેના મન વચન કાયા શમાદિકથી સત્ય ભાષણથી તથા બ્રહ્મચર્યથી શુદ્ધ છે તેમને ગંગામાં સ્નાન કરી શુદ્ધિ કરવાની જરૂરીયાત નથી, ઉપરોક્ત પવિત્ર ગુણોથી ગંગામા સ્નાન કર્યા શિવાય પણ શુદ્ધતાને પામે છે.

पुनरपि परदारपरद्रव्यपरद्रोहपराङ्मुखः ।
गंगाप्याह कदागत्य मामयं पावयिष्यति ॥ ३ ॥

ભાવાર્થ—પરસ્ત્રીનો ત્યાગ કરનાર તથા પરદ્રવ્યની ચોરીનો ત્યાગ કરનાર તથા પરના ઉપર દ્રોહ ઝેર વેર ઈર્ષ્યા મત્સર નહિ કરનાર જે માણસ હોય છે તેવા માણસની ઇચ્છા ગંગા નદી કરે છે કે અહો આવો ઉત્તમ પુરૂષ ઈહા આવી સ્નાન કરી મને ક્યારે પાવન કરશે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પરસ્ત્રીલંપટો તથા પારકા દ્રવ્યના ચોરનારા અને પરના ઉપર દ્વેષને કરનારા કદાચ ગંગામા સ્નાન કરી શુદ્ધિ મેળવવા ઇચ્છા રાખે તેવાઓની ગંગા શુદ્ધિ કરવાની સાફ

ના પાડે છે. એટલુંજ નહિ પણ તેવાઓ પોતાના પ્રત્યે સ્નાન કરવા આવે તે પણ ગંગાને યોગ્ય લાગતું નથી.

अपि च–गंगातोये न सर्वेण, मृत्पिण्डैश्च नगोपमैः ।
अमृतैराचरन्शौचं, दुष्टभावो न शुध्यति ॥ ४ ॥

ભાવાર્થ—દુષ્ટ ભાવનાવાળો જીવ સમગ્ર ગંગા નદીના પાણિ વડે કરી તથા પર્વતના સમાન મહાન્ માટીના પિંડ વડે કરી તેમજ ઘી અગર દુધ અથવા ઘી તથા દુધ બન્ને વડે કરીને પણ શૌચનુ આચરણ કરે તોપણ શુદ્ધ થતો નથી એ ઉપરોક્ત પ્રમાણથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે કે દુષ્ટ ભાવના જે માણસની હોય તેની શુદ્ધિ માટીથી પાણિથી દુધથી ઘીથીક કોઇપણ પ્રકારે થતી નથી

एकादशपुराणेप्युक्तम्–

कुपेष्वेवाधम स्नानं, नद्यां चैव तुमध्यम ।
वाप्यां च वर्जयेत्स्नान, तडागे नैव कारयेत् ॥ १ ॥
गृहे चैवोत्तमं स्नानं, वस्त्रपूतेन वारिणा ।
तस्मात्त्वं पांडवश्रेष्ठ, गृहस्नानं समाचर ॥ २ ॥

ભાવાર્થ—કુવાને વિષે સ્નાન કરવું તે અધમ છે, નદીને વિષે સ્નાન કરવુ તે મધ્યમ છે, વાવને વિષે સર્વથા સ્નાન કરવું નહિ ૧ વસ્ત્ર વડે કરી ગળીને પવિત્ર પાણિ વડે કરી ઘરને વિષે સ્નાન કરવું તે ઉત્તમ છે તે કારણ માટે હે પાંડવશ્રેષ્ઠ ! તું ઘરને વિષે ગળેલા પવિત્ર પાણિથી સ્નાન કર, ૨

સુજ્ઞ વાચક ! યાદ કર વિચાર કર કુવા વાવ નદી તળાવના ગળ્યા વિનાના અને અપવિત્ર પાણિના સ્નાન માટે અન્ય દર્શનીયોના

શાસ્ત્રમા પણ કેટલી બધી મનાઇ કરેલી છે તો જૈનદર્શનને વિષે આપણા પરમપૂજ્ય પરમઉપકારી પરમગુરૂ ચરમ તીર્થંકર ભગવાન શ્રીમાન્ મહાવીર માહારાજાયે પોતાના દિવ્ય કેવળજ્ઞાનભાસ્કરવડે કરી પ્રત્યક્ષ એક પાણિના બિદુના અદર અનેક જીવો કહેલા છે તે શું ખોટું છે ? નહિ નહિ સત્ય અને સાચુ જ છે અને પ્રથમ જે ગાથા એક પાણિના બિદુ અદર રહેલા જીવોની મુકેલી છે કે પાણિના એક બિદુના અદર રહેલા જીવો જો સરસવ જેટલા મોટા હોય તો લક્ષ યોજનાના જંબુદ્વીપને વિષે પણ સમાઈ શકે નહિ, અર્થાત્ એક પાણિના બિદુને વિષે અસખ્યાતા જીવો ભગવાન વીર પરમાત્માએ કહેલા છે તે સત્યજ છે તેમ આપણે સાભળતા છતા વાચતા છતા જાણતા છતા ભગવાન મહાવીર મહારાજાના વચનો ઉત્થાપિ સૂત્ર-સિદ્ધાતોના આદર્શમય દૃષ્ટાતોનો લોપ કરી નહાવામા ધોવામા વાપરવામા ખાવાપીવામા અને હાથ પગ વિગેરે ધોવામા લીંપવા ગુપવા વિગેરે કર્ત્તવ્યોમા અત્યારે જે આપણી જૈનકોમને વિષે અળગણુ પાણિ વાપરી બેદરકારી જોવામા આવે છે તે આપણી મોટામા મોટી ભૂલ છે જૈનકુળમા ઉછર્યા છતા જૈનમાર્ગની શૈલીથી અજ્ઞાત માણસો ધારો કે અજ્ઞાન દશાથી ગમે તેમ વર્તન કરે, પરતુ જૈનમાર્ગના રહસ્યને જાણનારા શાસ્ત્રજ્ઞાનનો સ્વાદ ચાખનારા વ્રત નિયમાદિકને પાળનારા પૌષધ પ્રતિક્રમણ કરનારા દેવદર્શન ગુરૂવદન ધર્મધ્યાન ના વ્યસનીયો અને શાળાના અધ્યાપકો ધણાખરા નદી કુવા વાવ તળાવ ખાઓચીયા અને વરસાદના પાણિમા નહાતા ધોતા કુદતા માલુમ પડે છે, એટલુજ નહિ પણ બહાર જગલ જવુ હોય ત્યારે અને હાથ પગ ધોવા હોય ત્યારે પણ પાણિ ગળ્યા વિનાજ વાપરે છે આ

કેવો અન્યાય આ કેવો અધર્મ અરેરે એક બાજુ અનેક પ્રકારે મન વચન કાયાથી ધર્મનુ અને જીવદયાનું પૂર્ણ રીતે પ્રતિપાલન કરે અને બીજી બાજુ અળગણુ પાણિનું સેવન કરી અનતા જીવોની હાણી કરે, આ શુ જૈનવર્ગને ઓછુ શરમાવાજેવુ છે તે માટે દરેક જીવોને ગળ્યા વિનાના પાણિનો એક બિદુને વાપરવુ જોઇયેજ નાહ

કલિકાલસર્વજ્ઞ શ્રીમાન્ હેમચદ્રસૂરીશ્વરજીના વચનામૃતનુ પાન કરનાર પરમાર્હત મહાત્માશ્રી કુમા પાલ માહારાજા નિરતર પોતાના ૧૧ હજાર હાથીને ૧૮ લાખ ઘોડાને ૮૦ હજાર ગાયોને અને ૫૦ હજાર ઉંટોને ગળેલુ પાણિ પોતાના માણુસો દ્વારા પાન કરાવતા હતા અહાહાહા કેવુ વીતરાગના વચનોનું પ્રતિપાળપણું કેવી ધર્મદ્રઢતા કેવી જીવદયાની પરમ ભાવના! ધન્ય છે કુમારપાલ મહાત્માને કે આવી ઉત્તમોત્તમ જીવદયાના પ્રતાપે સ્વલ્પ કાળમા કર્મમલને ક્ષીણ કરી મુક્તિ મેળવશે. આ વાત જૈન બચ્ચાઓ શું નથી સમજતા, અલબત્ત જાણે છે તથા સમજે છે છતા પણ જૈનવર્ગ પાણિ ગળ્યા વિના ઉપયોગમા લે છે, તેની કાઈ સમજણુ પડતી નથી અરેરે આળસુ જૈનો! કુમારપાલ મહારાજાયે જેવી રીતે પાણિ ગળાવી વપરાવવાનો ઉપયોગ રાખ્યો તેવો ઉપયોગ તમારે કયા રાખવાનો છે તમારે કયા તેમના જેટલા હાથી ઘોડા ગાયો ભેસો ઉંટ હતા, તમો સમજો શોચ કરો વિચારો ને ધ્યાનમા લ્યો. નાવા ધોવામા એક પાણિનુ તપેલુ અગર કુડી કે હાડો ઘડો રાખી તેમા પાણિ લુગડાના સારા જાડા ગળણા વડે કરી ગળો સ્મશાનભૂમિને વિષે ગયા હો તોય પણ મોટા લુગડાના ગળણા રાખો હાથ પગ ધોવા વાપરવામા પણ પાણિ ગળવાનો ઉપયોગ રાખો. કેટલાયેક અજ્ઞાનિ આખી રાત્રિ

અળગણુ પાણિ પીધા કરે છે તે બધ કરો અને દરેક કામમા લુગડાથી ગળેલા પાણિના ઉપયોગ કરવામા આવે ત્યારેજ તેમનું જૈનપણું સાચુ કહેવાય છે. પાણિ ગળવામા લવલેશ માત્ર મહેનત તેમજ વિલબ થતો નથી છતા આળસ કરી પુન્ય છોડી અનત જીવોના સહાર રૂપ અળગણુ પાણિ વાપરી પાપપિડથી પુદ્ગલને ભારે કરવુ તે ડાહ્યા માણુસનુ તો કામજ નથી થોડી મહેનતે ઘણા જીવોનો બચાવ કરી અથાગ પુ યધર્મ બધાતું હોય તેવા લાભને છોડનાર માણુસ બહુજ ભૂલથાપ ખાઇ પાછળથી પસ્તાવો કરનાર થાય છે. માટેજ સુજ્ઞ જીવોએ દરેક કામમા ગળ્યા વિના પાણિ વાપરવુ નહિ. અને નાવામા ધોવામા વાપરવામા હાથ પગ ધોવામા વાસણો માજવામા દરેક ઉત્તમ જીવોયે લુગડાના નાના મોટા ગળણા પાણિ ગળવા માટે ગખવાજ જોઇયે.

બાર માસમા પચ્ચીસ પચાસ સો બસો પાચસો રૂપીઆના લુગડા તમોને તમારા બાલ બચ્ચાના માટે મળે છે શુ ત્યારે પાણિ ગળવાના આઠ બાર આનાના લુગડાના ટુકડા તમને નહિ મળે, શુ ત્યારે એટલા પૈસા ખર્ચતાં તમારે હજાર પાચસો રૂ. નો ધોદો આવી જશે, અગર તમારા ઘરમા બે પાચ નાના મોટા પાણિના ગળણા સાચવી શકાશે નહિ. શુ તમો બધા દુનિયાદારીના પાપકર્મોમા ને ધર્મના કામોમા ઉજવળ તત્પર રહી આ એક નજીવા નાજુક જીુજ કામમા પ્રમાદ કરશો આળસ કરસો એદી થશો બેદરકાર રેહેશો. બસ થયુ કે ભગવાનના વચનોને ધ્યાનમા પણુ નહિ લ્યો અરેરે નિરપરાધિ એવા પાણિના જીવોની દયા પણુ ચિતવશો નહિ હા પરમાત્મા હદ વળી ગઇ શાસનનાયકો તમારા જૈનબાધવોના કઠણુ અંતઃકરણમાં ઉતરી તે-

મને નિર્મળ બુદ્ધિ આપો કે દરેક પુન્યશાળી જીવો ઘરેઘરે પાણિ ગળવાના નાના મોટા પાંચ સાત ગળણા રાખી જીવદયાના પ્રતિપાળ થઇ પુન્યકર્મના ભોક્તા થઇ વીતરાગની આજ્ઞાના પ્રતિપાલકો બને એવી આ લેખકની આતર જીજ્ઞાસા છે,

જૈનધર્મના સત્ય સિદ્ધાતના સત્ય સ્વરૂપને નહિ માનનારા નાહ જાણનારા નહિ સમજનારા કેટલાયેક અજ્ઞાનિ મૂઢ જીવો કહે છે અને બોલે છે કે પાણિ તો આરિસાના જેવુ નિર્મળ છે તેમા વળી જીવો શા અને આ તોફાન શુ, જીવો હોય તો નજરે પ્રત્યક્ષ કેમ દેખાતા નથી ? આવી રીતે મિથ્યા બોલનારા જીવોને શિક્ષા કરવા માટેજ જાણે ઇગ્રેજ સરકારે સુક્ષ્મદર્શક યત્ર પ્રગટ કર્યું હોયની શુ સુક્ષ્મદર્શક યત્ર પાણિના અદર ઘણા જીવો છે તેમ સાબિત કરી આપે છે. વિચાર કરનારાઓએ ખાસ વિચાર કરી જોવો જોઇયે કેપ્ટન સ્કોર્સ વિ સાહેબે એક પાણિના બિદુ ઉપર સુક્ષ્મદર્શક યત્ર ગોઠવ્યુ તો તે સુક્ષ્મદર્શક યત્રને લઇને તે એક પાણિના બિદુના અદર ૩૬૪૫૦ છત્રીશ હજાર ચારસો પચાસ જીવો તેમણે ચાલતા દેખ્યા આ બાબતમા પણ કોઇને શકા પડે તો સિદ્ધ પદાર્થ વિજ્ઞાન નામની બુક અહદાબાદ ગવર્મેંટ પ્રેસમા છપાયેલી છે તે દેખી લઈ પોતાની શકા દુર કરી પાણિમા ઘણા સુક્ષ્મ જીવો છે તેમ માની બનતા સુધી પાણનો ઉપયોગ પરમાણે પેત કરવો અને કદાપિ કાલે ગળ્યા વિના પાણિ કોઇ પણ ઉપયોગમાં લેવુ નહિ.

પ્રિય વાચક! હવે તું દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરી જો કે એક પાણિના બિદુમા સુક્ષ્મદર્શક યત્રથી ૩૬૪૫૦ જીવ ચાલતા દેખ્યા ત્યારે મહાત્માશ્રીમાન્ જ્ઞાનિ મહારાજા પોતાના દિવ્ય કેવળજ્ઞાનમય ચ-

ક્ષુથી અસખ્યાતા જીવો દેખે તેમા શુ આશ્ચર્ય છે આવુ જાણી સ-મજી વીતરાગ મહારાજાના વચનોને માન આપી દરેક ઉત્તમ જીવોએ જેમ બને તેમ પાણિનો ઓછો ઉપયોગ કરી દરેક બાબતમા પાણિને ગળ્યા શિવાય વાપરવુ નહિ, આવા પ્રકારની ટેક રાખી સુક્ષ્મ અનતા જીવોને અભયદાન આપી પુન્યના ભાગીદાર થવુ તેજ ઉચિત છે

**उक्तं च शिवपुराणेऽपि--**

**चतुर्दश्यां तथाष्टम्यां, पचदश्यां च भारत ! ।**
**तैलाभ्यंगं तथायोगं, योषितश्च विवर्जयेत् ॥ १ ॥**
**कुहूपूर्णेन्दुसंक्रातिचतुर्दश्यष्टमीषु च ।**
**नरश्चांडालयोनि स्यात्, तैलस्त्रीस्नानसेवनात् ॥ २ ॥**

ભાવાર્થ-ચોદશને વિષે અષ્ટમીને વિષે તથા પૂર્ણિમાને વિષે હે ભારત ! તેલથી શરીરે અભ્યગ ઉદ્દ્વર્તન અને સ્ત્રિસગને ત્યાગ કરવો જોઇયે ૧ અમાવાસ્યા પૂર્ણિમા સક્રાંતિ ચૌદશ આઠમ આટલા દિવ-સોમા તેલ સ્ત્રિ અને સ્નાનનુ સેવન કરનાર માણુસ મરીને ચાડાલની યોનિને વિષે ગમન કરે છે. ૨

અન્યદર્શનીયોના શાસ્ત્રને વિષ પણુ આઠમ ચૌદશ અમાવાસ્યા પૂર્ણિમા સક્રાતિ વિગેરે દિવસોમા પણુ તેલનુ ચોપડવુ ચોળવુ વિગેરે તથા સ્ત્રિયાદિકનુ સેવન કરવુ વિગેરેનો નિષેધ કરે છે તો જગત-માન્ય જગતમુકુટમણિ જીવદયામય જૈનધર્મના સિદ્ધાંતોમા તો વીત-રાગ મહારાજાયે નિષેધ કરેલ છે તેમા શુ નવાઈ હોય? અર્થાત્ કા-ઈજ નહિ. આધુનીક સમયના ઘણાખરા અજ્ઞાનિ જૈનો પણુ મિથ્યા-ત્વના અદર ચકચૂર બનેલા હોવાથી જૈનધર્મનુ રહસ્ય સમજ્યા વિના અવળે રસ્તે ચાલી વિપરીત વર્તન કરે છે, તો બિચારો પામર જ્ઞાન-

રહિત મિથ્યાત્વિવર્ગ કે જેમને તેમના ધર્મગુરૂઓ પોતના પુરાણો-મા સાચો માર્ગ વિદ્યમાન છતા નહિ બતલાવવાથી તેઓ બિચારા અવળે રસ્તે દોરાઈ પોતાના પુરાણોના લખાણથી પણ વિપરીત માર્ગે ચાલી જીવહિસા કરી સસારમા પરિભ્રમણ કરનારા થાય તેમા શુ આશ્ચર્ય હતુ ? બસ કાઇજ નહિ. દુનિયાનો જનસમાજ જો સમજે તો તેમા કાઇ વિલબ અગર મોટી વાત નથી ફકત પક્ષપાત કદાગ્રહ અને મિથ્યાભિમાનના ચશ્મા દુરે મુકી દે તો આપોઆપ સત્યાર્થ દેખાઇ આવે છે અને તેથી પુસ્તકમા કહ્યા પ્રમાણે વર્તન કરી સસારના પારને શીઘ્રતાથી પામે છે, પરતુ સસારમા ઘણો કાળ રઝળવાનુ હોવાથી ભારે-કર્મી જીવોને સન્મતિ સુઝતી નથી શીઘ્ર મુક્તિગામી જીવોને વીતરાગ-વચન જલદી રૂચી જાય છે, બીજાને રૂચતુ નથી તોપણ આ લેખકનો ઉદ્યોગ પ્રયાસ દુનિયાના જીવોના લાભના માટે છે, એમ જાણી સુજ્ઞજીવો લખ્યા પ્રમાણે વર્તન કરવા ઉજમાલ થશે અને ગળ્યા શિવાય પાણિનો ઉપયોગ નહિ કરે તો તેમને ઘણોજ ફાયદો અને લાભ થશે.

તત્ત્વજ્ઞાનના ખપી જીવોને તેમજ આત્માનું હિત ઇચ્છનાર અને સદ્દગતિમા ગમન કરવાની અભિલાષાવાળા જીવોને તો સાચુ શૌચ અને સાચુ તીર્થ ઉત્તમ શાસ્ત્રકારોયે કોને કહેલ છે તે જરા ચક્ષુ ખોલીને વાચો વિચારો મનન કરો અને તેમ કરી સાચો પક્ષ પકડી કદાગ્રહ ત્યાગ કરી સન્માર્ગની લાઇનમા આવો, એટલે પછી પરભવમા દુર્ગતિનો ભય નહિ રહે, જુઓ તપાસો

यत —सत्यं शौचं तपः शौचं, शौचमिन्द्रियनिग्रह' ।
सर्वभूतदया शौचं, जलशौचं तु पंचमम् ॥१॥

ભાવાર્થ—સત્ય શૌચ ૧ તપ શૌચ ૨ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે શૌચ ૩ સર્વ પ્રાણિયોના ઉપર દયા રાખવી તે શૌચ ૪ અને પાણિ શૌચ તો પાચમુ કહેલું છે. આ ઉપરથી ચોક્કસ સિદ્ધ થાય છે કે પાણિથી જે પવિત્રપણું માનવામા આવે છે તે ભૂલભરેલુ છે. સ ય હોય નહિ તપ પણ નહિ ઇંદ્રિયોનું દમન નહિ અને પ્રાણિયોના ઉપર દયા નહિ આવા જીવો પાણિનેજ કેવળ પવિત્ર માની પાણિના જીવડાઓ મારે તે કાંઈ પવિત્રતા કહેવાતી નથી. ઉપરના પ્રથમના ચારને ગ્રહણ કરી પછીજ પ્રમાણોપેત પાણિ ગળણાથી ગળી ઉપયોગપૂર્વક વાપરે તેજ અરેખર પવિત્ર ગણાય છે શિવાય અન્ય નહિ. માટે ઉત્તમ જનોયે આત્મહિત કરનાર પવિત્ર ગુણોને ગ્રહણ કરી પવિત્રના ઇચ્છવી તેજ આવશ્યક દાયક છે વળી પાણિ કાંઇ તીર્થ કહેવાતું નથી, જુઓ તપાસો વાચો વિચારો ને મનન કરો. यदुक्तं स्कंदपुराणे—

सत्यं तीर्थं क्षमा तीर्थं तीर्थमिन्द्रियनिग्रहः ।
सर्वभूतदया तीर्थं, तीर्थं मार्दवमेवच ॥ १ ॥
दानं तीर्थं दमस्तीर्थं, संतोषस्तीर्थमुच्यते ।
ब्रह्मचर्यं परं तीर्थं, तीर्थं च प्रियवादिता ॥ २ ॥
ज्ञानं तीर्थं धृती तीर्थं, पुन्यं तीर्थमुदाहृतम् ।
तीर्थानामपि यत्तीर्थं, विशुद्धिर्मनसः पुरा ॥ ३ ॥

ભાવાર્થ—સત્ય તેજ તીર્થ કહેવાય છે ક્ષમા તેજ તીર્થ કહેવાય છે ઇંદ્રિયોનો નિગ્રહ કરી વશ રાખવી તેજ તીર્થ કહેવાય છે સર્વ પ્રાણિયોના ઉપર દયા રાખવી તેજ તીર્થ કહેવાય છે મૃદુતા-કોમળપણુ તેજ તીર્થ કહેવાય છે દાન તેજ તીર્થ કહેવાય છે દાત-પણું તેજ તીર્થ કહેવાય છે સંતોષ તેજ તીર્થ કહેવાય છે બ્રહ્મચર્યનું

પ્રતિપાલન કરવું તેજ ઉત્કૃષ્ટ તીર્થ કહેવાય છે પ્રિય વચન બોલવુ તેજ તીર્થ કહેવાય છે જ્ઞાન તેજ તીર્થ કહેવાય છે ધૈર્ય તેજ તીર્થ કહેવાય છે પુન્ય તેજ તીર્થ કહેવાય છે તીર્થોનું પણ તીર્થ પ્રથમ મનની શુદ્ધિ તેજ તીર્થ કહેવાય છે

પ્રિય વાચક! બસ સમાપ્તિ થઈ ગઇ આટલા બધા તીર્થમા પાણિને વિષે સ્નાન કરવાથી શુદ્ધિ થાય તે પાણિ રૂપ તીર્થનુ તો નામ માત્ર પણ નથી માટે ભોળા અજ્ઞાનિ જીવો તીર્થ તીર્થ કરી પાણિના જીવોનો તીર્થસ્નાનના બ્હાનાથી ઘાત કરે છે તે તેમની મોટી અજ્ઞાનદશા છે બીજાના શાસ્ત્રની વાતો માનવી ન માનવી અલગ રહી પરંતુ પોતાના શાસ્ત્રની વાતો ઉપર પણ શ્રદ્ધા નહિ હોવાથી હદ વળી ગઈ. આવા મતિમંદ જીવોને બોધ કરી લાઇન ઉપર લાવવાની કોઈની સત્તા નથી કદાચ કોઇ કહે કે આવો સભા કરો તમારા વિદ્વાનોને બોલાવો ત્યારે બ્હાના કઢી પૂઠમા પુછડા ઘાલે અને ગાળો દેવા માંડે આથી સિદ્ધ થાય છે કે અણસમજુ અજ્ઞાનિ માણસ ગાળો દઈ લડાઇ ટંટો કરી પોતાનો કક્કો ખરો કરવા ધારે પણ તેથી તો તેમની મૂર્ખતા દુનિયા પાસે પ્રગટપણે જણાઈ આવે છે કેટલાયેક મૂર્ખ જૈનો કે જે પ્રત્યક્ષ દેવગુરૂધર્મના વૈરી છે તે મિથ્યાતીપણાની છાપ ધારણ કરવાથી દહેરાસરજી પાસે અગર ઉપાશ્રયે પાણિની પરબો મંડાવે છે તેમને ખબર નથી કે તે દહેરાસર ઉપાશ્રય પાસે જોઇયે નહિ, પાણિ પડવાથી કાદવ થાય લીલ ફુલ થાય અંદર સંમૂર્છિમ જીવો દેડકા વિગેરે ઉત્પન્ન થાય અને સાધુઓને ચાલવાનો રસ્તો રહે નહિ ઘણા ગામના મૂર્ખ જૈન કેટલાયેક વાણિયા સાધુ કરતા પણ પાણિના પરબન વિશેષ લાભકારી માને

છે સાધુને જવા આવવાની હરકત પડે અસખ્યાતા જીવો મરે લીલ ફુલના અનતા જીવો મરે કીડીયો મકોડા કુથુઆ મચ્છરો મરે દેડકા વિગેરેનો નાશ થાય તે પાપ નહિ ગણતા સાધુ ઉપાશ્રયમા રહે તો પાપ માની ઉપાશ્રયે ચાલવાના રસ્તામાજ પરબ મડાવે અને સાધુ જ્યારે કહે કે આવીરીતે ઠીક ન કહેવાય ત્યારે બ્રાહ્મણો વૈશ્નવો વિગેરે અઢારે વર્ણ પાસે જઈ વાતો કરે કે પાણિની પરબ માડવા દેતા નથી એમ કરી જૈનધર્મની લઘુતા કરાવે. ગરીબ બિચારા પામર અજ્ઞાનિ પ્રાણિયો જૈનધમમા વીતરાગ મહારાજાયે પાણિ બહુજ પરમાણો-પેત કારણ જેટલુ વાપરવાનુ કહ્યુ છે તે તેઓને મિથ્યાત્વીયોના સહવાસીયોને ક્યાથી ખબર પડે નજ પડે. અને કેટલાયેક મિથ્યાત્વી ઉત્તમ હોય છે તે બરાબર પાણિ ગળી ઉપયોગપૂર્વક વાપરે છે ત્યારે આવા જૈનકુળમા ઉત્પન્નભાવને પામેલા અગણ પાણિમા ન્હાવું ધોવુ પરબો વિગેરે મડાવવાને મિથ્યા લોકોના મડળમા મળી પોતે પણ વિશેષ મિથ્યાત્વી થાય છે જૈનધર્મનું ભાન ભૂલી દેવગુરૂધર્મના દ્રોહી થઇ પ્રાતે દુર્ગતિના ભોક્તા થાય છે. કેટલાયેક માણસોને દેવ-ગુરૂધર્મ ઉપર દ્વેષ થવાથી મિથ્યાત્વનો પ્રચાર અને મિથ્યાત્વનો સબધ રોમે રોમ ઘુમી ગયો હોય છે તેથી તેઓ મિથ્યાત્વને ચાહ-નારા હોઈ મિથ્યાત્વમાજ રક્ત રહી ભારેકર્મી થઈ અનતકાળ સ-સારમા રઝલ્યા કરે છે. આવા બિચારા જીવો દુર્ગતિના કારણભૂત થાય છે જૈનધર્મી કહેવે જૈની થતા નથી ને મિથ્યાત્વી કહેવે મિથ્યાત્વી થઈ જતા નથી ફક્ત મિથ્યાત્વીનો સબધ તેનોજ પ્રચાર તેનોજ વિચાર તેનીજ ભાવના તેનીજ કલ્પના અને તેમના વચનો ઉપર વિશ્વાસ પણ સ્વદેવગુરૂધર્મનો તેમજ પોતાના ધર્મના પુસ્તકો ઉપર

વિશ્વાસ નહિ એવા નામધારી જૈનો ભારેકર્મીપણાની છાપ મેળ-વનારાઓમા ખપે છે.

બાહ્ય દૃષ્ટિથી ભલે લાભ દેખાય પણ તેમા એટલો વિચાર કરવાનો છે કે આપણા સ્વધર્મને બાદ ન આવે વીતરાગના વચનનો લોપ ન થાય અને દેવગુરૂધર્મનું વૈરીપણુ પ્રાપ્ત ન થાય તેવીરીતે વર્ણન કરવાનુ ખાસ જરૂરી જેવુ છે માટે આ વાત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે અને ખાસ વીતરાગ મહારાજના કરેલ ઉપદેશ ઉપર શ્રદ્ધા રાખી અળગણ પાણિને જલાજલી આપી ગળીનેજ ઉપયોગમા લેવું જોઇયે એટલુજ નહિ પણ પોતે પાળી બીજાને પૂર્ણ શ્રદ્ધા કરાવવી જોઇયે.

લોકોમા હાલમા જે પાણિમા ન્હાયા એટલુ પુન્ય સમજી અનતા જીવોનો સહાર કરવાની જે પ્રથાઓ પડેલી છે તે કેવળ વ્યર્થ છે અંતરગ આત્માની શુદ્ધિ વિના કદાપિકાલે બાહ્ય-ઉપરથીજ ફક્ત શુદ્ધિ થતી નથી માટે આતરમલ ( પાપકર્મ )ને ધોવા માટે પ્રયત્ન કર-વામા આવે ત્યારેજ આત્મા શુદ્ધ થાય છે, જુઓ તપાસો.

**દૃષ્ટાન્તો યથા-**

વિષ્ણુસ્થળને વિષે પરમ જૈનધર્મની ચુસ્ત રાગી ગોમતી નામની એક સાર્થવાહની સ્ત્રી વસતી હતી. તેને અત્યંત મહામિ-થ્યાત્વી ગોવીંદ નામનો પુત્ર હતો. તેની માતાયે ઘણા પ્રકારે બોધ કરી મિથ્યાત્વ છોડાવવા પ્રયત્ન કર્યો પરતુ કાઇપણ ગુણ નાહે થતા વ્યર્થ ગયો એકદા પ્રરતાવે તે ગોવીંદ પોતાના મિથ્યાત્વી તીર્થોને વિષે જવાની તૈયારીયો કરવા લાગ્યો ત્યારે તેની માતાયે કહ્યું કે હે પુત્ર ! લૌકિક તીર્થ ગંગા ગોદાવરી ત્રિવેણી સગમ પ્રયાગ જલદર્ભાદિ સ્નાન કરવા વડે કરી આત્માની હિંસાથી અસત્યથી ચોરીથી પરદારાસેવનાદિકથી

કરેલા અનેક પાપકર્મની શુદ્ધિ થતી નથી માટે સમજણપૂર્વક પ્રથમ પાપકર્મના ત્યાગપૂર્વક શુદ્ધિ કરવાની છે આવીરીતે કહ્યા છતા પણ ન માન્યુ ત્યારે તેને બોધ કરવા નિમિત્તે કહ્યુ કે હે પુત્ર તુ તહારા સમગ્ર તીર્થોને વિષે સ્નાન કરે તે પ્રમાણે આ લે મહારી તુંબડી લઇ જા તેને તુ સ્નાન કરાવજે ભુલીશ નહિ આટલી માહારી આજ્ઞા જરૂર-જરૂર પાળજે તે તે પ્રમાણે અ ગીકાર કરી ચાલ્યો અને જ્યા જ્યા જવુ હતુ તે તે તીર્થોને વિષે જઇને માતાયે કહેલુ કરીને સ્નાન કરીને મસ્તક મુડવીને તથા બન્ને હાથને વિષે અનેક પ્રકારે મુદ્રાઓ–છાપો લઇને પેતાના નગરમા આવ્યો અને ઘરે આવ્યો પછી ઘરે આવી વિનયથી માતાના ચરણકમલને નમસ્કાર કરી દરેક તીર્થોમા તુબડીને સ્નાન કરાવ્યાના સમાચાર કહ્યા. ત્યારબાદ તે જ્યારે ભોજન કરવાને માટે બેઠો ત્યારે તેજ કડવીનુ તુંબડીનુ શાક કરાવી તેની માતાયે તેને ખાવા આપ્યુ તેથી ગોવિંદે તે શાક જેવુ જમવા માડયુ કે તુરત અહો અહો આ શાક ખાવાલાયક નથી સાક્ષાત્ ઝેર–વિષના સમાન કડવુ છે તેમ બોલી ઉઠયો તેથી તેની માતાયે કહ્યુ કે હે પુત્ર ત્રે જે તુંબડીને તીર્થોમા ન્હવરાવી છે તે તો પવિત્ર થઈ ગઇ તેમા વળી કડવાશ હોય શાની ? ત્યારે પુત્રે કહ્યુ કે હે માત ! પાણિમાં આ તુંબડીને ન્હવરાવવાથી કાંઇ અંદરની કડવાશ જાય ખરીકે ? અર્થાત્ નજ જાય. ત્યારે તેની માતા બોલી કે હે પુત્ર ! તીર્થોને વિષે સ્નાન કરાવવાથી પણ આ તુંબડીની આંતર કડવાશ જ્યારે ન ગઈ ત્યારે તુ વિચાર કર કે હિંસા અસત્ય ચોરી જારી ( પરસ્ત્રીલપટપણુ ) રાગ દ્વેષ મોહ મત્સર નિંદા વિકથા ઝેર વેર છલ વિશ્વાસઘાત પ્રપચ માયા કપટ પરને કલંકપ્રદાનાદિ થકી ઉત્પન્ન થયેલ પાપકર્મ વડે કરી કરી મલીન

થયેલ આત્માની શુદ્ધિ દરેક ઠેકાણે ઉપરથી પાણિના અંદર ન્હાવાથી કેવી રીતે થઇ શકે? અર્થાત્ નજ થાય. આવા પ્રકારના માતાના પરમ શુદ્ધ ધર્મયુક્ત વચનો સાભળી ગોવીંદ બોધ પામ્યો ને મિથ્યાત્વનો ત્યાગ કરી માતાયે પ્રેરેલો શુદ્ધ ગુરૂ પાસે જઈ મિથ્યાત્વને આલોચી નિંદી ગર્હી શુદ્ધ સમ્યક્ત્વ પ્રતિપાલન કરી પરમતીર્થ શ્રીમાન્ શત્રુંજય મહાતીર્થ જઈ તપકર્મ કરી કર્મને ગાળી કેવળજ્ઞાન ઉપાર્જન કરી નિર્વાણસુખનો ભોક્તા થયો. સુજ્ઞ વાચક' દેખી લે સત્ય તીર્થનો ચમત્કાર, પ્રથમ ગોવિંદ મિથ્યાત્વી હતો ત્યારે કેવી ભાવના? અને તેની માતાયે તુંબડાની કડવાશ તીર્થોના સ્નાનથી જતી નથી તે સિદ્ધ કરી બતાવ્યુ ત્યારે કેવી ભાવના? બસ જ્ઞાનદશાવિના અંધારૂ ઘોર છે અજ્ઞાનિ માણસો અનેક પાણિના સ્થળોને તીર્થો માની અનંતા જીવોનો સંહાર કરી પુન્ય માને ત્યારે તેજ માણસને જ્ઞાન થવાથી તે અસત્ય તીર્થોને વિષે સ્નાનાદિક છોડી સત્ય એવા શત્રુંજયાદિક પરમ મહાતીર્થોની ઉપાસના કરી મોક્ષગતિ પામે છે. ધન્ય છે આવા વિચારશીલ સુજ્ઞ જીવોને. માટે હે મહાનુભાવો તમે પણ જાણી બુજી સમજી અને પણિરૂપ મહાજીવોના સંહારભૂત તીર્થોને વિષે જઇ આતરશુદ્ધિ કરી પાપનુ પ્રક્ષાલન કરી ગોવીંદની પેઠે મોક્ષસુખ મેળવો તેજ લેખકની આતર ઇચ્છા છે

---

## अथ मूलक स्वरूपम.

કેટલાયેક માણસો અજ્ઞાન દશાથી કંદમૂળાદિકનુ ભક્ષણ કરે છે અને કંદમૂળાદિક અભક્ષ અનંતકાયાદિક પદાર્થોનું ભક્ષણ કરવાથી જીવો મહામલીન કર્મ બાંધે છે અને તેના કડવા મહા રૌરવ ફળોજ પરલોકમા દુર્ગતિને વિષે જઈ ભોગવવા પડે છે. જૈન

શાસ્ત્રોમા તો પગલે પગલે અનંતકાય અભક્ષ્ય પદાર્થોને વર્જવાનું કહેલ છે એટલુંજ નહિ પણ અન્ય દર્શનીયોના શાસ્ત્રોમા પણ નિષેધ કરેલ છે જુઓ વાચો

**उक्तं शिवपुराणे—**

**मुलकेन समं चान्नं, यस्तु भुक्ते नराधमः ।**
**तस्य शुद्धिर्न विद्येत, चान्द्रायणशतैरपि ॥१॥**

ભાવાર્થ—જે નરાધમ માણુસ મૂળાના સાથે અન્નનું ભક્ષણ કરે છે તે માણુસની શુદ્ધિ પોતાનાજ સ્મૃતિ પુરાણુમા લખેલ ચાદ્રાયણુા નામના તપને સોવાર કરવાથી પણ શુદ્ધિ થતી નથી આથી સિદ્ધ થાય છે સેકડો ચાદ્રાયણ તપના પુન્ય કરતા મૂળાના ભક્ષણમાં મહા પાપકર્મ છે માટે મૂળા ત્યાગવા જોઇયે.

**यस्मिन्गृहे सदानार्थं, मूलकः पच्यते जनै. ।**
**स्मशानतुल्यं तद्वेश्म, पितृभि परिवर्जितम् ॥ २ ॥**

ભાવાર્થ—જેના ઘરને વિષે દાન કરવા નિમિત્તે લોકો મૂલાને પચાવે છે રાંધે છે, તેના ઘરને સ્મશાન સમાન કહેલ છે અને પિતૃયો પણ તે ઘરને ત્યાગ કરેછે એ ઉપરોક્ત પુરાણોના લખાણથી સિદ્ધ થાય છે કે પિતૃયો મૂળાના દાન આપવાથી કદાપિકાલે તુષ્ટમાન થતા નથી પણ મશાણતુલ્ય તે ઘર જાણી તેનો ત્યાગ કરે છે માટે મૂળાનું ભક્ષણ અવશ્ય વર્જવાલાયક છે.

**पितॄणां देवतानां च, य· प्रयच्छति मूलकम् ।**
**स याति नरकं घोरं, यावदाभूतसंभवम् ॥३॥**

ભાવાર્થ—જે માણુસ પિતૃયોને મૂળા આપે છે તે માણુસ જ્યા સુધી પૃથ્વી વિદ્યમાન હોય ત્યા સુધી ઘોર નરકને વિષે ગમન

કરે છે એ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે દેવતાઓને તથા પિતૃયોને મૂળા આપવા નહિ અને પોતાને પણ ખાવા નહિ છતા પોતે ખાય છે અને દેવતાઓને તથા પિતૃયોને દાન આપે છે તો જરૂરાજરૂર તે ઘોર નરકમા ગમન કરે છે.

गोविन्दकीर्तनेऽप्युक्तम्—

अज्ञानेन कृत देव ! मया मूलकभक्षणम् ।
तत्पाप यातु गोविन्द, गोविन्द तव कीर्त्तनात् ॥१॥

ભાવાર્થ—હે દેવ અજ્ઞાનતા વડે કરી મેં મૂળાનુ ભક્ષણ કરેલ છે તો હે ગોવીંદ તમારૂ કીર્તન કરવાથી તે મ્હારૂ પાપ નષ્ટ થાઓ આના અદર સાફ સાફ કહ્યુ છે કે અજ્ઞાનતાથી પ્રથમ મૂળાનુ ભક્ષણ કરનાર જીવને પાછળથી બોધ થવાથી પ્રથમ મૂળાના ભક્ષણ કરવાથી કરેલા પાપની માફી માગે છે માટેજ મૂળાના ભક્ષણને ત્યાગ કરવુ જોઇયે

रसोन गृंजनं चैव, पलांडं पिंडमूलकम् ।
मत्स्यमांससुराश्चैव, मूलकस्तु विशेषतः ॥२॥

ભાવાર્થ—લસણ ગાજર ડુગળી માખણુ અમર પિતૃને આપ વાનો પિંડ તથા મૂળા મા’ લા માસ દારૂ વિગેરેને ત્યાગ કરવાનુ કહે છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે આગળ ઉપર અજ્ઞાનિ જીવો માછલા વિગેરેના માંસાદિકનો આહાર કરનારા હોવાથી તેના નિષેધને માટે પુરાણાદિકને વિષે કહેલ છે અને મૂળાને તો વિશેષે કરી વર્જવાનુ કહેલ છે

पुत्रमांसं वरं भुक्तं, न तु मूलकभक्षणम् ।
भक्षणान्नरक याति, वर्जनात्स्वर्गमाप्नुयात् ॥३॥

ભાવાર્થ—પુત્રના માસનુ ભક્ષણ કરવું સારૂં પણ મુળાનુ ભક્ષણ કરવુ સારૂં નાહિ. મૂળાના ભક્ષણ કરવાથી નરકમા જાય છે ને ત્યાગ કરવાથી સ્વર્ગને વિષે ગમન કરે છે આ ઉપરથી પણ અધિક પાપકર્મ મૂળાના ભક્ષણ કરવામા થાય છે એમ સમજી સુજ્ઞ જીવોયે મૂળાના ભક્ષણને અવશ્ય જલાજલી આપવી જોઇયે આ શ્લોકો પ્રભાસપુરાણમા પણ છે.

गोविन्दकीर्तनेऽपि—

यस्तु वृंताककालिंगमूलकानां च भक्षक ।
अन्तकाले स मूढात्मा, नरकंगो युधिष्ठिरः ॥१॥

ભાવાર્થ—જે માણસ રીંગણા તથા કલિંગડા તથા મૂળાઓના ભક્ષણને કરે છે તે મૂઢ આત્માનો ધણી અંતકાલે મરતી વખતે નરકને વિષે ગમન કરે છે આથકી પણ સિદ્ધ થાય છે કે મૂળા વિગેરેનુ ભક્ષણ એકાન્ત રીતે પ્રાણિયોને દુર્ગતિના અંદર લઇ જનાર છે.

पद्मपुराणेऽप्युक्तम्—

मद्यमांसाशनं रात्रौ भोजनं कंदभक्षणम ।
ये कुर्वंति वृथा तेषां, तीर्थयात्रा जपस्तप ॥१॥
वृथा चैकादशी प्रोक्ता, वृथा जागरणं हरे ।
वृथा च पौष्करीयात्रा वृथा चांद्रायणं तपः ॥२॥

ભાવાર્થ—જે માણસો મદ્યપાન કરે છે તથા માસના ભક્ષણને કરે છે તથા રાત્રિભોજન કરે છે તથા કંદમૂળના ભક્ષણને કરે છે, તે માણસોની તીર્થયાત્રા વૃથા છે, તેના તપ જપ પણ ફોગટ છે, તેની એકાદશી પણ વૃથા છે, તેમનુ હારજાગરણ કર્યું પણ વૃથા છે

તથા તેમની પૈષ્કરી યાત્રા તથા ચાંદ્રાયણ તપ પણ વૃથા છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઉપરના કર્મોમા મહા પાપકર્મ થાય છે માટે છોડી દેવા. शिवपुराणेऽपि—

भुक्तं हालाहलं तेन, कृतं चाभक्ष्यभक्षणम् ।
वृंताकभक्षणं चापि, नरो याति च रौरवं ॥१॥

ભાવાર્થ—જે માણુસ મૂળાના ભક્ષણને કરે છે તેમણે હલાહલ વિષનું ભક્ષણ કર્યું જાણો તેમજ અભક્ષ પદાર્થનુ ભક્ષણ કર્યું તેમજ રીંગણાનુ ભક્ષણ કર્યું છે ને આવી રીતે અભક્ષ પદાર્થનો ભક્ષણ કરવાવાળો માણુસ નિશ્ચય રૌરવ એવા નરકને વિષે ગમન કરે છે.

निलिक्षेत्र वपेद्यस्तु, मूलकं चोपदंशाति ।
ननस्य नरकोत्तारो, यावदिंद्राश्चतुर्दश ॥१॥
इति गोविन्दकीर्तने

ભાવાર્થ—જે માણુસ ગળીના ક્ષેત્રને વાવે છે એટલે ગળીને ક્ષેત્રને વિષે ઉત્પન્ન કરવા રોપે છે તથા જે માણુસ મૂળાનુ ભક્ષણ કરે છે તે માણુસ નરકને વિષે ગમન કરે છે અને ચોદઇંદ્રો થાય ત્યાંસુધી નરકમાથી તે માણુસ નીકળી શકતો નથી આ ઉપરથી સિદ્ધ થાય છે કે મૂળાના ભક્ષણ વિગેરે કરવામા અનેક પ્રકારનુ પાપ થાય છે માટે મૂઢ અજ્ઞાનિ જીવોને મૂઢતા અજ્ઞાનના છોડી મૂળા આદિક અનતકાયાદિકના ભક્ષણનો ત્યાગ કરી દેવો હિતાવહ છે.

વલી કેટલાયેક માણુસો અજ્ઞાન દશાથી મધના ભક્ષણ કરે છે તો તેમા પણ વીતરાગ મહારાજે મહાન્ દોષો કહેલા છે વળી એક મહા આશ્ચર્યની વાર્તા છે કે એક માણુસ બીજાનું ઉચ્છિષ્ટ એઠું પાણિ

કે ભોજન પણ કરતો નથી અને જેના અંદર હજારો લક્ષો માખીયો જીવડાઓ ઈંડાઓ મરી ગયા હોય તેના મધના ભક્ષણ કરતો સુગને પણ કરતો નથી આ એક મહા જુલમની વાત છે અને તેને માટેજ એવા મતિમંદ જીવોને ધર્મબોધ કરવા નિમિત્તે જૈન શાસ્ત્રોએ વિષે તેમજ અન્યદર્શનીયોના શાસ્ત્રને વિષે લખ્યા છતા જણાવ્યા છતા મધના ત્યાગ કરવાનું ફરમાન કર્યા છતા પણ જૈનવર્ગ અને અન્ય વર્ગ મધનુ ભક્ષણ કરે છે તે યુક્ત નથી. ઘણુ વિવેચન કરવા કરતા ટુંકાણમા જણાવવુ દુરસ્ત ધારી અત્રે આ લેખમા કાઇક તેનું વિવેચન કરવામા આવે છે, જુઓ તપાસો. **यदुक्तं पुराणादौ—**

**यो ददाति मधु श्राद्धे, मोहितो धर्मलिप्सया ।**
**स याति नरकं घोरं, खादकै सह लंपटैः ॥१॥**

ભાવાર્થ—જે માણસ મોહ પામીને ધર્મને માટે શ્રાદ્ધને વિષે મધના દાનને બીજાને આપે છે તે માણસ મધના ખાનારા લંપટ માણસોના સાથે મરીને ઘોર નરકને વિષે ગમન કરે છે. આ ઉપરના લખાણથી સિદ્ધ થાય છે કે મધના ખાનારા અને મધનુ દાન આપનારા સર્વે ઘોર નરકમા જાય છે માટે અવસ્ય મધને ત્યાગવુ જોઇયે

**सप्त ग्रामे च यत्पापं, अग्निना भस्मसात्कृते ।**
**तदेतज्जायते पाप, मधुबिंद्वेकभक्षणात् ॥२॥**

ભાવાર્થ—અગ્નિ લગાવી સાત ગામને બાળી ભસ્મીભૂત કરવાથી જેટલુ પાપ ઉત્પન્ન થાય છે તેટલુ પાપ મધના એક બિંદુના ભક્ષણ કરવાથી થાય છે. કહો હવે શુ બાકી રહ્યું ક્યા સાત ગામનુ બાળીને ભસ્મીભૂત કરવાપણાનુ પાપ અને ક્યા મધના એક બિંદુના ભક્ષણ

કરવાનુ પાપ ? બસ વાચક વર્ગ તુંજ વિચારી લે કે આખો ની ચીને મધના ખાનારાને દાન આપી ખવરાવનારાના પાપની હદ સીમા કાંઈ રહી, જોઇ લે આપો આપ नागपुराणेपि.

मद्ये मांसे मधुनि च नवनीते बहिर्नीते ।
उत्पद्यंते वीलियन्ते, सुसूक्ष्मा जंतुराशय· ॥१॥

ભાવાર્થ— મદ્યને વિષે માસને વિષે મધને વિષે અને દહીને વલોવી અદરથી માખણ બાહેર કાઢ્યા પછી તેના અદર અત્યત સૂક્ષ્મ એવા જીવોનો રાશિ-સમુહ તે અદર ઉત્પન્ન થાય છે અને મરે છે આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે મધ માખણ મદ્ય (દારૂ) માસ વિગેરે અવશ્ય વર્જવાલાયક છે, કારણકે તેમા ત્રસ પ્યાતા જીવોની ઉત્પત્તિ તથા વિનાશ થાય છે.

इतिहासपुराणेऽप्युक्तम्—

मद्य मांस च येनित्य, वर्जयन्तीह मानवा ।
जन्मप्रभृति मत्स्यांश्च, सर्वे ते मुनयः स्मृता ॥ १ ॥

ભાવાર્થ—જે મનુષ્યો નિરતર મદ્યમાસના ભક્ષણને તથા માછલાના ભક્ષણને જીવતા ત્યાગ કરે છે તે મુનિયો ગણી શકાય છે આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે મદ્ય માસ માછલાના ભક્ષણને ત્યાગ કરનારાને મુનિયોની ઉપમા આપી છે. હવે જીવવધ કરી ઉપર પ્રમાણે મદ્ય માસ મધ માખણ માછલા ખાનારા વા ખવરાવનારા કાંઈ મુનિયો કહેવાતા નથી પણ તેને ત્યાગ કરનારાજ મુનિયો કહેવાય છે.

मिताक्षरायामप्युक्तम्—

भक्षयन्माक्षिकं क्षुद्रजन्तुलक्षक्षयोद्भवम् ।
स्तोकजन्तुनिहन्तृभ्यः, सौनिकेभ्योऽतिरिच्यते ॥ १ ॥

ભાવાર્થ—ક્ષુદ્ર એવા લાખો જીવોના મરણ થકી ઉત્પન્ન થયેલા મધનું જે માણસ ભક્ષણ કરે છે તે માણસ થોડા જીવોની હત્યા કરનારા ચડાલ થકી પણ વિશેષ કહેવાય છે બસ ઇહા પણ અવધિ આવી રહી. ચંડાલ દિવસમા એક અગર બે ચાર જીવો મારે છે અને તેના માસના ભક્ષણને કરે કરાવે છે પણ મધના અદર તો લાખો જીવો મરણ પામેલ હોવાથી અન્યદર્શનીયોના પુસ્તકો પણ મધભક્ષણની સાફ મનાઈ કરે છે છતા મતિમંદ જીવો મધનુ ભક્ષણ કરે છે મધનુ દાન કરે છે મધ શિવાદિકને ચડાવે છે આ કેટલુ અઘોર અઘોર પાપકર્મ છે તે વિચારી લેવું જોઇએ

पुनरपि–मधुनोऽपि माधुर्यमबोधैरहहोच्यते ।
आसाद्यंते यदास्वादाच्चिरं नरकवेदनाः ॥ २ ॥

ભાવાર્થ—અહહ ઇતિ ખેદે અબોધ મૂઢ મૂર્ખ માણસો પણ અનેક જીવોના ઘાતભૂત છતા પણ મધને વિષે મધુરતા છે તેમ જાણે છે, જે મધના આસ્વાદન કરવાથી લાબા કાળ સુધી નરકની વેદના ઉત્પન્ન થાય છે, અર્થાત્ મધના ભક્ષણ કરવાવાળાને નરકમા જઇ અનેક પ્રકારની વેદના સહન કરવી પડે છે તે ભુલી જઇ કેવળ મૂર્ખ માણસો મધમા માધુર્ય છે એવુ જેઓ બોલે છે જાણે છે કહે છે તેઓને અજ્ઞાનિ જાણવા.

વળી તેજ પ્રમાણે માખણના ભક્ષણ કરવામા પણ અનેક પ્રકારે દોષોત્પત્તિ કહેલી છે અને તેમા પણ અનેક જીવોની ઉત્પત્તિ વિનાશ કથન કરેલ હોવાથી ઉત્તમ જીવોને માખણનુ ભક્ષણ કરવુ ઉચિત નથી. તેજ મિતાક્ષર ગ્રંથને વિષે કહેલું છે, જુઓ–

अन्तर्मुहूर्तात्परतः सुसूक्ष्माजन्तुराशयः ।
यत्र मूर्च्छन्ति तन्नाद्य, नवनीतं विवेकिभिः ॥ ३ ॥

ભાવાર્થ—જે માખણને વિષે અતર મુહુર્ત–બે ઘડી બાદ સૂક્ષ્મ એવા ઘણા જીવો ઉત્પન્ન થાય છે ને મરે છે તેવા માખણને વિવેકી જીવોયે ખાવુ નહિ આથી સાફ જણાય છે કે માખણ અનેક જીવોના ઘાત રૂપ હોવાથી ભક્ષણ કરવુ ઉચિત નથી. વળી પણ નાગપટલ નામના ગ્રથને વિષે પણ એજ પ્રકારે કહેલ છે. જૈનશાસ્ત્રકાર મહારાજાઓ પણ કહે છે

यतः-मज्जे महुमि मंसमि, नवणीयंमि चउत्थए ।
उप्पज्जंति असंखा, तव्वन्ना तत्थ जंतुणो ॥

ભાવાર્થ—મધને વિષે મદ્યને વિષે માસને વિષે અને ચોથુ માખણને વિષે આ ચારેને વિષે તદ્દવર્ણી અસખ્યાતા જીવો ઉત્પન્ન થાય છે અર્થાત્ જેવો વર્ણ હોય તેજ વર્ણવાળા જીવો એ ઉપરોક્ત પદાર્થને વિષે ઉત્પન્ન થાય છે માટે વિચારશીલ સુજ્ઞ જીવોયે જરૂરાજરૂર માસ મદિરા મધ માખણ ત્યાગ કરી માનવજન્મ સફળ કરવો જોઇએ

વળી પણ ઘણા અનતકાય અને અભક્ષ પદાર્થોના ભક્ષણ કરવા માટે સાફ મનાઈ કરે છે અને આ અભક્ષ અનતકાય પદાથમા કદમૂળાદિક તેમજ વત્યાક રિંગણા આદિ અનેક પદાર્થો કહ્યા છે તે ખાસ વર્જવા લાયક છે ને જો ન ત્યાગ કરે તો તેઓને મહાન્ પાપકર્મના ઉપાર્જન કરનારા તેમજ દીર્ઘકાળ નરકને વિષે તીવ્ર વેદના ભોગવનારા કહ્યા છે માટે ઉત્તમ જીવોયે ખાસ તેવા પદાર્થોને જલાજલી આપવી એજ ઉચિત છે એ વિગેરે વિવેચન પ્રથમ થઇ ગયેલ છે માટે ધ્યાનપૂર્વક વાચી અંગીકાર કરી પુન્યના ભાગીદાર

થઇ નરકવેદના ભોગવવી ન પડે તેવા વિચારો રાત્ર દિવસ હૃદયમ રાખી વર્તન કરવાથી સુખી થવાય છે.

શ્રીમાન્ જૈનશાસ્ત્રકાર મહારાજાઓએ બાવીશ અભક્ષ બત્રીશ અનંતકાય પદાર્થો જે ભક્ષણ કરવા લાયક નથી તેનું વર્ણન સ્વ-સિદ્ધાંતોના અંદર બહોળા વિવેચનથી કરેલુ છે તેમા ઘણા જીવોનો ઉત્પન્ન ભાવ અને નાશાદિક લખેલ છે એટલુંજ નહિ, પણ ભક્ષણ કરનારા તિર્યંચ નરકાદિક દુ ખદાયી ગર્તમા રૂલે છે ને વર્જવાવાળા ઉત્તમ દેવગતિ તેમજ મોક્ષગતિ મેળવવાવાળા થાય છે માટેજ અભક્ષ અનંતકાયાદિકનો ત્યાગ કરવો શ્રેષ્ઠ છે. અભક્ષ અનંતકાયાદિકના વિશેષ વિવેચન જાણવાની ઇચ્છાવાળા સુજ્ઞ પુન્યશાળી જીવોયે અભક્ષ અનંતકાય આ નામની ચોપડી છપાયેલ છે તે મેળવી વાંચી લેવી જેથી આપોઆપ સમજણ પડી જશે. તે બુક છપાયેલ હોવાથી અહિંા વિશેષ વિવેચન કરેલુ નથી માટે ભવી જીવોને અભક્ષ અનંતકાય નામની બુક વાચવા ભલામણ કરી ઇહા આટલાથીજ વિરમીયે છીયે અસ્તુ

---

## निंदास्वरूपम्—

પ્રિય મહાશય ! દુનિયાના અંદર ઉત્પન્ન થયેલા જીવો જીવિતવ્યને ધારણ કરનારા છે તો જેમ માણસો માણસોમા ફેરફાર હોય છે તેમજ દરેક તે માણસોના સ્વભાવોના અંદર પણ ફેરફાર હોય છે અને જે માણસને જે વસ્તુ પ્રિય હોય છે તેને વિષે તેની અતિ ગાઢ ગૃદ્ધિ હોય છે તે પણ વાસ્તવિકજ છે. ઉત્તમ માણસને ઉત્તમતાપ્રિય હોય છે

અને ધર્મિષ્ટ માણુસને ધર્મ પ્રિય હોય છે જ્ઞાનિને જ્ઞાન અને ધ્યાનીને ધ્યાન પ્રિય હોય છે રાગીને રાગ અને નિરાગીને વૈરાગ્ય પ્રિય હોય છે દ્વેષીને દ્વેષ અને ક્લેશીને ક્લેશ પ્રિય હોય છે સારાને શ્રેષ્ટ અને નઠારાને કનિષ્ટ પ્રિય હોય છે કિંબહુના. ખાનપાનની પહેરવા ઓઢવાની હસવા રમવાની જોવા રોવાની હરવા ફરવાની લેવા દેવાની બોલવા ચાલવાની અને કરવા કરાવવાની જેવી જેવી ટેવ જેમની પડેલી હોય છે તેવી તેવી પ્રકૃતિ તેમના સહચાર ભાવને પામી જાઇ પછી લોક-પ્રસન્ન યા લોકવિરૂદ્ધ ધર્મસન્મુખ યા ધર્મવિરૂદ્ધ ગમે તેવુ કર્તવ્ય હોય પરંતુ તથાપ્રકારનુ વ્યસન પડી જવાથી તે વ્યસન આત્માથી ભેદન કરી શકાય નહિ તો વ્યસનીનો આત્મા મહાન્ ખેદને પામે છે જેમ કાગારૂ નામનુ પક્ષી દિવસમા ત્રણ વાર સવાર બપોર ને સાંજે હસ્યા વિના રહેતુ નથી તથા જેમ કુકડો સવાર બપોર ને સાંજે ત્રણ વાર શબ્દ કર્યા શિવાય રહેતો નથી તથા જેમ શુકર-સુકર ઉત્તમ રસવતી ભક્ષણ કરવા મળ્યા છતા પણ વિષ્ટાનુ ભક્ષણ કર્યા શિવાય રહેતુ નથી તથા જેમ કાગડો સંપૂર્ણ સરોવર છતા મલીન ખાબો-ચીયામા પ્રીતિ ધારણ કર્યા વિના રહેતો નથી, તેમજ વ્યસની માણુસ પણ પોતાના વ્યસનનુ સેવન કર્યા શિવાય રહેતો નથી તે દરેક દુષ્ટ વ્યસનોને વિષે દુષ્ટમા દુષ્ટ પરની નિંદારૂપી જે મહાન્ વ્યસન છે તે નિંદારૂપી વ્યસનને સેવન કરનારા સ્ત્રિ યા પુરૂષ ત્યાગી યા સંસારી ગમે તે વ્યક્તિ હોય તોપણ તે વ્યસનને નિંદનીક માણુસ કદાપિ કાલે ત્યાગ કરી શકતો નથી આથી કરીને શ્રીમાન્ શાસ્ત્રકાર મહારા-જાયે પરની નિંદા કરનાર માણુસોને અધમમા અધમ અને મહા નીચમા નીચ કહેલા છે તેમજ તેઓ નીચ ગોત્રના બાંધનારા થાય છે.

यत -न सतोऽन्यगुणान् हिंस्यान्नासत स्वस्य वर्णयेत् ।
तथा कुर्वन् प्रजायेत, नीचैर्गोत्रोचित पुमान् ॥१॥

ભાવાર્થ—બીજા માણસના વિદ્યમાન ગુણોને હણે નહિ તથા પોતાના અંદર ગુણોની પ્રાપ્તિ નહિ છતા સ્વગુણોનું વર્ણન કરે નહિ એમ છતા પણ જો ગુણીના ગુણોને હણે અને પોતામા અવગુણ છતા ગુણો પ્રગટ કરે તો તેમ કરવાથી તે માણસ નીચગોત્રને લાયક થાય છે અર્થાત્ નીચગોત્રને બાધે છે વળી પણ કહ્યુ છે કે-

स्वश्लाघा परनिंदा च, मत्सरो महतां गुणैः ।
असंबद्धप्रलापि च, आत्मानं पातयत्यधः ॥२॥

ભાવાર્થ—પોતાની પ્રશસા કરનાર તથા પરની નિંદા કરનાર તથા ગુણી માણસોના ગુણો પ્રત્યે દ્વેષ મત્સર ઇર્ષ્યા ધારણ કરનાર તથા અસબદ્ધ વચનોનો પ્રલાપ કરનાર માણસ પોતાના આત્માને અધોગતિના અંદર નાખે છે.

સાપ્રતકાલને વિષે પોતાના યશોગાન કરવા અને પરનુ નિકદન કરવુ આ ચેટક બાહુલ્યનાથી સેકડે નવાણુ ટકા માણસોમા જોવામા આવે છે અને જેની નિંદા ઉપર જે માણસો ઉતર્યા તેનું જડમૂળ કાઢવામા પરમેશ્વરનો કે ભવવૃદ્ધિનો તેમજ દુનિયાનો લવલેશ માત્ર ડર રાખતા નથી મહાન્ આશ્ચર્યની વાત છે કે પરના કિંચિત્ માત્ર દોષને દેખીને અને પોતાના મહાન્ દોષોને દેખતા છતા અંધ થાય છે તે વિચાર કરવાયોગ્ય છે.

यदुक्तं-राईसरिसवमित्ताणि, परछिद्दाणि पाससि ।
अप्पणो बिल्लमित्ताणि, पासंतोवि ण पाससि ॥१॥

ભાવાર્થ—નિંદા કરનાર દુર્જન માણસને ઉપદેશકારક ઉપદેશ કરે છે કે અરે મૂઢ નિંદનીક માણસ ! તું રાઈ અને સરસવમાત્ર પરના છિદ્રોને જુએ છે પરંતુ તહારા પોતાના બીલામાત્રના પ્રમાણવાળા મહાન્ છિદ્રોને-દોષોને દેખતા છતા પણ તું દેખતો નથી, તે મહા ખેદની વાર્તા છે.

દરેક માણસો પરના ઉપર દૃષ્ટિ નાખે છે પરંતુ પોતાના ઉપર નાખતા નથી તથા પરના અવગુણો જુવે છે પરંતુ પોતાના અવગુણને જોતા નથી તેનું કારણ એ છે કે દુનિયાના માણસોમા એવો એક અવગુણ રહેલો છે કે પોતાના દોષોને જોઈ શકેજ નહિ અને તેથી કરીનેજ પરના દુષણોને નિહાળ્યા કરે છે તેટલા માટેજ શાસ્ત્રકારોએ પરની નિંદા કરનારને ચંડાલ કહેલ છે.

यत —काक' पक्षिषु चांडाल , स्मृत पशुषु गर्दभ ।
नराणां कोपि चांडाल , स्मृत सर्वेषु निंदक ॥१॥

ભાવાર્થ—પક્ષિયોને વિષે કાગડાને ચંડાલ કહેલ છે તથા પશુઓના અંદર ગધેડાને ચાંડાલ કહેલ છે તથા માણસોને વિષે ક્રોધીને ચાંડાલ કહેલ છે તથા સર્વને વષે નિંદા કરનારને ચંડાલ કહેલો છે વળી પણ—

चांडाल' पक्षिण काकः, पशूनां चैव कुक्कुर ।
कोपो मुनीनां चांडाल, सर्वचांडालनिंदकः ॥२॥

ભાવાથ—પક્ષિયોના વિષે કાગડાને ચાંડાલ કહેલ છે તથા પશુઓને વિષે કુતરાને ચાંડાલ કહેલ છે તથા મુનિયોને વિષે ક્રોધ કરનારને ચાંડાલ કહેલ છે તથા સર્વને વિષે નિંદા કરનારને ચાંડાલ કહેલ છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ચાડાલમા ચાડાલ માણુસ નિંદનીક માણુસ કહેવાય છે અને તેથી કરીને એટલે એવા નિંદનીક ચાડાલો આ પૃથ્વી ઉપર ચાલવાથી પૃથ્વી પણુ અપવિત્ર ભાવને પામે છે, તેથી પૃથ્વીને શુદ્ધ કર્યા શિવાય ઉત્તમ માણુસોને ચાલવુ પણુ લાયક નથી. દષ્ટાંત તરીકે એક ચંડાલણીને કોઇકે પ્રશ્ન કરવાથી તેણે તેમને ઉત્તર આપી નિંદનીક માણુસની દુષ્ટતા પ્રગટ કરી.

यतः—कपालकृतहस्ता च मदिरामांसभक्षिणि ।
मातंगिनि दुराचारे ! कथं सिंचसि मेदिनीम् ॥१॥

ભાવાર્થ—એક ચંડાલણી પૃથ્વીના ઉપર પાણિ છાટી છાટીને પગ મુકી મુકીને રસ્તામા ગમન કરતી દેખી કોઇ એક માણુએ તેને પ્રશ્ન કર્યો કે ખોપરીને હાથને વિષે ધારણુ કરનારી તથા માસ મદિરાના ભક્ષણુને કરનારી હે દુરાચારિ ચંડાળણી' તું પાણુ વડે કરી પૃથ્વીને શુ કામે સીચે છે ? એવો પ્રશ્ન સાભળી તેણીયે ઉત્તર આપ્યો —

गोचरं ग्राम्यसीमां च, कन्याक्रयी परनिंदकः ।
तेषां मध्यात् गतो आसीत्, तेन सिंचामि मेदिनीम् ॥२॥

ભાવાર્થ—ઇંદ્રિયોના રસમા અત્યંત આસક્ત રહેલ તથા મૈથુનમા મર્યાદારહિત તથા કન્યાવિક્રય કરનાર તેમજ પરની નિંદા કરનાર તેઓનામાથી કોઇપણુ માણુસ આ ભૂમિ ઉપર થઇને ગયેલ હોય છે તેથી કરીને હુ પૃથ્વીને સિંચુ છુ

માતંગીના આવાં વાક્ય શ્રવણુ કરી પ્રશ્ન પુછનારે પુછ્યું કે હસ્તને વિષે ખોપરીને ધારણુ કરે છે તથા માસ મદિરાના ભક્ષણુને કરે છે, વળી જાતે ચંડાળણીને દુરાચારિ છુ તો તહારા કરતા પણુ ઉપરના ચારે શું અધમ કહેવાય છે ? ત્યારે ચંડાળણીયે ઉત્તર આપ્યો કે

હા મહારા કરતા પણ તે કન્યાવિક્રય કરનાર અને પરની નિંદા કરનાર મહાન્ અધમાધમ કહેવાય છે

એ ઉપરોક્ત વચનો થકી પણ સિદ્ધ થાય છે કે પરની નિંદાના સમાન બીજુ એક પણ પાપ નથી છતા કુકરને જેમ વિષ્ટા વલ્લભ હોય છે તેમજ નિંદા કરનારને પરની નિંદા અત્યંત પ્રિય હોય છે અને તેથી કરીને ઈહલોકને વિષે અપવાદ, તિરસ્કાર અને ધિક્કારને પાત્ર થાય છે તેમજ પરલોકને વિષે સંસારની વૃદ્ધિવાળા થાય છે

यदुक्तं सिद्धांते—

दिट्ठो सुओ व दोसो, परस्स न कयाइ सो कहेयव्वो ।
जिणधम्मा हि रयेण, पुरिसेणं महिलियाए वा ॥ १ ॥

ભાવાર્થ—જૈનધર્મને વિષે રક્ત પુરૂષે અગર સ્ત્રિયે પરનો કોઈપણ દોષ દેખેલ હોય તેમજ શ્રવણ કરેલ હોય તો પણ કદાપિકાલે તે કોઈને કહેવો નહિ.

रागेण व दोसेण व, जो दोसं जणवयस्स भासेइ ।
सो हिंडइ संसारे, दुक्खसहस्साइ अणुहुंतो ॥२॥

ભાવાર્થ—રાગ વડે કરીને તેમજ દ્વેષ વડે કરીને જે માણસ પરના દોષોને બોલે છે તે માણસ હજારો દુખોને સહન કરતો સંસારને વિષે પરિભ્રમણ કર્યા કરે છે.

જ્ઞાનિ મહારાજાયે નિંદા કરનારને ઈહિભવ પરભવને વિષે અનેક પ્રકારના દુખો અને સંસારવૃદ્ધિ કથન કર્યા છતા પણ આધુનિક સમયના પરનિંદાના રસીયા જીવો પોતાની કુટિલાઈને નહિ મુકતા નિંદા કરવામાજ રાચ્યા માચ્યા રહે છે તે તેમના ભારેકર્મીપણા-

નીજ નિશાની છે અને એવા ભારેકર્મી જીવો પરની નિંદા કરી આનંદ માની પાપની વૃદ્ધિ કરે છે.

यतः-लोगो कुडिलसहावो, परदोसग्गहण निययतत्तिलो ।
अज्जवजणमच्छरिओ, दुग्गहहियओ पदुट्ठोय ॥१॥

ભાવાર્થ—સાંપ્રતકાલને વિષે લોકો કુટિલ સ્વભાવવાળા તથા નિરંતર પરના દોષોને ગ્રહણ કરવામાં તત્પર અને દક્ષપણું ધારણ કરવાવાળા તેમજ સરલ સજ્જન ઉત્તમ જીવોના ઉપર દ્વેષ ઈર્ષ્યા-મત્સરને ધારણ કરવાવાળા તથા દુઃખે કરીને ગ્રહણ થઇ શકે તેવા હૃદયવાળા અને અત્યંત દુષ્ટ હોય છે.

ભવાંતરને વિષે મહાન્ પાપકર્મના કરવાથી માણસો આ ભવમાં પરની નિંદા કરવામાં રક્ત થાય છે અને પૂર્વભવના અભ્યાસથી આ ભવમાં પણ વારંવાર નિંદા કરી અનંત સંસાર ઉપાર્જન કરે છે. અનેક પ્રકારના દુઃખોને સહન કરવા શ્રેષ્ટ માને છે પરંતુ પરની નિંદાને ત્યાગ કરી તેઓ સારી માનતા નથી. જેમ વ્યસનો નિરંતર સેવન કરવાથી વૃદ્ધિ પામે છે તેમજ નિંદા પણ દિનપ્રતિદિન કરવાથી વિશેષ વૃદ્ધિ પામે છે અને તે એટલી હદે ચડી જાય છે કે સરલ શાંત સજ્જન ઉત્તમ કોમલ પ્રતાપી તેજસ્વી ધર્મિષ્ટ વિગેરે માણસોની નિંદા કરતા શીખે છે એટલુંજ નહિ પરંતુ દેવગુરૂધર્મની પણ કમ્મર બાંધીને નિંદા કરવામાં પાછા હઠતા નથી અને તેમ કરી મહા પાતકી થાય છે

ચાલતા વર્તમાનકાલને વિષે જૈનોના અંદર નિંદાએ એવો તો મજબૂત ખીલો મારેલો છે કે બીજા અન્યમાર્ગિયોના અંદર એવું ભાગ્યેજ જોવામાં આવશે. અન્યદર્શનીયો પોતાના દેવગુરૂધર્મ ગમે

તે પ્રકારના હશે તો પણ તેમના ગુણગ્રામ વર્ણન પ્રશંસા કરશે અને પોતાના દેવગુરૂધર્મ ઉત્તમોત્તમ છતાં જૈનો મુક્ત કંઠે નિંદા નિંદાને નિંદાજ કર્યા કરશે તેનું કારણ કોઈ શોધશે તો એક બીજા ઉપર ઝેર વેર ઇર્ષ્યા અદેખાઈ અને ક્રોધ શિવાય બીજું કાંઇપણ જાણવામાં આવશે નહિ.

મુસલમાનો પાંચ ભેગા થશે તો મસીદ કબરની પૂજના કરશે તથા ફકીરને નમશે બહુમાન કરશે કુરાન ભણશે ભણાવશે અને કલમો પઢશે પઢાવશે તથા એક રોટલાના પાંચ ટુકડા કરી સરખી રીતે વહેંચી ખાઇ પોતાના જાતભાઇયોને મદદ કરશે દુ:ખીનો ઉદ્ધાર કરી ગરીબોનુ પાલન કરી નોકરીરહિતોને નોકરી અપાવી સંપ સંપીને એકઠા કરીને રહેશે પરંતુ જો પાંચ જૈનો ભગા થાય તો જૈનમંદિર ઉપર તહારા મહારાનાજ પ્રપંચો પોતાની મોટાઇને લઇને દેવદ્રવ્યનો બગાડો નકામો વ્યર્થ ખર્ચ કર્યા કરશે અને વિશેષ શ્રા. હશે તો પણ જાણે પોતાના બાપનાજ હોય નહિ તેમ માની જીર્ણોદ્ધાર યા નવીન દેહેરાસરજીના અદંર પૈસો નહિ આપતા ટીપ કરવા આવનારને પાંચ પચીશ ચોપડાવી હાકી કાઢશે તથા ઉપાશ્રય તેમજ જ્ઞાનદ્રવ્ય સા-ધારણદ્રવ્ય વિગેરેનો બગાડો એક બીજા ચડસાચડસીથી કરશે ગુરૂના તો પગ ને મસ્તક બન્ને કાપીજ નાખશે કિબહુના દેવગુરૂના તો કટ્ટા દ્વેષીજ થઈ તેમની નિંદા વિકથા કરવા બેસી જશે ભણવા ગણવાની ને ભક્તિ યુક્તિની વાર્તા અલગ રહી પણ એકજ નિંદાની વાર્તા લઇ ને બેસશે અને તેમા દેવગુરૂ તથા વિશેષ કરીને ઉત્તમ વ્રતધારી સરલ ધર્મિષ્ટ અને મહાપવિત્ર શ્રાવક શ્રાવિકાઓનુ નિકંદન કરતા જો પાછું વાળી જુવે તો તેમને જમ પરમાધામી જુવે તથા પોતાને એક

પૈસાનો લાભ થતો હોય તો સામાને એક હજારના ખાડામા ઉતાર-નારા અને અન્યને કુબુદ્ધિ આપી બીજાનો બગાડો કરશે. વળી જો શેર ભાર પોતા પાસે હશે તો એકલાજ પ્રપંચ કરીને ખાઈ બીજાને ભુખ્યા મારશે ને કદાચ નહિ ખાઇ શક્યા તો પોતે નહિ ખાતા ને ખાવા નહિ દેતા ઢોળી નાખશે, વળી પોતાના જાતિભાઇ-યોના મસ્તક કાપી સુખીને બદલે દુખી કરશે નોકરી વિગેરેને રસ્તે નહિ ચડાવતા રખડતા રઝળતા કરશે પરંતુ કોઈનુ ભલુ ચિંતવવું તે તેમનાથી બની શકે તેવી આશા સ્વપ્નમા પણ સમજવી નહિ. સાપ્રતકાળના દ્વેષી મત્સરી નિંદનીક અને ઇર્ષ્યાલુ જીવોયે નિંદાની તો કેવળ દુકાનોજ માડેલી છે અને તેમા સત્યાસત્યનો વિચાર કર્યા વગર અને માણુસ માણુસના ગુણોના જાણપણા વિના ચક્ષુ મીં-ચીને શેરીયે ચૌટે બજારમા જાળીયે માળાયે નદીયે નહેરે બાગબગી-ચામા વિગેરે અનેક સ્થળોને વિષે અને વિશેષે કરીને દેહેરે ઉપાશ્રયે ધર્મના સ્થળોને વિષે પૂજા ને દર્શન કરવા જતા આવતા ને જ્યારે તથા સામાયક પ્રતિક્રમણુ પૌષધ કરતા કરીને અને કરેલ સમયે નિંદા નિંદા અને નિંદા, બસ નિંદાનાજ નગારા ગગડાવીને ધર્મઢોંગી-પણાની છાપ મેળવી નીચગતિમા રઝળાવનાર નીચ કર્મના બાધનારા પોતાના આત્માને સારા માની દુનિયામા લાલ ફૂકડભાઇ થઇ ફર-નારા નિંદનીક જીવો આભવ પરભવ અને ભવોભવથી ઠગાય છે. વળી નિંદા કરનાર માત્ર મહા પાપના ભાગીદાર થાય છે તો તેમા દેવગુરૂ અને ધમ તેમજ ધર્મિષ્ટ સરળ જીવોની નિંદા કરવાથી બહુલસસારી અને દુર્લભબોધિ થાય તેમા શુ આશ્ચર્ય છે? પરની નિંદા કરનારા માણુસોને કષાયાદિકની પ્રાપ્તિ વિશેષે કરીને થાય છે અને તેમા પણ

વિશેષે કરી અસત્ય બોલવાપણું હોવાથી વિશેષ પ્રકારે સંસારમાં રઝળનારા થાય છે કારણકે દેવગુરૂના નિંદકોની ગતિ શાસ્ત્રકાર મહારાજાયે નીચી કથન કરેલ છે यदुक्त सिद्धांते—

**जो जिणगुरु पडिकुट्ठो, पुरिसो महिला व होइ जियलोए ।**
**सो हिंडइ संसारं, दुक्खसहस्साइ पावेन्तो ॥१॥**

ભાવાર્થ—આ સંસારને વિષે પુરૂષ અને સ્ત્રિ આ બન્ને અર્થાત્ જે પુરૂષ તેમજ સ્ત્રિ જે જીવ શ્રીજિનેશ્વર મહારાજના ઉપર તથા ગુરૂમહારાજના ઉપર વૈર વિરોધ ધારણ કરી છપ્પોલુ મત્સરી થઇ દ્વેષને ધારણ કરે છે તે જીવ હજારો દુખોના અનુભવને કરતો પામતો સંસારના અંદર રઝળ્યા કરે છે

**तथा—तिव्वकसायाण इहं, पुरिसाणं साहुनिंदापराणं ।**
**इंदियवसाणुगाणं, नियमेणं दोग्गईगमणं ॥२॥**

ભાવાર્થ—જે જીવો તીવ્ર કષાયને ધારણ કરનાર ઇહલોકને વિષે હોય તેમજ જે પુરૂષો વિશેષથી સ્ત્રિયો પણ સાધુઓની નિંદા કરવામાં તત્પર હોય તેમજ ઇંદ્રિયોને વશવર્તિ હોય તે જીવો નિશ્ચય મરીને દુર્ગતિમાં જાય છે આવી રીતે કરૂણાના સમુદ્ર શાસ્ત્રકાર મહારાજાયે નિંદા કરનારને દુર્ગતિની પ્રાપ્તિ અને સંસારપરિભ્રમણ કથન કર્યાં છતાં પણ સાંપ્રતકાલના જીવો નિંદાને છોડતા નથી તે તેમના બહુલકર્મ શિવાય બીજું કાંઇપણ જાણી શકાતું નથી. જેમ પરના અન્નને આકંઠ પર્યંત ભક્ષણ કરતા મૂઢ માણસ પાછુ વાળી નહિ જોતાથી ને અન્ન જર્યાં શિવાય વમન વિશુચિકાદિ રોગાદિકની પ્રાપ્તિ અને મરણદશાનો ભાગીદાર થાય છે તથા જેમ પરની લક્ષ્મીને હરણ કરવાથી તલાર કોટવાળ રાજા આદિક દેહાંતદંડની શિક્ષા કરશે એવો વિચાર

નહિ કરતા સુખની ઈચ્છામા છેદન ભેદન તાડન તર્જન ભુખ તરસ અને કેદખાનાના રૌરવ દુખો તેમજ શલી આદિ દેહાતદડની શિક્ષા અને પરલોકના અદર નરકાદિ તેમજ ભવોભવ રખડપટ્ટીની છાપ મેળવે છે તેમજ પરની નિદા કરનારા ઇહલોકના અદર નિંદા કરનારામા તાતા માના થઈ ઇહલોકમા તિરસ્કાર ધિક્કાર ફિટકાર મેળવે છે ને પરલોકના અદર કુગતિ અને સસારવૃદ્ધિપણાને પામે છે તે માટે દેવગુરૂધર્મ ધર્મિષ્ટ માણુસ તેમજ અન્ય જીવાની નિદા કરવી લાયક નથી કારણુ કે નિદા એ એક દુષ્ટમા દુષ્ટ વ્યસન છે અને તે જેમ જેમ વૃદ્ધિ પમે છે તેમ તેમ અનર્થ કરનાર થાય છે સામાન્ય માણુસની વાર્તા દુર રહી પણુ ધર્મિષ્ટ માણુસ હોય તે પણુ જો નિદા દેવગુર્વાદિકની કરે તો કિલ્વીષીભાવને પામે છે. **यदुक्तं भगवतीसुत्रे—**

**नाणस्स केवलीणं, धम्म यरिअस्स सव्व साहूण ।**
**आई अवन्नवाइ, किव्विसिअं भावणं कुणइ ॥१॥**

ભાવાર્થ—જ્ઞાનના તથા કેવળજ્ઞાનિ મહારાજના તથા ધર્માચાર્યના તથા સર્વ સાધુઓ આદિ ઉત્તમ જીવોના અવર્ણવાદ બોલનાર માણુસ કિલ્વીષી ભાવને પામે છે, અર્થાત્ મરીને કિલ્વીષી (દેવતાના ઢેડ) થાય છે.

આ ઉપરથી પણુ સિદ્ધ થાય છે કે જ્યારે ધર્મિષ્ટ માણુસોની દશા પણુ નિંદા કરવાથી આવી થાય છે તો બીજા માણુસો જેઓ ધર્મ પુન્ય સત્ય રહિત હોય તેઓ દુષ્ટ ગતિના ભોક્તા થાય તેમા શુ આશ્ચર્ય હતુ ? છતા પણુ મહા મલીનકર્મી જીવો હોશે હોશે પ્રીતે પ્રીતે અને ચાવી ચાવીને દેવગુરૂધર્માદિકની નિંદાને કરે છે તેની ક્યા પ્રકારની દશા થશે, તે શાસ્ત્રકાર કહે છે.

यतः—देवनिंदा च दारिद्री, दर्शननिंदा च पातकी ।
धर्मनिंदा भवेत्कुष्टी, साधुनिंदा कुलक्षयम् ॥१॥

ભાવાર્થ —દેવની નિંદા કરનાર દારિદ્રભાવવાળો થાય છે તથા દર્શનની નિંદા કરનાર મહાન્ પાતકી થાય છે તથા ધર્મની નિંદા કરનાર કુષ્ટી–કોઢીયો થાય છે તથા સાધુની નિંદા કરનાર પોતાના કુળનો ક્ષય કરનાર થાય છે, અર્થાત્ સાધુની નિંદા કુળના ક્ષયને કરે છે

એ ઉપરોક્ત પ્રમાણે શાસ્ત્રકાર મહારાજાયે પોકાર પાડીને કથન કર્યા છતાં સાંપ્રતકાલના ત્યાગીયોમાના અને સંસારીમાના ઘણાખરાઓને પરની નિંદા કરવાનુંજ ચેટક વળગેલુ છે ખરૂ પુછાવો તો આવા જીવો બિચારા પરની નિંદા કરી દુનિયાના જીવોને ભરમાવી તેમને ઠગતા નથી પરંતુ પોતાના આત્માને માનવજન્મ જૈનકુલ ધર્મપ્રાપ્તિ બોધિબીજ અને મુક્તિ થકી સાક્ષાત્ ઠગે છે

અરે કુટિલ સ્વભાવવાળા અને દેહેરે ઉપાશ્રયે જઇ ટીલા ટપકા કરનારા અને ચવળા કટાસણા ફેરવનારા ધર્મઢોંગીયો અરે મૂઢ માણસો જ્યારે ગુણી માણસોની નિંદા કરી તેમના મસ્તક કાપવાને માટે કાતરો છરીયો બરછીયો તમોયે તમારા હૃદયમા રાખી છે ત્યારે ધર્મસ્થળ પ્રત્યેજ ધાર્મિક ક્રિયા કરવાનો આડંબર શું કામ ધારણ છો ? તેથી તો વિશેષ મલીન ચીકણા અને નિકાચિત કર્મ બાંધશો કારણકે અન્ય જગ્યાયે કરેલ કર્મ ધર્મસ્થળોને વિષે દુર થશે પરંતુ ધર્મસ્થળોને વિષે કરેલા તમારા પ્રચંડ પાપકર્મ કોઇપણ ભવોને વિષે જવાના નથી. વળી દુનિયાના જીવો ગાડા મૂર્ખા અને અંધા છે છતા પણ એટલુ તો તેઓ સમજે છે કે અમુક સ્ત્રી પુરૂષો ધર્મના ઉપકરણો લઇ ધર્મસ્થળોને વિષે ધર્મકરણિ કરવાને બહાને નિંદા

ફરી કર્મ કરે છે, પરંતુ બોલવા કહેવા જાય તો તે પણ માર ખાય માટે વિના બોલ્યાજ રહે છે પાછળ પાછળ બોલે છે પરંતુ ડરના માર્યા મુખે કોઈ કહેતું નથી કદાચ કોઈ કહે તો વૈરી થાય છે. ભસવું ને લોટ ફાકવો બે એક સાથે બની શકે નહિ કાતો ભસાય અને કાતો લોટ ફકાય તેમજ કાતો ધર્મકરણિ કરાય કાતો નિંદા કરાય પણ દેહરા ઉપાશ્રયે સામાયક પ્રતિક્રમણ પૌષધનું નામ ને નિંદાનું કામ હાથમા માળાનુ નામ ને નિદાનુ કામ આ કાઇ સારૂ કહેવાય નહિ સર્વગુણી વીતરાગ છે તે શિવાય સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા સર્વથા પ્રકારે કોઈ કોઇ અંશે સર્વે ન્યૂનતાને ધારણ કરનારજ છે. એવુ જાણુતા છતા પણ જ્યારે પરની નિંદા કરનારા દુષ્ટ જીવો પરની નિંદા કરે છે ત્યારે પોતાના મલીન કર્મ કરનારા દુષ્ટ આત્માની નિંદા કેમ કરતા નથી ? તેઓ જયારે પરના છિદ્રો ઉઘાડે છે ત્યારે પોતાનાજ છિદ્રો કેમ પ્રગટ કરતા નથી ? તેઓ જ્યારે પરના ઉપર દ્વેષ કરે છે ત્યારે પોતાના આત્મા ઉપર કેમ દ્વેષ કરતા નથી ? જ્યારે કરમકૂટ કરે છે ત્યારે પોતાના કપાળને કેમ કુટતા નથી ? જેથી તેમ કરવાથી ચીકણા કર્મ બંધાતા ને સંસારવૃદ્ધિ થતી અટકી શકે તો ખરી

અહાહાહા શુ મૂર્ખતા અંધતા વૈરતા જડતા કુટિલતા અને પરદ્વેષતા કે એક આ પાપણી લુલી (જીહ્વા) ના લબકારામા દેવ ગુરૂ ધર્મ અને ધર્મીષ્ટ માણસનું ખોદી નાખી પોતાના આત્માને આનંદિત કરવો, શુ નિર્લજતા ? મૂઢ માણસો હોશે હોશે કુવામા કોટે પથરો બાધિ પડે છે તથા હોંશે હોશે પોતાના ઘરમા લાય લગાડે છે પણ તેના માઠા વિપાક પછી તેમની કેવી દશા કરે છે તેમા જેમ તેમનું ભાન રહેતુ નથી તેમજ અજ્ઞાની માણસો ચાવી ચાવીને પરની તથા

દેવ ગુરૂ ધર્મની નિંદા કરે છે પરંતુ તેના વિપાક શું ઉત્પન્ન થશે ને તે ભોગવતી વખતે આ આત્માની કેવી દશા થશે એવી વિચારણા નહિ કરનાર મૂઢ નિંદનીકોને ધિક્કાર ધિક્કાર ને ધિક્કાર છે દેવ ગુરૂ ધર્મની નિંદા કરનારની કેવી દશા થાય છે તે શાસ્ત્રકાર કહે છે.

यदुक्तं—न बोधिबीज नो मुक्तिर्न स्वर्गः सत्कुल नहि ।
शुक्लद्रव्यस्य नो लब्धिर्देवनिंदा परस्य तु ॥१॥

ભાવાર્થ—દેવની નિંદા કરનાર માણસને બોધિબીજની પ્રાપ્તિ થતી નથી તથા મુક્તિ પણ મળતી નથી તથા સ્વર્ગ પણ પ્રાપ્ત થાય નહિ તથા સારા કુલને વિષે જન્મ પણ પ્રાપ્ત થતો નથી તથા શુદ્ધ દ્રવ્ય પણ મળતું નથી.

मूकत्वं काहलत्व च, लूताकुष्टादिदोषजा ।
मुखरोगा सप्तषष्ठिर्जायते जिननिंदया ॥२॥

ભાવાર્થ—જિનેશ્વર મહારાજની નિંદા કરનાર માણસો મુંગા-પણાને તથા ગાડાપણાને પામે છે તથા તેમને લૂતા દોષ અને કુષ્ટ દોષા-દિક થકી ઉત્પન્ન થયેલા સડસઠ મુખના રોગો ઉત્પન્ન થાય છે નિંબકુના, ઉપલક્ષણ થકી અનેક પ્રકારના દુખોને રોગોની પ્રાપ્તિ થાય છે.

अयशोऽकालमरणदुःख वक्त्रविगंधता ।
लूतातंतुमुखादोषा, भवति गुरुनिंदया ॥३॥

ભાવાર્થ— ગુરૂમહારાજની નિંદા કરવાથી અર્થાત્ ગુરૂમહા-રાજની નિંદા કરનાર માણસને કદાપિકાલે યશની પ્રાપ્તિ થતી નથી પરંતુ અપયશજ મલે છે તથા અકાલમરણનું દુખ પ્રાપ્ત થાય છે તથા મુખને વિષે દુર્ગંધપણું પ્રાપ્ત થાય છે તથા લૂતા તંતુ આદિ અનેક દોષો પ્રાપ્ત થાય છે.

संसारी नरके तिर्यग भवे स्यात् स पुनः पुनः।
धर्मणा निंदको नैव, लभते मानुषं भव ॥७॥

ભાવાર્થ—ધર્મની નિંદા કરવાથી અર્થાત્ ધર્મની નિંદા કરનાર માણસ મરીને નરકે જાય છે પાછો નરકમાથી તિર્યંચગતિમા જાય છે અને તિર્યંચગતિમાથી મરીને નરકે જાય છે આની રીતે વારંવાર તિર્યંચ અને નરકના ભવોને કરે છે પરંતુ કદાપિકાલે માનવભવને પામતો નથી

त्रयाणामपि यस्तेषां, निंदको घोर पातकी ।
तस्य संसर्गमात्रेण, मलिनी स्यु. परेऽपि हि ॥८॥

ભાવાર્થ—એવી રીતે દેવગુરૂ અને ધર્મ આ ત્રણેની નિંદા કરનાર જે હોય છે તે મહાઘોર પાપિષ્ટ કહેવાય છે, એવા મહાન્ પાતકીના સંસર્ગમાત્રથી પણ બીજાઓ પણ મલીન થાય છે.

વીતરાગ મહારાજાયે દેવગુરૂધર્મની નિંદા કરનારાને મહાન્ દુષ્ટ નિકૃષ્ટ પાપિષ્ટ કહેલા છતા અને તેમની સંગતિ સોબત સંસર્ગ કરનારાઓને મહાન્ મલીન કહ્યા છતા જે નિંદકો અને તેમની સોબત કરનારાઓ દેવ ગુરૂ ધર્મ ધર્મિષ્ટ ને ઉત્તમ જીવોની તેમજ પરની નિંદાને ત્યાગ કરતા નથી તેઓ પોતાના પુન્યને યશને માનવભવને બોધિબીજને સદ્‌ગતિને અને મુક્તિને જલાજલી આપે છે અને દીર્ઘસંસારી-બહુલ-સંસારી થાય છે

અરેરે દુનિયાના દિવાના લોક નિંદા છોડો નિંદા છોડો, જો તમોને પરની નિંદા કરવાથી કાંઈ લાભની પ્રાપ્તિ થતી હત તો તો પરની નિંદા કરેતી ધારો કે તમોને પ્રમાણ થઇ હોત પરંતુ લાભ થતો નથી પેટ ભરાતું નથી ક્ષુધા તૃષા દુર થતી નથી પણ કેવલ પરને દુઃખ

અને તમારી ચક્ષુને તથા જીહ્વાને તેમજ કાન અને મુખને સર્વથા પ્રકારે પરિશ્રમ પડે છે વળી ભવોભવ અનેક પ્રકારના દુખોની પ્રાપ્તિની છાપ પડે છે તો તેનાથી તમોનેજ ગેરલાભ છે. વળી કોઈના દુર્ગુણો દેખી જો તેમને સુધારવાની પોતાની સત્તાજ હોય તો સુધારો કરવો અને જ્યારે પોતાની સત્તાજ ન હોય તો પરની નિંદા કરી ફોગટ પોતાના આત્માને પાપકર્મથી ભારે કરવો લાયક નથી કારણ-કે પરનિંદાને મહાપાપભૂત કહેલ છે.

यत—परनिंदा महापाप गदंति मुनयः खलु ।
इहलोके पराभूति परत्र नरको यया ॥१॥

ભાવાર્થ—પરની નિંદા કરવી તેને મુનિમહારાજાઓ નિશ્ચય મહાપાપભૂત કથન કરે છે, અર્થાત્ પરની નિંદા કરનાર મહાન્ પાપી કહેવાય છે નિંદાના કરવાથી ઇહિલોકના અંદર પરભવની પ્રાપ્તિ થાય તેમજ પરલોકના અંદર નરકગતિ મળે છે તેજ કારણ માટે ઉત્તમ જીવોએ પરની નિંદા છોડી આત્મનિંદા કરવી તેજ ઇહિ-લોક પરલોકના અંદર હિતાવહ છે.

यतः—आत्मनिंदासमं पुण्यं न भूतं न भविष्यति ।
परनिंदासम पापं न भूतं न भविष्यति ॥२॥

ભાવાર્થ—આત્મનિંદાના સમાન ભૂત ભવિષ્ય વર્તમાનકાળને વિષે બીજુ એક પણ પુન્ય નથી તેમજ પરની નિંદા સમાન ભૂત ભવિષ્ય વર્તમાનકાલને વિષે બીજુ એક પણ પાપ નથી.

માટે હે વિચારશીલ માનવ! દેવગુરૂધર્મ તથા ધર્મિષ્ટ સજ્જન ઉત્તમ સરલ તેમજ તેમજ પોતાના કર્મબંધનથી સખત બંધાયેલ પરજીવોની નિંદાને છોડી કષાયોને ફોડી કર્મોને તોડી કેવલ આત્મ-

નિંદાનેજ કરી સરલતા શીતલતા સ્વચ્છતા નિરાગતા નિર્દ્વેષતા ધારણ કરી મુક્તિ રમણીને આલિંગન કરવા વહેલો વહેલો ઉજમાલ થઈ તહારા માનવજન્મને સફલ કરજે વળી પણ પણ શાસ્ત્રને વિષે કહ્યુ છે કે-

पुष्पमालाप्रकरणेऽप्युक्तम—

सुट्ठुवि गुणे धरंतो, पावइ लहुअत्तणं अकिर्त्ति च।
परदोस कहानिरओ, उक्करिसपरो अ सगुणेसु ॥१॥

ભાવાર્થ—શ્રેષ્ટ ગુણોને ધારણ કરનાર છતા પારકાના દોષોને કથન કરવામા રક્ત હોય તેમજ પોતાના ગુણોનું ઉત્કૃષ્ટપણુ બતાવનાર હોય તે દુનિયમા લઘુતા અને અપયશને પામે છે.

आयरइ जइ अकज्जं, अन्नो किं तुज्झ तत्थ चिंताए।
अप्पाण चिअ चिंतसु, अज्जवि वसगं भवदुहाणं ॥२॥

ભાવાર્થ—પોતાના કર્મજન્ય દોષોથી કોઈ માણસ અકાર્યનું આચરણ કરતો હોય તો તેની તહારે ચિંતા કરવાનુ શુ પ્રયોજન છે? તું પોતેજ અદ્યાપિ પર્યંત અનેક પ્રકારના ભવરૂપી દુખને વશવર્તિ રહેલ છે માટે તહારા પોતાનાજ આત્માની ચિંતા કર કે હે આત્મા તું જન્મ જરા અને મરણના તીવ્ર અને ગાઢ દુખોથી કયારે છુટીશ તેનો વિચાર કર

परदोसं जंपंतो, न लहइ अत्थं जसं न पावेइ।
सुअणपि कुणइ सत्तुं बंधइ कम्मं महाघोरं ॥३॥

ભાવાર્થ—રે જીવ પારકાના દોષોને કથન કરતો તુ પૈસાને પામતો નથી તેમજ યશને પણ પામતો નથી પણ ઉલટો સ્વજન સબંધીયોને પણ તું શત્રુતા ધારણ કરાવવાવાળો થાય છે અને મહા ઘોર રૌરવ કર્મબંધનને કરે છે માટે પારકાની નિંદા કરવાથી તું પાછો ફર.

समयंमि निग्गुणेसुवि, भणिया मज्झत्थभावणा चेव ।
परदोसगहणं पुण, भणिथं अन्नेहिं वि विरुद्ध ॥४॥

ભાવાર્થ—શ્રીમાન્ વીતરાગ મહારાજાયે જૈનશાસ્ત્રને વિષે નિગુણી માણસોને વિષે પણ મધ્યસ્થ ભાવના રાખવાનુ ફરમાન કથન કરેલ છે એટલે પરદોષ પરનિંદા પ્રાણાતે પણ નહિ કરતા જીવોનુ કર્માધિનપણુ ચિંતવવાનુ કહેલ છે અને પારકના દોષોને ગ્રહણ કરવાનુ અન્ય દર્શનીયોયે પણ નિષેધેલુ છે, માટે સર્વથા પરનિંદા ત્યાગ કરવી.

लोओ परस्स दोसे, हत्थाहत्थि गुणे य गिन्हंतो ।
अप्पाणमप्पणो चिय कुणइ सदोसं च सगुणं च ॥५॥

ભાવાર્થ—દુનિયાનો જીવ તે પારકાના દોષો અને પારકાના ગુણને ગ્રહણ કરતો પોતે પોતાના આત્માનેજ સાક્ષાત્ દોષયુક્ત અને ગુણયુક્ત બનાવે છે એવુ જાણી ઉત્તમ જીવોયે પરદોષ ત્યાગ કરી પરગુણને ગ્રહણ કરવાનીજ વૃત્તિ રાખવી

भूरिगुणा विरलच्चियं, इक्क गुणोवि हु जणो न सव्वत्थ ।
निद्दोसाण वि भद्द, पससिमो थोवदोसे वि ॥६॥

ભાવાર્થ—જેના અદર ઘણા ગુણો હોય એવા તો જીવો દુનિયામા બહુજ થોડા હોય છે પરતુ એક ઉત્તમગુણવાળો લોક પણ સર્વ જગ્યાયે હોતો નથી, કારણકે ઉત્તમ એવો એક ગુણ ધારણ કરનાર લોક પણ કોઇકજ જગ્યાયે મળી આવે છે અને સ્વલ્પ દોષોને ધારણ કરનારા હોય તેવા જીવોની પણ અમે પ્રશસા કરીયે છીયે કારણકે તેવા સ્વલ્પ દોષોવાળા જીવો અનુક્રમે પોતાની ભુલો અને અને પોતાના દોષોને સુધારી કર્મક્ષીણ કરવાવાળા થશે

સુજ્ઞવાચકવર્ગ ! શાસ્ત્રકાર મહારાજાયે જે કહેલું છે કે જે માણુસોનો જેવો સ્વભાવ પડયો હોય તેવો જ રહે બદલાય નહિ માણુસોને વિનાસ્વાર્થે ઝેર વેર ઇર્ષ્યા અદેખાઈ દ્વેષ અને નિંદા કરવાનો સ્વભાવ પડેલ તેથી તેમાજ તે આત્માની મોટાઈ માને છે દુનિયાના અવનવા બનાવો દેખી અનેક પ્રકારના અટપટા વિચારો લાવી વિનાકારણે અને બિનસ્વાર્થે પરની નિંદાઓ કરવામા તથા પરના અવગુણુ બોલવામા અને પરના ઉપર ઝેરવેર કરી કલંકો ચડાવવામા જેવો સ્વાદ પડેલો અત્યારે જેવામા આવે છે તેવો સ્વાદ મનોહર ખાનપાનમાં અને ઉત્તમ ગાનતાનમા પડતો નથી. વળી વિશેષે કરી અધર્મિ માણુસો ધર્મિષ્ટ ઉપર બહુજ અદેખાઈ કરતા પ્રત્યક્ષ જેવામા આવે છે આ તેમનુ ભારેકર્મીપણુજ સૂચવે છે. હાલની સ્થિતિ જૈનવર્ગની એવી તો ભયકર દશામા આવી પડેલી છે કે ઘણુાખરા ત્યાગીયોને સંસારીયો પુરૂષો તેમજ સ્ત્રિયો સ્વઉત્કર્ષને પરની નિંદા આ બે વસ્તુનોજ ઇજારો લઇ જીંદગી સુધી તેમજ કરતા નજરે જેવામાં આવે છે. દહેરે ઉપાશ્રયે જૈનશાળે પૌષધશાળે ધર્મશાળે દાનશાળે શેરીયે ચૌટે મેડીયે માળે નાતજાતમા ગામેગામ ને નગરે નગર પરની નિંદાનોજ ધમધોકાર વ્યાપાર ચલાવી રહેલા છે, ગુણીના ગુણુ ગાવા દુર રહ્યા પણુ ગુણીના ઉપર કલંક ચડાવવાનાજ કારસ્તાનોના કારખાના કોતરી રાખેલા દેખવામા આવે છે વિશેષમા જે બાબતમા પરની નિંદા કરનારા પરની નિંદા કરે છે તે બાબતમા પોતામા ગુણો હોય તો તો ધૂળ નાખી કે ભાઈ પોતે ગુણી છે પરંતુ પોતાનામાજ મોટા દુર્ગુણુ વિદ્યમાન છતા તેનો ઢાકપિછોડો કરી પરનીજ નિંદા કરવી તે મૂળમંત્રને અંગીકાર કરી બિચારા પામર જીવો માનવ-

જન્મને એળે ગુમાવી ભવવૃદ્ધિ કરી રઝળનારા થાય છે. પામર બિચારા પરની નિંદા કરનારાઓને શાસનરક્ષક પરમાત્માના અધિષ્ટાયક ઉપાસક દેવો સન્મતિ આપી પરનિંદાની પડેલી કુટેવથી તેમનો બચાવ કરે તેજ લેખકની આતરઇચ્છા છે

પરની નિંદા કરવાથી કાંઈ લાભ થતો નથી, કેવળ હાનીજ થાય છે અને પોતાના આત્માનીજ નિંદા કરવાથી માન મોટાઈ ગુણ વિનય વિવેક વિદ્યા વૈભવ વિભુતિ વિશ્વાસ અને સરલાઇ સાદાઈ સચ્ચાઈ આર્જવ માર્દવ ધૈર્ય વિર્ય ઉદાર્યાદિ અનેક ગુણગણુસપન્ન થાય છે. માટેજ ઉત્તમ જીવોને પરની નિંદાનો પરિહાર કરી આત્મનિંદાનોજ કેસ ઉભો કરી તેનેજ ચુથવાથી ચોળવાથી પરના પાસે રજુ કરવાથી મહાન્ લાભ લેવો યુક્ત છે. જુઓ દૃષ્ટાત—

## चित्रकारपुत्री दृष्टान्त

કોઇક નગરને વિષે રાજાયે પોતાની સભાને ચિત્રરહિત જાણી ચિતારાઓને બોલાવી સભા ચિતરવા માટે સમાન-સરખા ભૂમિભાગો આપ્યા તેથી સર્વ પોતપોતાનો ભાગ ચિતરવા માડયા હવે તે ચિતારા પૈકી એક ચિત્રકાર વૃદ્ધ છે તેને માટે તેની પુત્રી ભક્ષ્યભોજન લાવે છે. એક દિવસ તે ચિત્રકારની પુત્રી ભક્ષ્યભોજન લઇને રાજમાર્ગમા આવતી હતી તે સમયે વેગથી ઘોડા ઉપર બેશીને ગમન કરનારા રાજાના ઘોડાના કષ્ટથી મુશીબતે છુટીને પોતાના પિતાના પાસે આવી, તેને દેખી તેનો પિતા લઘુનીતિ-પીશાબ કરવા ગયો, તેટલામા રાજા કેટલી ને કેવી સભા ચિત્રાયેલી છે તે જોવાને માટે આવ્યો ને ચિત્રો જોતા ભીતને વિષે ચિત્રેલ મોરના પિછાને ગૃહણ કરવા હાથ પસારવાથી રાજાને નખને વિષે વાગ્યું તેથી તે ચિત્રકારની પુત્રી હસીને બોલી

કે મૂર્ખમાચાનો ચોથો પાયો સંપૂર્ણ થયો ત્યારે રાજાયે કહ્યુ કે તે કેમ ? એટલે ચિત્રકારની પુત્રી બોલી એક રાજમાર્ગના અંદર ઘોડાને દોડાવનાર, કારણકે રાજમાર્ગમા ઘોડો દોડાવવાથી બાળ વૃદ્ધ સ્નાન સ્ત્રિયોનો નાશ થઇ જાય છે માટે રાજમાર્ગમા ઘોડો દોડાવનાર મહા મૂર્ખ કહેવાય છે, માટે પહેલો પાયો થયો, મૂર્ખરૂપી ખાટલાનો બીજો પાયો મહારો પિતા, કારણકે જ્યારે ભોજન લઇને આવુ છુ ત્યારે સદાયે કાયચિંતા માટે બહાર જાય છે માટે તે બીજો પાયો, ત્રીજો ચિત્રામણ છે કે સત્ય છે એટલુ પણ જાણવાની જેની બુદ્ધિ નથી તે ભિંતમા ચિત્રેલ મોરનુ પીછુ લેવા હાથ લબાવનારો ત્રીજો, ને ચોથો પાયો રાજા કે જેને ભાન નથી કે યુવાન અવસ્થાવાળા ચિત્રકારોને અને મહારો પિતા જે વૃદ્ધ છે તેને સરખો ભાગ ચિતરવા આપેલ છે વય જોઇનેજ કાર્ય સોપાય છે, પણ તે નહિ જોવાથી રાજા પણ મૂર્ખ માચાના ચોથા પાયારૂપ છે આવી રીતે મૂર્ખરૂપી માચાના ચાર પાયા પૂર્ણ થયા. આવી રીતે શ્રવણ કરી આનદ પામી ચિત્રકાર પાસે માગણી કરી તેની પુત્રીનુ રાજાયે પાણીગૃહણ કર્યું અને સારો મેહેલ આપી તેમા તેને રાખી. તેથી રાજાની રાણી થયેલી તે ચિત્રકારની પુત્રીયે ઘણા દિવસે પોતાને ત્યા રાજાનો વારો આવે તેથી દાસીને શીખવી રાખ્યુ કે અમુક સમયે તારે મને વાર્તા કેહેવાનું કહેવુ રાજા તેના મેહેલમા આવીને રહ્યો અને રાજાને નિદ્રા આવવાના સમયે દાસીયે વાર્તા કહેવાનુ કેહેવાથી રાણી થયેલી ચિત્રકારની પુત્રી બોલી કે એક માણસને એક પુત્રી હતી, તેને કર્મયોગે પરણાવવાને માટે માતા પિતા ને ભાઇયોયે જુદા જુદા વરના સાથે સંબધ અજાણતા જોડવાથી ત્રણ વર તે કન્યાને પરણવા સમકાલે આવ્યા. ભવિતવ્યતાના યોગે રાત્રિમા સર્પ કરડવાથી

તે કન્યા મરણ પામી એક જણ તેના સાથે બળ્યો, એક નિરંતર ઉપવાસ કરવા લાગ્યો અને એક દેવને આરાધી અમૃત છાંટી સજીવન કરી કન્યાને જીવતી થયેલી દેખી

ત્રણે જણા પાછા કન્યાને પરણવા માટે વિવાદ કરવા લાગ્યા ત્યારે દાસીયે કહ્યું કે હે સ્વામિનિ ! તુ કહે કે તે કન્યાને પરણવા લાયક ત્રણમાથી કયો પુરૂષ યોગ્ય કહેવાય રાણીયે કહ્યુ કે હાલમા તો મને નિદ્રા આવે છે, માટે કાલે કહીશ એમ કહી રાણી શયન કરી ગઈ બીજે દિવસે વાર્તા પૂર્ણ સાભળવાના લોભિ રાજાયે તે રાણીનો જ વારો કાયમ રાખ્યો હવે રાજા પાછો રાત્રીયે આવ્યો ને જૂઠી નિદ્રા કરી સુતો એટલે દાસીયે કહ્યુ કે, કાલની વાર્તા અપૂર્ણ છે, માટે તમો પૂર્ણ કરો ને કહો કે તે કન્યાનું પાણિગ્રહણ કોણે કર્યુ એટલે રાણી બોલી કે હે દાસી ! તુ સાભળ જે પુરૂષ કન્યાના સાથે બળ્યો હતો તેને અમૃત છાટી સજીવન કર્યો ને તે કન્યાના સાથે સજીવન થયો, માટે તે કન્યાનો ભાઈ કહેવાય તેથી તેને તે કન્યા પરણવા લાયક નથી વળી જેણે દેવને આરાધી અમૃત લઇ તે છાટીને કન્યાને સજીવન કરી હતી, તે કન્યાનો પિતા કહેવાય માટે તે કન્યા તેને પણ પરણવા લાયક નથી. પણ ત્રીજો પુરૂષ જે ઉપવાસ કરતો હતો, તે પરણવા લાયક હોવાથી કન્યાયે તેનુ પાણિગ્રહણ કર્યું ફરીથી દાસીયે વાર્તા કહેવાનુ કહેવાથી રાણી બોલી કે, કોઈએક ગામમા કોઈ શ્રેષ્ટિયે એક હાથનું મંદિર બનાવી તેમા ચાર હાથના દેવની મૂર્ત્તિને સ્થાપન કરી તે સાભળી દાસી બોલી રાણી સાહેબ તે કેમ બને ? કારણ કે એક હાથના મંદિરમા ચાર હાથના દેવનો સમાવેશ ન થાય માટે તમો કહો કે તેમનો પરમાર્થ

શુ છે ત્યારે રાણી બોલી કે આજે તો નિદ્રા આવે છે, કાલે કહીશ એમ કહી સુઈ ગઇ વળી પણ વાર્તા સાભળવાના રસનો પ્રેમી રાજા ત્રીજે દિવસે પણ તેને જ ઘેર આવ્યો ને પ્રથમના માફક કપટ નિદ્રા કરી સુતો એટલે દાસી બોલી કે બાઇ સાહેબ ! કાલની વાર્તા પૂર્ણ કરો તે સાભળવા મારૂ મન ઘણુજ આતુરતાવાળુ છે એટલે રાણી બોલી કે એક હાથનુ મદિર ઉચુ હતુ, તેમા ચાર હાથવાળા દેવ હતા એટલે કે મૂર્તિ જે દેવની હતી તેને ચાર હાથ હતા, પણ તે દેવની મૂર્તિ કાઈ ચાર હાથ લાબી નહોતી આ સાભળી દાસીયે ખુશી થઇ ફરીથી વાર્તા કહેવાનુ કહેવાથી રાણી બોલી કે, કોઈ એક વનમા લાખ અશોકવૃક્ષનુ મોટુ ઝાડ હતુ તેને અનેક શાખાઓ હતી છતા પણ તેની છાયા પૃથ્વી ઉપર પડતી નહોતી તે સાભળી દાસી બોલી કે એમ કેમ બને ! એટલા મોટા વૃક્ષની છાયા જરૂર ભૂમિ ઉપર પડવી જ જોઇયે માટે હે સ્વામિનિ ! તુ મહારા મનનો સશય દુર કર રાણીયે કહ્યુ કે આજે તો મને નિદ્રા આવે છે, માટે કાલે કહીશ વળી પણ રાજા વાર્તાના રસથી આકર્ષાઇ રાત્રે તેજ રાણીના મહેલમા આવ્યો ને પ્રથમના માફક જૂઠી નિદ્રા કરી સુતો એટલે દાસીયે કહ્યુ કે, હે સ્વામિનિ ! કાલની વાર્તા પૂર્ણ કરો એટલે રાણી બોલી કે તે વૃક્ષ કૂવા ઉપર હતુ, અને કૂવામા તે વૃક્ષની છાયા પડવાથી ભૂમી ઉપર તેની છાયા પડી શકતી નહોતી આવી રીતે નવીન નવીન વાર્તા કહી રાણીયે રાજાને પોતાને ત્યા છ માસસુધી રોકી રાખ્યો હવે અન્ય રાણીયોના મહેલમા રાજા નહિ જવાથી તમામ રાણીયો ચિત્રકારની પુત્રી તે નવીન રાણી ઉપર ઝેર વેર ઇર્ષ્યા કરવા લાગી, અને તેના છિદ્રો જોવા લાગી હવે રાજાની નવી

રાણી આ જે ચિત્રકારની પુત્રી હતી તે બહુ જ ગુણીયલ હોવાથી મહેલના એક બાજુના ઓરડામા પ્રવેશ કરી અદરથી સાકળ દઈ રાજાયે આપેલા વસ્ત્રાલકાર આભૂષણાદિક ઉતારી પોતાના પ્રથમના જૂના ફાટેલા તુટેલા વસ્ત્રોને ધારણ કરી નિરતર આ પ્રકારે પોતાના આત્માની નિદા કરતી કે રે જીવ! તુ અભિમાન કરીશ નહિ કે હુ રાજાની રાણી થઇ છુ એ રાણીપણુ તો તને પૂર્વના પુન્યોદયથી જ પ્રાપ્ત થયુ છે અન્યથા તારા આવાજ વસ્ત્રો પહેરવાના હતા ખાવા પીવામા પણ સામાન્ય ખાનપાન જ હતુ પગે ચાલીને જવા આવવાનુ થતુ તમામ કામકાજ તારેજ કરવા પડતા હતા તુ એક રાકડી સામાન્ય દાસી જેવી હતી, તે અત્યારે તુ રાજાની રાણી થઇને બેઠી છે માટે પૂર્વની અવસ્થા સભારીને તુ હાલમા મદ કરીશ નહિ અભિમાનમા છક બનીશ નહિ વળી અન્ય રાણીયોને છોડી રાજા તાહારા પાસે આવે છે તો તુ ગર્વ કરીશ નહિ, રાજા છ માસથી મારાજ મેહેલમા આવે છે, વળી પણ તારી શોકય બેહેનો જે અપર રાણીયો છે તેના ઉપર તુ ઇર્ષ્યા મત્સર કરીશ નહિ કારણ કે, આ રાજાની રાણીનુ સુખ ચાર દિવસનુ છે રાજા તાહારા ઉપર કારણાદિકને લઇને કોપાયમાન થશે તો ક્ષણમાત્રમા તને એક રાક દાસી કરતા પણ ખરાબ દશામા લાવી મુકશે માટે હે ચેતન! સસારના અદરની બાજી ક્ષણ દૃષ્ટ નષ્ટ હોવાથી તુ અભિમાન કરીશ નહિ ને ઝેર વેર ઇર્ષ્યા, મત્સર પણ કરીશ નહિ આવી અનેક રીતે નિરતર તે પોતાના આત્માને શિક્ષા આપતી હતી

હવે એક દિવસ કોઈ કાર્ય પ્રસગે ત્યા અન્ય રાણીની દાસી

આવી ચડી તેણે ઉપરની ચેષ્ટા બારણાના છિદ્રદ્વારા દેખીને પોતાની રાણીને કહ્યું અને તેણે સમગ્ર રાણીયોને કહ્યું તેથી તમામ રાણીઓએ એકત્ર થઈ ઝેરવેર કરી રાજાને બોલાવીને કહ્યુ કે, આ તારી આણેલી નવી રાણી તો તને વશ કરવા રોજે ઓરડામા પેસી સાકળ દઇ કામણુ કરે છે, અને તેના કામણુ કરવાથીજ તુ ૭ ૭ માસથી તેને આધિન થઈ ગયો છે, અને અમારા કોઇના સામું જોતો નથી તો ભલે પણ તુ વિચાર કરજે તે તારી કામણગારી તને કાઈ આઘુપાછુ કરી દેશે તો તુ તારા જીવનો જઇશ અમે તો પ્રત્યક્ષ નજરે જોયેલુ છે તેથી તાહારા હિતના ખાતર તને કહીયે છીયે હવે સમગ્ર રાણીયોના ઉપરોક્ત વચનોને શ્રવણ કરી ગુપ્ત રીતે રાજાએ તપાસ કરવાથી તે રાણીને પોતાના આત્માનીજ નિંદા કરતી રાજાએ દેખી જેથી રાજા વિચાર કરવા લાગ્યો કે, અહો અહો! સજ્જન ને દુર્જનનુ લક્ષણ જુઓ ઉત્તમ ને નીચની કરણી જુઓ પુન્યશાલી ને પાપિ જીવોનુ કર્ત્તવ્ય જુઓ આ બિચારી ચિત્રકારની પુત્રી નવી રાણી, હું તેમને ૭ ૭ માસથી આધિન થયો છુ છતા વસ્તુપાત્ર, મેહેલ, વસ્ત્રો, આભૂષણ, વાહન, ખાનપાન વિગેરેનો અહંકાર કરતી નથી તેમજ તેમની બેહેન રાણીયો છે, તેમના ઉપર ઝેરવેર મત્સર ઇર્ષ્યા કાઇપણ નહિ કરતા સરલતા ધારણ કરી કેવળ આત્મનિંદાજ કરે છે ત્યારે મારી બીજી તમામ રાણીયો રાજાની રાણીના સમગ્ર વૈભવોને પાત્ર બનવાથી અભિમાનમા ચકચૂર થઇ ઝેરવેર ધારણ કરી તે બિચારી નવી રાણી ઉપર મત્સર ઇર્ષ્યા વિગેરે ધારણ કરે છે તે રાણીયો દુર્જન સ્વભાવવાળી છે માટે જેનો જે સ્વભાવ પડયો તે જાયજ

નહિ વાસ્તે ગુણી માણુસોના ગુણુની કિંમત કરવી જોઇયે એમ જાણી ચિત્રકારની પુત્રિ જે ગુણી રાણી હતી, તેને સર્વ રાણીયોની અગ્રેસર પટરાણી બનાવી હવે તે રાણી પણ જૈનધર્મનુ આરાધન કરી વિશેષ પ્રકારે આત્મનિંદા કરી સ્વર્ગલોકના અંદર ગઇ, અને ઇહલોક પરલોકના અંદર સુખી થઇ

એ ઉપરોક્ત દ્રષ્ટાંત વાંચી, મનન કરી, સમજી, હૃદયમા ધારણ કરી, જે ભવ્ય બાંધવો પરના અવર્ણવાદ, પરના ઉપર મદ, મત્સર ઈર્ષ્યા અદેખાઇ કરવા છોડી દઇ પોતાના આત્માની નિંદા કરશે તે ચિત્રકાગની પુત્રીની પેઠે ઇંહલોક પરલોકના અંદર યશ માનના ભાગીદાર થઈ, સદ્ગતિના ભોક્તા થશે ઇત્યલમ્

ઇતિ શ્રી તપગચ્છાધિરાજ મુકુટમણિ શ્રી જૈનશાસનના અલંકારભૂત ધ્યાન ધુરંધર ધીરવીર શ્રીમાન્ ૧૦૦૮ શ્રી બુદ્ધિવિજયજી (બુટેરાવજી) મહારાજના શિષ્ય સમુદાય ચૂડામણિ ગણિવર્ય શ્રીમાન્ ૧૦૦૮ મુક્તિવિજયજી (મૂળચંદજી) મહારાજના શિષ્યવર્ય ક્ષમાસાગર શ્રીમાન્ ૧૦૦૮ ગુલાબવિજયજી મહારાજશ્રીના શિષ્ય મુનિશ્રી મણિવિજયજીએ આ ભવ્ય જીવોને યોગ્ય હિતોપદેશ નામનો ગ્રન્થ શ્રીમલ્લવણપુર (લુણાવાડા) મધ્યે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ મહારાજની પરમ કૃપાથી સંવત્ ૧૯૭૮ ના કાર્તક શુદિ પૂર્ણિમાને દિવસે સમાપ્ત કર્યો તે ચિરકાળ સુધી ભવ્ય જીવોને મહા લાભદાયક થાઓ.

